શેઠ માણેકલાલ ચુનીલાલ શાહ જે. પી. તથા અ. સૌ. કમળાબ્હેન
માણેકલાલ ચુનીલાલ શાહ, સિરીઝ મણકો બીજો.

Shree Jain Prachin Sahityoddhar Granthavali
Series No. 9.

શ્રી જૈન પ્રાચીન સાહિત્યોદ્ધાર ગ્રંથાવલિ પુષ્પ ૯ મું.



# શ્રી જૈન સજઝાય સંગ્રહ

[ સચિત્ર ]

અનેક મુનિવર્ય વિરચિત પ્રાચીન સજઝાયોનો
અપૂર્વ સંગ્રહ.

સંપાદક અને સંશોધક:

**સારાભાઈ મણિલાલ નવાબ.**

એમ. આર. એ. એસ. (લંડન)

પ્રથમાવૃત્તિ ] [ પ્રતિ ૧૨૫૦



વિક્રમ સં. ૧૯૯૬ ] અઢી રૂપિયા. [ ઇ. સ. ૧૯૪૦

# સમર્પણ

---

શેઠ માણેકલાલ ચુનીલાલ શાહ જે. પી.

તથા

તેઓશ્રીના ધર્મપત્નિ અ. સૌ. કમળાબ્હેન

માણેકલાલ ચુનીલાલ શાહ

( દંપતિ ) ના કરકમલમાં

# નિવેદન

શ્રી જૈન પ્રાચીન સાહિત્યોદ્ધાર ગ્રન્થાવલિના નવમા પુષ્પ તરીકે અને શેઠ. **માણેકલાલ ચુનીલાલ શાહ** જે. પી. તથા અ. સૌ. શ્રીમતી **કમળાબ્હેન માણેકલાલ ચુનીલાલ શાહ**ની સિરીઝના બીજા મણકા તરીકે પ્રાચીન મહાપુરૂષોએ રચેલી પ્રાચીન સજ્ઝાયોનો આ સંગ્રહ જનતા સમક્ષ મૂકતાં મને જે અનહદ આનંદ થઈ રહ્યો છે, તે અવર્ણનીય છે.

પ્રાચીન સજ્ઝાયોના આ સંગ્રહમાં પૂર્વે થઈ ગએલા મહાપુરૂષોનાં જીવનચરિત્રો તથા આત્મિક પદો વગેરેની જે સુંદર રચનાઓ પદ્યમાં પૂર્વ પુરૂષોએ રચી છે, તેને કોઈ-પણ જાતની ટીકા ટીપ્પણીઓની જરૂર હોય તેમ લાગતું નથી. આ સંગ્રહ પહેલાં કેટલાક સંગ્રહો પ્રસિદ્ધિમાં આવેલાં છે, પરંતુ તેમાંના મોટા ભાગે અશુદ્ધ અને સળંગ કાવ્યબદ્ધ તથા ભાવ વગરનાં ચિત્રોવાળાં છે અને તેથી જ બની શકે તેટલો શુદ્ધ કડીબદ્ધ અને પ્રસંગોને અનુરૂપ ભાવવાહી પ્રાચીન તથા અર્વાચીન ચિત્રો સહિત આ સંગ્રહ જનતા સમક્ષ રજુ કરવા ઉદ્યુક્ત થયો છું અને આશા રાખું છું કે મારી ગ્રન્થાવલિના આઠમા પુષ્પ તરીકે પ્રસિદ્ધ થએલ "**૧૧૫૧ સ્તવન મંજુષા**" ના પુસ્તકની માફક જનતા મારા આ પ્રકાશનને સુંદર આવકાર આપશે.

પ્રસ્તુત ગ્રન્થ એ સત્તરમી સદીની શરૂઆતથી માંડીને ઓગણીસમી સદીની અંત સુધીમાં થઈ ગએલા જૈન મુનિ-

વરોના હૃદયંગમ ઉદ્દ્ગારો રૂપી મૌક્તિકોની હારમાળાઓ-માંના વીખરાએલા કેટલાક મૌક્તિકોનો સંગ્રહ છે.

સજ્ઝાય એટલે સ્વાધ્યાય, સ્વાધ્યાયમાં મુખ્યત્વે કરીને કષાયાદિથી નિષ્પન્ન થતા અનિષ્ટ પરિણામોનું, દાન, શીલ, તપ અને ભાવ, રૂપી ચાર પ્રકારના ધર્મના સેવનથી થતા લાભોનું અને દાનાદિ ચાર પ્રકારના ધર્મનું સેવન કરનારા પુણ્યપુરૂષોના ઉત્તમ ગુણોનું વર્ણન હોય છે. પ્રતિક્રમણમાં જ્યારે કોઈ મુનિમહારાજ મધુર સરોદે સજ્ઝાય ગાય છે, ત્યારે તેમાંથી રચનારની કાવ્યચાતુર્યતા અને બોલનારની પવિત્રતા નિર્ઝરે છે. આવાં મૌક્તિકો સમાજની મોંઘી સંપત્તિ છે, પરંતુ જનતાની તે તરફની ઉપેક્ષા જો દૂર થઈ જાય તો આવા આવા દસ બાર ભાગો થઇ શકે તેટલી સાહિત્ય સામગ્રી તો હજુ અપ્રસિદ્ધ રૂપે ગુજરાતના જૈન ભંડારોમાં તેને પ્રકાશિત કરનારની વાટ જોતી પડી રહેલી છે, જો સાનુકુળતા હશે તો દર વર્ષે આવું એકાદું પ્રકા-શન પ્રસિદ્ધ કરીને જનતા સમક્ષ મૂકવાની મારી ઈચ્છા છે, પરંતુ તેનો બધો આધાર જનતા આજ સુધી મારી સાહિત્ય પ્રવૃત્તિને જે રીતે પ્રોત્સાહન આપતી રહી છે, તે રીતે પ્રોત્સાહન આપવાનું ચાલુ રાખે તે ઉપર નિર્ભર છે.

### ઋણ સ્વીકાર

આ પુસ્તકમાં આપવામાં આવેલા ચિત્રો પૈકી આર્ય-સ્થૂલિભદ્ર અને સાત બ્હેનો તથા રથિકકલા અને કોશાનૃત્ય, એ બે સોનેરી ચિત્રોના બ્લૉકો વાપરવા આપવા માટે શેઠ **દેવચંદ લાલભાઇ** જૈન પુસ્તકોદ્ધાર ફંડના ટ્રસ્ટીઓનો,

ભરત બાહુબલિનાં દ્વંદ્વયુદ્ધનું ત્રિરંગી ચિત્ર વડોદરાના શ્રી આત્મારામ જૈન જ્ઞાન મંદિરમાં આવેલા સ્વર્ગસ્થ શાંતમૂર્તિ શ્રી **હંસવિજયજી** મહારાજના અમૂલ્ય સંગ્રહમાંની સંવત ૧૫૨૨માં લખાએલી કલ્પસૂત્રની સુવર્ણાક્ષરી પ્રતમાંથી બ્લૉક કરાવીને અત્રે રજુ કરેલું છે અને તેથી જ તે પ્રતનો ઉપયોગ કરવા દેવા માટે પ્રસ્તુત જ્ઞાનમંદિરના વહીવટ કર્તાઓનો, શ્રી દશાર્ણભદ્રરાજર્ષિ, તથા અઇમુત્તાકુમારની સજ્ઝાયને લગતાં બે ચિત્ર પ્રસંગોનાં ચિત્રો પૂજ્ય આચાર્યદેવ શ્રી **વિજયમોહનસૂરીશ્વર**જીના પરમશિષ્ય અનુયોગાચાર્ય પન્યાસજી મહારાજ શ્રી **પ્રીતિવિજયજીના** સંગ્રહની આવશ્યક બાલાવબોધની વિક્રમ સંવત ૧૮૮૨માં મુંબાઈમાં લખાએલી સુંદર ચિત્રોવાળી પ્રતમાંથી ઉપયોગ કરવાની પરવાનગી આપવા માટે પૂજ્ય પન્યાસજી મહારાજ શ્રી **પ્રીતિવિજયજીનો** તથા (૧) દશાર્ણભદ્ર રાજર્ષિ, (૨) વજ્રસ્વામીજી, (૩) બાહુબલી ને અહંકારનો ત્યાગ કરવા માટે બ્રાહ્મી અને સુંદરીની વિનંતી, (૪) શેઠ સુદર્શન અને અર્જુનમાળી તથા (૫) ઈલાચીકુમારની શુભ ભાવનાને લગતા ચિત્ર પ્રસંગો મુરબ્બી શ્રી **રવિશંકર રાવળે** પોતાની જાતી દેખરેખ નીચે ચાલતા ગુજરાત કલાસંઘમાં તૈયાર કરાવી આપવા માટે શ્રીયુત્ **રવિશંકર રાવળનો** પણ આભાર માનવાની હું આ તક લઉં છું.

મારી દરેકેદરેક સાહિત્યપ્રવૃત્તિને ઉત્તેજન આપવામાં સૌથી મુખ્ય ફાળો આપનાર શ્રીમાન્ શેઠ **માણેકલાલ ચુનીલાલ શાહ** જે. પી. તથા મારી દરેક પ્રવૃત્તિને

વાત્સલ્ય ભાવે નીરખીને હમેશાં ઉત્તેજન આપનાર શેઠ **માણેકલાલ પ્રેમચંદ રાયચંદ** વગેરેનો પણ આ પ્રસંગે આભાર માની કૃતાર્થ થાઉં છું, અને ઈચ્છું છું કે–મ્હારી ભવિષ્યની સાહિત્ય પ્રવૃત્તિને તેઓશ્રી વધુ ઉત્તેજન આપતા રહેશે.

આ પુસ્તક શ્રીમાન્ શેઠ **માણેકલાલ ચુનીલાલ શાહ** જે. પી તથા તેઓશ્રીના ધર્મપત્નિ અ. સૌ. **કમળાબ્હેન માણેકલાલ ચુનીલાલ** ( દંપતિ ) ની સિરીઝના બીજા મણુકા તરીકે તેટલા જ માટે પ્રસિદ્ધ કરવામાં આવ્યું છે કે મારી સાહિત્યપ્રવૃદ્ધિને તેઓશ્રી તરફથી ઉત્તરોત્તર ઉત્તેજન મલ્યા કરતું ન હોત તો હું મારા આઠમા પુષ્પ ( ૧૧૫૧ સ્તવન મંજુષા ) માં જણાવી ગયો છું તેમ મારી સાહિત્ય પ્રવૃત્તિ લગભગ મંદ પડી ગઈ હોત; તેથી જ આ પુસ્તક અને હવે પછી દર વર્ષે હજુસુધી અપ્રગટ રહેલા પ્રાચીન સ્તવનો, સજ્ઝાયો અને જૈન ઊર્મિકાવ્યોના સંગ્રહનું એકેક પુસ્તક તેઓ ( દંપતિ ) ની સિરીઝના ઉત્તરોત્તર મણુકા તરીકે પ્રસિદ્ધ કરવાની ઇચ્છા પ્રદર્શિત કરવાની આ તક લઉં છું અને ઇચ્છું છું કે તેઓશ્રી તે વાતનો સ્વીકાર કરશે.

આ સંગ્રહમાંની સજ્ઝાયોનો કેટલોક ભાગ અમદાવાદની **જૈનવિદ્યાશાળા** તરફથી વર્ષો પહેલાં શિલાછાપમાં છપાએલા સજ્ઝાય સંગ્રહમાંથી, કેટલોક ભાગ મારા **વડોદરા**ના નિવાસસ્થાન વખતે આગમોદ્ધારક આચાર્યદેવ શ્રીમાન્ **સાગરાનંદસૂરીશ્વરના** શિષ્ય મુનિ મહારાજ

**શ્રીવર્દ્ધમાનસાગરજી** દ્વારા વડોદરા-મહમદની વાડીમાં આવેલા રંગમહાલના ઉપાશ્રયમાંની હસ્તપ્રતો મને ઉપયોગ કરવા માટે ભેટ મળેલી તેમાંથી અને કેટલોક ભાગ પરમ-પૂજ્ય આચાર્યદેવ શ્રી **વિજયરામચંદ્રસૂરીશ્વરજીના** શિષ્યો શ્રી **કાંતિવિજયજી**, શ્રી**માનતુંગવિજયજી** દ્વારાએ હસ્તપ્રતો અને પ્રેસ કૉપીઓ મળેલી તેમાંથી મળેલો છે અને તે માટે તે સર્વેનો હું અત્રે આભાર માનું છું.

આ સંગ્રહમાં જે ભગવતીસૂત્રની સજ્ઝાયો પ્રસિદ્ધ કરવામાં આવેલી છે તેની પ્રેસ કૉપી પણ મને પૂજ્ય શ્રી **કાંતિવિજયજી** તરફથી મળેલી, પરંતુ તે વધારે અશુદ્ધ લાગવાથી અમદાવાદના ડહેલાના ઉપાશ્રયના ભંડારમાંથી બીજી બે હસ્તપ્રતો સાથે મેળવીને છપાવી છે અને તેથી તે ભંડારના ટ્રસ્ટીઓનો પણ અત્રે આભાર માનું છું. ભગવતી-સૂત્રના બધા શતકો ઉપર ઉપાધ્યાય શ્રી **માનવિજયજીએ** કેમ સજ્ઝાયો નહી બનાવી હોય તેની કાંઈ સમજણ પડતી નથી, કારણકે મને પ્રાપ્ત થએલી ઉપરોક્ત પ્રેસ કૉપીમાં તેમજ બંને હસ્તપ્રતોમાં પણ ભગવતીના વીશ શતકો ઉપરનીજ સજ્ઝાયો છે અને બંને હસ્તપ્રતો સંપૂર્ણ છે, છતાં કોઇપણ મહાનુભાવને ઉપાધ્યાય શ્રી **માનવિજય-જીએ** રચેલી ભગવતીજીના સંપૂર્ણ એકતાલીશ શતકો ઉપરની સજ્ઝાયો મલી આવે તો મને લખી જણાવવા જરૂર કૃપા કરશે એમ ઈચ્છું છું.

**આ સંગ્રહમાં પ્રસિદ્ધ થએલ શ્રી જિનહર્ષસૂરિ વિરચિત વજ્રસ્વામીની પંદર ઢાળો વાળી સજ્ઝાય, પૃષ્ઠ**

૭૫ થી ૮૭, શ્રી **જિનહર્ષસૂરિ** વિરચિત શિયળની નવવાડની અગિયાર ઢાળો પૃષ્ઠ ૮૯ થી ૯૯, શ્રી **વીરવિજયજી** વિરચિત દશારણભદ્રની પાંચ ઢાળો પૃષ્ઠ ૩૬૯ થી ૩૭૩, શ્રી **માનવિજયજી** ઉપાધ્યાય વિરચિત શ્રી ભગવતીસૂત્રની તેત્રીશ સજ્ઝાયો પૃષ્ઠ ૪૧૨ થી ૪૫૦, શ્રી **સુંદર** મુનિ વિરચિત શ્રી રાજુલની સજ્ઝાય પૃષ્ઠ ૪૫૧ થી શરૂ કરીને **માલ**મુનિ વિરચિત જીરણશેઠની સજ્ઝાય પૃષ્ઠ ૪૮૦ સુધીની સજ્ઝાયો સૌથી પહેલી જ વાર પ્રસિદ્ધ કરવામાં આવેલી છે; વાચકોનું ખાસ લક્ષ તે તરફ ખેંચવાની રજા લઉં છું.

આ ગ્રંથમાં છપાવવામાં આવેલા મહાપુરૂષોના જીવનને લગતા પ્રસંગોનાં ચિત્રોની જરા પણ આશાતના નહિ કરવા વાંચક અને દર્શક બંને પ્રત્યે મારી નમ્ર વિનંતિ છે.

છાપકામ માટે, સૂર્યપ્રકાશ પ્રિન્ટીંગ પ્રેસના માલીક પટેલ **મણિલાલ કલ્યાણદાસ**નો, બ્લૉકો, જેકેટ, ચિત્રો વગેરે સુંદર રીતે છાપી આપવા માટે કુમાર કાર્યાલયવાળા શ્રીયુત્ **બચુભાઈ રાવત**નો પણ હું અત્રે આભાર માનું છું.

મારી અલ્પમતિ પ્રમાણે આ સંગ્રહને શુદ્ધ કરવા માટે મેં પ્રયત્ન કરેલો છે. છતાં પણ દૃષ્ટિ દોષથી અને પ્રેસ દોષથી કાંઇ પણ અશુદ્ધિ વગેરે રહી જવા પામી હોય તે માટે ક્ષમા માગું છું.

| | |
|---|---|
| સંવત ૧૯૯૬<br>માહ સુદી ૫<br>( વસંતપંચમી )<br>મંગલવાર | નિવેદકઃ—<br>**સારાભાઈ મણિલાલ નવાબ**<br>ઠા. પારસીની ચાલ રૂમ નંબર. ૪<br>સાબરમતી. |

# વિષયાનુક્રમણિકા



૧૧ ૨૨૧૩૨

ૐ



આર્ય સ્થૂલિભદ્ર અને સાત સાધ્વી બહેનો

# આર્ય સ્થૂલિભદ્ર અને સાત સાધ્વી બહેનો

[illegible]

# શ્રી જૈન સજ્ઝાય સંગ્રહ

## શ્રી યશોવિજયજી ઉપાધ્યાય કૃત

# સમકિતના સડસઠ બોલની સજ્ઝાય

### દોહા.

સુકૃતવલ્લિ કદંબિની, સમરી સરસતિ માત;
સમકિત સડસઠ બોલની, કહિશું મધુરી વાત—૧
સમકિતદાયક ગુરૂ તણો, પચ્ચુવયાર ન થાય;
ભવ કોડાકોડેં કરી, કરતાં સર્વ ઉપાય.—૨
દાનાદિક કિરિયા ન દિયે, સમકિત વિણ શિવ શર્મ;
તે માટે સમકિત વડું, જાણો પ્રવચન મર્મ.—૩
દર્શન મોહ વિનાશથી, જે નિર્મલ ગુણઠાણ;
તે નિશ્ચય સમકિત કહ્યું, તેહના એ અહિઠાણ.—૪

### ઢાળ પહેલી

( ૧ )

વીર જિનેશ્વર ઉપદિશે, તુમે સાંભળજો ચિત્ત લાઇ રે.

ચઉ સદ્દહણા તિ લિંગ છે, દશવિધ વિનય વિચારો રે;
ત્રિણ શુદ્ધિ પણ દૂષણ, આઠ પ્રભાવિક ધારો રે.—૫

### ત્રોટક છંદ

પ્રભાવિક અડ પંચ ભૂષણ, પંચ લક્ષણ જાણિયે,
ષટ જયણા ષટ આગાર ભાવના, છવ્વિહા મન આણિયે;
ષટ ઠાણ સમકિત તણા સડસઠ, ભેદ એહ ઉદાર એ,
એહનો તત્ત્વ વિચાર કરતાં, લહી જે ભવપાર એ.—૬

ઢાળ

ચઉવિહ સદ્દહણા તિહાં, જીવાદિક પરમત્થો રે;
પ્રવચનમાં જે ભાખિયા, લીજે તેહનો અત્થો રે.—૭

ત્રોટક

તેહનો અર્થ વિચાર કરિયે, પ્રથમ સદ્દહણા ખરી,
બીજી સદ્દહણા તેહની જે, જાણે મુનિ ગુણ જવહરી;
સંવેગ રંગ તરંગ ઝીલે, માર્ગ શુદ્ધ કહે બુધા,
તેહની સેવા કીજિયેં જિમ, પીજિયેં સમતા સુધા.—૮

ઢાળ

સમકિત જેણે ગ્રહી વમિઉં, નિન્હવને અહછંદા રે;
પાસત્થાને કુશીલિયા, વેષ વિડંબક મંદા રે.—૯

ત્રોટક

મંદા અનાણી દૂર છંડો, ત્રીજી સદ્દહણા ગ્રહી,
પર દર્શનીનો સંગ તજિયેં, ચોથી સદ્દહણા કહી;
હીણા તણો જે સંગ ન તજે, તેહનો ગુણ નવિ રહે,
જ્યૂં જલધિ જલમાં ભલ્યૂં ગંગા, નીર લૂણ પણૂં લહે.–૧૦

ઢાળ બીજી

( ૨ )

જંબુદ્વીપના ભરતમાં રે.—એ રાગ.

ત્રણ લિંગ સમકિત તણાં રે, પહિલો શ્રુત અભિલાષ;
જેહથી શ્રોતા રસ લહે રે, જેવો સાકર દ્રાખ રે.
પ્રાણી ! ધરીયેં સમકિત રંગ,જિમ લહિયેં સુખ અભંગરે પ્રા૦૧૧
તરૂણ સુખી સ્ત્રી પરિવર્યો રે, ચતુર સુણે સુર ગીત;
તેહથી રાગેં અતિ ઘણે રે, ધર્મ સુણ્યાની રીત રે. પ્રા૦–૧૨

ભૂખ્યો અટવી ઉતર્યો રે, જિમ દ્વિજ ઘેબર ચંગ;
ઇચ્છે તિમ જે ધર્મને રે, તેહી જ બીજું લિંગ રે. પ્રા૦–૧૩
વૈયાવચ્ચ ગુરૂ દેવનું રે, ત્રીજું લિંગ ઉદાર;
વિદ્યા સાધક તણી પરેં રે, આલસ નવિય લગાર રે પ્રા૦–૧૪

## ઢાળ ત્રીજી

( ૩ )

સમકિતનું મૂલ જાણીએજી, સત્ય વચન સાક્ષાત.–એ રાગ.

અરિહંત તે જિન વિચરતાંજી, કર્મ ખપી હુઆ સિદ્ધ;
ચેઇય જિન પડિમા કહીજી, સૂત્ર સિદ્ધાંત પ્રસિદ્ધ.
ચતુર નર! સમજો વિનય પ્રકાર, જિમ લહિયેં સમકિત
સાર. ચતુર૦–૧૫
ધર્મ ખિ(ક્ષ)માદિક ભાખિઓજી, સાધુ તેહના રે ગેહ;
આચારજ આચારનાજી, દાયક નાયક જેહ. ચતુર૦–૧૬
ઉપાધ્યાય તે શિષ્યનેજી, સૂત્ર ભણાવણહાર;
પ્રવચન સંઘ વખાણિયેંજી, દરિસણ સમકિત સાર. ચતુર૦–૧૭
ભગતિ બાહ્ય પ્રતિપત્તિથીજી, હૃદય પ્રેમ બહુમાન;
ગુણ થુતિ અવગુણ ઢાંકવાજી, આશાતનની હાણ. ચતુર૦–૧૮
પાંચ ભેદે એ દશ તણોજી, વિનય કરે અનુકૂલ;
સીંચે તેહ સુધારસેજી, ધર્મવૃક્ષનું મૂલ. ચતુર૦–૧૯

## ઢાળ ચોથી

( ૪ )

ધોબીડા તું ધોજે મનનું ધોતીયૂં રે,–એ રાગ.

ત્રણ શુદ્ધિ સમકિત તણી રે, તિહાં પહેલી મન શુદ્ધિ રે;
શ્રી જિનને જિનમત વિના રે, જૂઠ સકલ એ બુદ્ધિ રે.
ચતુર વિચારો ચિત્તમાં રે.–૨૦

જિન ભગતેં જે નવિ થયું રે, તે બીજાથી નવિ થાય રે;
એવું જે મુખ ભાખિયે રે, તે વચન શુદ્ધિ કહેવાય રે. ચ૦-૨૧
છેદ્યો ભેદ્યો વેદના રે, જે સહતો અનેક પ્રકાર રે;
જિન વિણ પર સુર નવિ નમે રે, તેહની કાયા શુદ્ધ ઉદાર રે. ચ૦૨૨.

## ઢાળ પાંચમી

## ( ૫ )

કડવાં ફલ છે ક્રોધનાં, જ્ઞાની એમ બોલે.-એ રાગ.

સમકિત દૂષણ પરિહરો, જેહમાં પહેલી છે શંકા;
તે જિન વચનમાં મત કરો, જેહને સમ નૃપ રંકા.
સમકિત દૂષણ પરિહરો.-૨૩

કંખા કુમતની વાંછના, બીજું દૂષણ તજિયે;
પામી સુરતરૂ પરગડો, કિમ બાઉલ ભજિયે.
સ૦-૨૪

સંશય ધર્મનાં ફલ તણો, વિતિગિચ્છા નામે;
ત્રીજું દૂષણ પરિહરો, નિજ શુભ પરિણામે.
સ૦-૨૫

મિથ્યામતિ ગુણ વર્ણના, ટાલો ચોથો દોષ;
ઉન્મારગિ થુણતાં હુવે, ઉન્મારગ પોષ.
સ૦-૨૬

પાંચમો દોષ મિથ્યામતિ, પરિચય નવિ કીજે;
ઇમ શુભ મતિ અરવિંદની, ભલી વાસના લીજે.
સ૦-૨૭

## ઢાળ છઠ્ઠી

( ૬ )

અભિનંદન જિન દરિશણ તરસીએ.—એ રાગ,

આઠ પ્રભાવિક પ્રવચનના કહ્યા, પાવયણી ધુરિ જાણ;
વર્ત્તમાન શ્રુતના જેહ અર્થનો, પાર લહે ગુણ ખાણ.
ધન ધન શાસન મંડન મુનિવરા.—૨૮
ધર્મ કથી તે બીજો જાણિયે, **નંદિષેણ** પરિ જેહ;
નિજ ઉપદેશે રે રંજે લોકને, ભંજે હૃદય સંદેહ. ધન૦—૨૯
વાદી ત્રીજો રે તર્ક નિપુણ ભણ્યો, **મલ્લવાદી** પરિ જેહ;
રાજદ્વારે રે જય કમલા વરે, ગાજંતો જિમ મેહ. ધન૦—૩૦
**ભદ્રબાહુ** પરિ જેહ નિમિત્ત કહે, પર મત જીપણ કાજ;
તેહ નિમિત્તી રે ચોથો જાણિયે, શ્રી જિનશાસન રાજ. ધન૦—૩૧
તપ ગુણ ઓપે રે રોપે ધર્મને, ગોપે નવિ જિન આણ;
આશ્રવ લોપે રે નવિ કોપે કદા, પંચમ તપસી તે જાણ. ધન૦—૩૨
છઠ્ઠો વિદ્યા રે મંત્ર તણો બલિ, જિમ **શ્રીવયર** મુણિંદ;
સિદ્ધ સાતમો રે અંજન યોગથી, જિમ **કાલિક** મુનિ ચંદ. ધન૦૩૩
કાવ્ય સુધારસ મધુર અર્થ ભર્યા, ધર્મ હેતુ કરે જેહ;
**સિદ્ધસેન** પરે નરપતિ રીઝવે, અટ્ઠમ વર કવિ તેહ. ધન૦—૩૪
જવ નવિ હોવે પ્રભાવિક એહવા, તવ વિધિ પૂર્વક અનેક;
જાત્રા પૂજાદિક કરણી જેહ કરે, તેહ પ્રભાવિક છેક. ધન૦—૩૫

## ઢાળ સાતમી

( ૭ )

સોહે સમકિત જેહથી, સખિ ! જિમ આભરણે દેહ;
ભૂષણ પાંચ તે મન વસ્યાં, સખિ મન વસ્યાં તેહમાં નહિ સંદેહ.
મુજ સમકિત રંગ અચલ હોજયો.—૩૬

પહિલું કુશલ પણું તિહાં, સખિ વંદનને પચ્ચખાણ;
કિરિયાનો વિધિ અતિ ઘણો, સખિ આચરે તેહ સુજાણ. મુઝ૦ ૩૭
બીજું તીરથ સેવના, સખિ તીરથ તારે જેહ;
તે ગીતારથ મુનિવરા, સખિ તેહશું કીજે નેહ. મુઝ૦ ૩૮
ભગતિ કરે ગુરૂ દેવની, સખિ ત્રીજું ભૂષણ હોય;
કિણુહી ચલાવ્યો નવિ ચલે, સખિ ચોથું ભૂષણ જોય. મુઝ૦ ૩૯
જિનશાસન અનુમોદના, સખિ જેહથી બહુ જન હુંત;
કીજે તેહ પ્રભાવના, સખી પાંચ ભૂષણની ખંત. મુઝ૦ ૪૦

## ઢાળ આઠમી

(૮)

ધર્મ જિનેશ્વર ગાઉં રંગશું.–એ રાગ

લક્ષણ પાંચ કહ્યાં સમકિત તણાં, ધૂર ઉપશમ અનુકૂલ; સુગુણ નર.
અપરાધી શું પણ નવિ ચિત્ત થકી, ચિંતવીયે પ્રતિકૂળ. સુગુણનર.
શ્રી જિનભાષિત વચન વિચારીયે.–૪૧
સુર નર સુખ જે દુઃખ કરી લેખવે, વંછે શિવ સુખ એક; સુગુણ૦
બીજું લક્ષણ તે અંગીકરે, સાર સંવેગ સું ટેક. સુ૦ શ્રી૦–૪૨
નારક ચારક સમ ભવ ઊભગ્યો, તારક જાણિને ધર્મ; સુગુણ૦
ચાહે નિકલવું નિર્વેદ તે, ત્રીજું લક્ષણ મર્મ. સુગુણ૦ શ્રી૦–૪૩
દ્રવ્ય થકી દુઃખિયાની જે દયા, ધર્મ હીણાની રે ભાવ; સુ૦
ચોથું લક્ષણ અનુકંપા કહી, નિજ શકતેં મન લાવ. સુ૦શ્રી૦–૪૪
જે જિન ભાખ્યું તે નહીં અન્યથા, એહવો જે દૃઢ રંગ; સુ૦
તે આસ્તિકતા લક્ષણ પાંચમું, કરે કુમતિનો એ ભંગ સુ૦શ્રી૦–૪૫

## ઢાળ નવમી

(૯)

ત્રીજે ભવ વરસ્થાનક તપ કરી.—એ રાગ

પર તીર્થી પરના સુર તેણે, ચૈત્ય ગ્રહ્યા વલી જેહ,
વંદન પ્રમુખ તિહાં નવિ કરવું, તે જયણા ષટ ભેય રે.
ભવિકા ! સમકિત યતના કીજે.—૪૬
વંદન તે કરજોડન કહિયે, નમન તે શીશ નમાડે;
દાન ઇષ્ટ અન્નાદિક દેવું, ગૌરવ ભગતિ દેખાડે રે. ભવિકા. ૪૭
અનુપ્રદાન તે તેહ ને કહિયેં, વારંવાર જે દાન;
દોષ કુપાત્રેં પાત્ર મતિયેં, નહિ અનુકંપા માન રે. ભવિકા. ૪૮
અણ બોલાવે જેહ ભાખવું, તે કહિયે આલાપ;
વારંવાર આલાપ જે કરવો, તે કહિયેં સંલાપ રે. ભવિકા. ૪૯
એ જયણાથી સમકિત દીપે, વલિ દીપે વ્યવહાર;
એહમાં પણ કારણથી જયણા, તેહ અનેક પ્રકાર રે. ભવિકા. ૫૦

## ઢાલ ૧૦ મી

(૧૦)

લલનાની દેશી

શુદ્ધ ધરમથી નવિ ચલે, અતિ દઢ ગુણ આધાર લલના;
તો પણ જે નવિ તેહવા, તેહને એ આગાર લલના. ૫૧
બોલ્યું તેહવું પાલિયેં, દંતિ દંત સમ બોલ લલના;
સજ્જનના દુર્જન તણા, કચ્છપ કોટિને તોલ લલના. બો૦ ૫૨
રાજા નગરાદિક ધણી, તસ શાસન અભિયોગ લલના;
તેહથી **કાર્ત્તિકની** પરે, નહિ મિથ્યાત્વ સંયોગ લલના બો૦ ૫૩
મેલો જનનો ગણ કહ્યો, બલ ચોરાદિક જાણ લલના;
ખેત્રપાલાદિક દેવતા, તાતાદિક ગુરૂ ઠાણ લલના. બો૦ ૫૪

વૃત્તિ દુર્લભ આજીવિકા, તે ભીષણ કાંતાર લલના;
તે હેતે દૂષણ નહીં, કરતાં અન્ય આચાર લલના. ભો૦ ૫૫

## ઢાલ ૧૧ મી

(૧૧)

પાંચ પોથી રે ઠવણી પાઠાં વિંટણાં—એ રાગ.

ભાવિજે રે સમકિત જેહથી રૂઅડું,
તે ભાવના રે ભાવો મન કરી પરવડું;
જો સમકિત રે તાજું સાજું મૂલ રે,
તો વ્રત તરૂ રે દીયે શિવ ફલ અનુકૂલ રે. ૫૬

### ત્રોટક છંદ

અનુકૂલ મૂલ રસાલ સમકિત, તેહ વિણ મતિ અંધ રે,
જે કરે કિરિયા ગર્વ ભરિયા, તેહ જૂઠો ધંધ રે;
એ પ્રથમ ભાવના ગુણે રૂઅડી, સુણો બીજી ભાવના,
બારણું સમકિત ધર્મપૂરનું, એહવી તે પાવના. ૫૭

### ઢાળ

ત્રીજી ભાવના રે સમકિત પીઠ જો દૃઢ સહી,
તો મોટો રે ધર્મ પ્રાસાદ ડગે નહીં;
પાયે ખોટે રે મોટો મંડાણ ન શોભીયે,
તેહ કારણ રે સમકિત શું ચિત્ત થોભીયે. ૫૮

### ત્રોટક છંદ

થોભીયે ચિત્ત નિત એમ ભાવી, ચોથી ભાવના ભાવિયે,
સમકિત નિધાન સમસ્ત ગુણનું, એહવું મન લાવિયે;
તેહ વિણ છૂટા રત્ન સરિખા, મૂલ ઉત્તર ગુણ સવે,
કિમ રહે તાકે જેહ હરવા, ચોર જોર ભવો ભવે. ૫૯

ઢાળ

ભાવો પંચમી રે ભાવના શમ દમ સાર રે,
પૃથવી પરે રે સમકિત તસુ આધાર રે;
છઠ્ઠી ભાવના રે ભાજન સમકિત જો મિલે,
શ્રુત શીલનો રે તો રસ તેહમાંથી નવિ ઢલે. ૬૦

ત્રોટક છંદ

નવિ ઢલે સમકિત ભાવના રસ, અમિય સમ સંવર તણો,
ષટ ભાવના એ કહી એહમાં, કરો આદર અતિ ઘણો;
ઇમ ભાવતાં પરમાર્થ જલનિધિ, હોય નિત્ય ઝકઝોલ એ,
ઘન પવન પુણ્ય પ્રમાણ પ્રગટે, ચિદાનંદ કલ્લોલ એ. ૬૧

ઢાળ ૧૨ મી
(૧૨)

મંગળ આઠ કરી જસ આગળ—એ રાગ.

ઠરે જિહાં સમકિત તે થાનક, તેહના ષટવિધ કહિયેં રે,
તિહાં પહેલું થાનક 'છે ચેતન,' લક્ષણ આતમ લહિયેં રે;
ખીર નીર પરેં પુદ્ગલ મિશ્રિત, પણ એહથી છે અલગો રે,
અનુભવ હંસ ચંચૂ જો લાગે, તો નવિ દીસે વલગો રે. ૬૨
બીજું થાનક 'નિત્ય આતમા' જે અનુભૂત સંભારે રે,
બાળકને સ્તનપાન વાસના, પૂરવ ભવ અનુસારેં રે;
દેવ મનુજ નરકાદિક તેહના, છે અનિત્ય પર્યાય રે,
દ્રવ્ય થકી અવિચલિત અખંડિત, નિજ ગુણ આતમરાય રે. ૬૩
ત્રીજું થાનક 'ચેતન કર્ત્તા,' કર્મ તણે છે યોગે રે,
કુંભકાર જિમ કુંભ તણો જે, દંડાદિક સંયોગે રે;
નિશ્ચયથી નિજ ગુણનો કર્ત્તા, અનુપ ચરિત વ્યવહારેં રે,
દ્રવ્ય કર્મનો નગરાદિકનો, તે ઉપચાર પ્રકારેં રે. ૬૪

ચોથું થાનક 'ચેતન ભોક્તા' પુણ્ય પાપ ફલ કેરો રે,
વ્યવહારે નિશ્ચય નય દ્રષ્ટે, ભુંજે નિજ ગુણ નેરો રે;
પાંચમું થાનક 'છે પરમપદ,' અચલ અનંત સુખ વાસો રે,
આધિ વ્યાધિ તન મનથી લહિયે, તસુ અભાવે સુખ ખાસો રે. ૬૫

છઠ્ઠું થાનક 'મોક્ષ તણો છે, સંજમ જ્ઞાન' ઉપાયો રે,
જો સહિજે લહિયે તો સઘળે, કારણ નિષ્ફલ થાયો રે;
કહે જ્ઞાન નય જ્ઞાન જ સાચું, તે વિણ જૂઠી ક્રીરિયા રે,
ન લહે રૂપું રૂપું જાણી, સિપ ભણી જે ફિરિયા રે. ૬૬

કહે કિરિયા નય કિરિયા વિણ જે, જ્ઞાન તેહ શું કરશે રે,
જલ પેસી કર પદ ન હલાવે, તારૂ તે કિમ તરશે રે;
દૂષણ ભૂષણ છે ઇહાં બહુલાં, નય એકેકને વાદે રે,
સિદ્ધાંતી તે બેહુ નય સાધે, જ્ઞાનવંત અપ્રમાદે રે. ૬૭

ઇણિ પરે સડસઠ બોલ વિચારી, જે સમકિત આરાહે રે,
રાગ દ્વેષ ટાલી મન વાલી, તે સમ સુખ અવગાહે રે;
જેહનું મન સમકિતમાં નિશ્ચલ, કોઈ નહીં તસ તોલે રે,
**શ્રીનયવિજય** વિબુધ પય સેવક, વાચક **જસ** ઈમ બોલે રે. ૬૮

શ્રી જયસોમ કૃત

# બાર ભાવનાની સજઝાય

## દોહા

પાસ જિનેસર પય નમી, સદ્ગુરૂને આધાર;
ભવિયણ જનને હિત ભણી, ભણશું ભાવના બાર. ૧
પ્રથમ અનિત્ય અશરણ પણું, એહ સંસાર વિચાર;
એકલ પણું અન્યત્વ તિમ, અશુચિ આશ્રવ ભાર. ૨
સંવર નિર્જર ભાવના, લોક સરૂપ સુબોધિ;
દુલ્લહ ભાવના જિન ધરમ, એણી પરેં કર જીઉ સોધિ. ૩
રસકૂપિ રસ વેધિયો, લોહ થકી હોય હેમ;
જીઉ ઈણ ભાવન શુદ્ધ હુયે, પરમ રૂપ લહે તેમ. ૪
ભાવ વિના દાનાદિકાં, જાણે અલુણું ધાન;
ભાવ રસાંગ મલ્યાં થકી, ત્રૂટે કરમ નિદાન. ૫

## ઢાળ પહેલી

(૧૩)

ભાવનાની દેશી

પહેલી ભાવના એણી પરેં ભાવીયેંજી, અનિત્ય પણું સંસાર;
ડાભ અણી ઊપર જલબિંદુઓજી, ઈંદ્ર ધનુષ અનુહાર. ૧
સહેજ સંવેગી સુંદર આતમાજી, ધર જિનધર્મ શું રંગ;
ચંચલ ચપલાની પરેં ચિંતવેજી, કૃત્રિમ સવિહુ સંગ. સહેજ૦ ૨
ઈંદ્રજાલ સુહણેં શુભ અશુભશુંજી, કૂડો તોષને રોષ;
તિમ ભ્રમ ભૂલ્યો અથિર પદારથેંજી, શ્યો કીજે મન શોષ. સ૦ ૩

ઠાર ત્રેહ પામરના નેહજયુંજી, એ યૌવન રંગ રોલ;
ધન સંપદ પણ દીસે કારમીજી, જેહવા જલ કલ્લોલ. સ૦ ૪
**મુંજ** સરિખે માંગી ભીખડીજી, **રામ** રહ્યા વનવાસ;
ઈણ સંસારે એ સુખ સંપદાજી, જિમ સંધ્યારાગ વિલાસ. સ૦ ૫
સુંદર એ તનુ શોભા કારમીજી, વિણસંતાં નહીં વાર;
દેવ તણે વચને પ્રતિબૂઝીયોજી, ચક્રી **સનતકુમાર**. સ૦ ૬
સૂરજ રાહુ ગ્રહણે સમઝીઓજી, શ્રી**કીર્ત્તિધર** રાય;
**કુરકંડુ** પ્રતિબૂઝયો દેખીનેજી, વૃષભ જરાકુલ કાય. સ૦ ૭
કિહાં લગે ધૂઆ ધવલહરા રહેજી, જલ પરપોટો જોય;
આઉખૂં અથિર તિમ મનુષ્યનુંજી, ગર્વ મ કરશો કોય.
જે ક્ષણમાં ખેરૂ હોય. સહેજ૦ ૮
અતુલિ બલ સુરવર જિનવર જિસ્યાંજી, ચક્રી હરિબલ જોડી;
ન રહ્યા ઇણે જગે કોઈ થિર થઈજી, સુર નર ભૂપતિ કોડી. સ૦૯

## દોહા

પલ પલ છીજે આઉખું, અંજિલ જલ જયું એહ;
ચલતે સાથે સંબલો, લેઈ શકે તો લેહ. ૧
લીયે અચિંત્ય ગલાશું ગ્રહી, સમય સીંચાણો આવિ;
શરણ નહીં જિન વચણ વિણ, તેણે હવે અશરણ ભાવિ. ૨

## ઢાળ બીજી

## (૧૪)

રાગ રામગિરિ

બીજી અશરણ ભાવના, ભાવો હૃદય મોઝાર રે;
ધરમ વિના પર ભવ જતાં, પામેં ન લહીશ પાર રે,
જાઈશ નરક દુવાર રે, તિહાં તુજ કવણ આધાર રે. ૧

લાલ સુરંગારે પ્રાણીઆ, મૂકને મોહ જંજાલ રે;
મિથ્યામતિ સવિ ટાલ રે, માયા આલ પંપાલ રે. લાલ૦ ૨
માત પિતા સુત કામિની, ભાઈ ભયણિ સહાય રે,
મેં મેં કરતાં રે અજ પરેં, કર્મેં ગ્રહ્યો જીઉ જાય રે;
તિહાં આડો કોઈ નવિ થાય રે, દુઃખ ન લીયે કે વહેંચાયરે. ૩
**નંદની** સોવન ડૂંગરી, આખર નાવી કો કાજ રે,
ચક્રી **સુભૂમ** તે જલધિમાં, હાર્યું ખટ ખંડ રાજ રે;
બૂડ્યો ચરમ જહાજ રે, દેવ ગયા સવિ ભાજ રે,
લોભે ગઈ તસ લાજ રે. લાલ૦ ૪
**દ્વીપાયન** દહી દ્વારિકા, બલવંત **ગોવિંદ રામ રે;**
રાખી ન શક્યારે રાજવી, માત પિતા સુત ધામ રે;
તિહાં રાખ્યાં જિન નામરે, શરણુ કિયો **નેમિ** સ્વામરે,
વ્રત લેઈ અભિરામ રે, પોહોતા શિવપુર ઠામ રે. લાલ૦ ૫
નિત્ય મિત્ર સમ દેહડી, સયણાં પર્વ સહાય રે,
જિનવર ધર્મ ઉગારશે, જિમ તે વંદનિક ભાય રે;
રાખે મંત્રિ ઉપાય રે, સંતોષ્યો વલી રાય રે,
ટાલ્યા તેહનાં અપાય રે. લાલ૦ ૬
જનમ જરા મરણાદિકા, વયરી લાગા છે કેડ રે,
અરિહંત શરણું તે આદરી, ભવ ભ્રમણ દુઃખ ફેડ રે;
શિવસુંદરી ઘર તેડ રે, નેહ નવલ રસ રેડ રે,
સીંચી સુકૃત સુર પેડ રે. લાલ૦ ૭

## દોહા

**થાવચ્ચાસુત** થરહર્યો, જોર દેખી જમ ધાડ;
સંયમ શરણું સંગ્રહ્યું, ધણુ કણુ કંચન છાંડ. ૧

ઈણ શરણે સુખિયા થયા, શ્રી **અનાથી** અણગાર;
શરણ લહ્યા વિણ જીવડા, ઈણી પરેં રૂલે સંસાર. ૨

## ઢાળ ત્રીજી

(૧૫)

રાગ મારૂણી

ત્રીજી ભાવના ઈણી પરેં ભાવીયેંરે, એહ સ્વરૂપ સંસાર;
કર્મવશેં જીવ નાચે નવનવ રંગશું રે, એ એ વિવિધ પ્રકાર.૧
ચેતન ચેતીયેં રે, લહી માનવ અવતાર; ચેતન૦
ભવ નાટકથી જો હુઓ ઉભગા રે, તો છાંડો વિષય વિકાર.ચે૦૨
કબહી ભૂજલ જલણાનિલ તરૂમાં ભમ્યો, કબહી નરક નિગોદ;
બિ તિ ચઉરિંદ્રિય માંહે કેઈ દિન વસ્યો રે, કબહીક દેવ વિનોદ. ચે૦-૩
કીડી પતંગ હરિ માતંગ પણું ભજે રે, કબહી સર્પ શિયાલ;
બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્ય કહાવતો રે, હોવે શૂદ્ર ચંડાલ. ચેતન૦-૪
લખ ચોરાશી ચઉટે રમતો રંગશું રે, કરી કરી નવનવા વેશ;
રૂપ કુરૂપ ધની નિર્દ્રવ્ય સોભાગિયો રે, દુર્ભાગી દુરવેશ. ચે૦૫
દ્રવ્ય ક્ષેત્ર સૂક્ષમને બાદર ભેદશું રે, કાલ ભાવ પણ તેમ;
અનંત અનંતા પુદ્ગલ પરાવર્ત્તન કર્યાં રે, કહ્યો **પન્નવણા** એમ. ચેતન૦ ૬
ભાઈ બહેન નર નારી તાત પણું ભજે રે, માત પિતા હોયે પૂત્ર;
તેહ જ નારી વેરીને વલિ વાલહી રે, એહ સંસારહ સૂત્ર. ચે૦૭
**ભુવનભાનુ** જિન ભાંખ્યાં ચરિત્ર સુણી ઘણાંરે, સમજ્યા ચતુર સુજાણ;
કર્મવિવર વશ મૂકી મોહ વિટંબના રે, મલ્યા મુગતિ જિન ભાણ. ચેતન૦૮

## દોહા

એમ ભવ ભવ જે દુઃખ સહ્યાં, તે જાણે જગનાથ;
ભય ભંજન ભાવઠ હરણુ, ન મલ્યો અવિહડ સાથ. ૧
તિણુ કારણુ જીવ એકલો, છોડી રાગ ગલ પાસ;
સવિ સંસારી જીવશું, ધરિ ચિત્ત ભાવ ઉદાસ. ૨

## ઢાળ ચોથી

( ૧૬ )

રાગ ગોડી

ચોથી ભાવના ભવિયણુ મન ધરો, ચેતન તું એકાકી રે;
આવ્યો તિમ જાઈશ પરભવ વલી, ઇહાં મૂકી સવિ બાકી રે. ૧
મમ કરો મમતા રે સમતા આદરો, આણો ચિત્ત વિવેકો રે;
સ્વારથિયાં સજ્જન સહુએ મલ્યાં, સુખ દુખ સહેશે એકો રે.મમ૦
વિત્ત વહેંચણુ આવી સહુયે મલે, વિપત્તિ સમય જાય નાસી રે;
દવ બલતો દેખી દશ દિશેં પુલે, જિમ પંખી તરૂ વાસી રે.મમ૦૩
ખટખંડ નવનિધિ ચૌદ રયણુ ધણી, ચૌસઠ સહસ્સ સુનારી રે;
છેહડો છોડી તે ચાલ્યા એકલા, હાર્યા જેમ જૂઆરી રે. મમ૦ ૪
ત્રિભુવન કંટક બિરૂદ ધરાવતો, કરતો ગર્વ ગુમાનો રે;
ત્રાગા વિણુ નાગા તેહું ચાલ્યા, **રાવણુ** સરિખા રાજાનો રે.મમ૦ ૫
માલ રહે ઘર સ્ત્રી વિશ્રામિતા, પ્રેતવના લગેં લોકો રે;
ચય લગેં કાયા રે આખર એકલો, પ્રાણી ચલે પરલોકો રે.મમ૦૬
નિત્ય કલહો બિહુ મેલીયેં દેખીએ, બિહું પણે ખટપટ થાય રે;
વલયાની પરેં વિહરિસ એકલો, એમ બૂઝ્યો **નમી**રાયોરે.મમ૦૭

## દોહા

ભવસાયર બહુ દુઃખ જલેં, જનમ મરણુ તરંગ;
મમતા તંતુ તિણેં ગ્રહ્યો, ચેતન ચતુર માતંગ. ૧

ચાહે જો છોડણુ ભણી, તો ભજ ભગવંત મહંત;
દૂર કરે પર બંધને, જિમ જલથી જલકંત. ૨

## ઢાળ પાંચમી

(૧૭)

કપૂર હુવે અતિ ઉજલો રે. એ રાગ

પાંચમી ભાવના ભાવીયેં રે, જિઉ અન્યત્વ વિચાર;
આપ સવારથી એ સહુ રે, મલિયો તુજ પરિવાર. ૧
સંવેગી સુંદર, બૂઝ મા મૂંઝ ગમાર;
તહારૂં કો નહીં ઈણ સંસાર, તું કેહનો નહિ નિરધાર. સં૦ ૨
પંથ સિરે પંથી મલ્યા રે, કીજે કિણશું પ્રેમ;
રાતિ વસે પ્રહ ઉઠ ચલે રે, નેહ નિવાહે કેમ. સંવેગી. ૩
જિમ મેલો તીરથ મલે રે, જન વણજની ચાહ;
કે ત્રોટો કે ફાયદો રે, લેઈ લેઈ નિજ ઘર જાય. સંવેગી. ૪
જિહાં કારજ જેહનાં સરે રે, તિહાં લગેં દાખે નેહ;
**સૂરીકંતા**ની પરેં રે, છટકી દેખાડે છેહ. સંવેગી. ૫
**ચુલણી** અંગજ મારવા રે, કૂડું કરી જતુ ગેહ;
**ભરત બાહુબલિ** ઝુઝીયા રે, જો જો નિજના નેહ. સં૦ ૬
**શ્રેણિક** પુત્રેં બાંધીઓ રે, લીધું વહેંચી રાજ્ય;
દુઃખ દીધું બહુ તાતનેં રે, દેખો સુતનાં કાજ. સંવેગી. ૭
ઈણ ભાવના શિવ પદ લહે રે, શ્રી **મરૂદેવી** માય;
વીર શિષ્ય કેવલ લહ્યું રે, શ્રી **ગૌતમ** ગણરાય. સોભાગી. ૮

## દોહા

મોહ વસેં મન મંત્રવી, ઇંદ્રિય મલ્યા કલાલ;
પ્રમાદ મદિરા પાઈ કરી, બાંધ્યો જીવ ભૂપાલ. ૧
કર્મ જંજીર જડી કરી, સુકૃત માલ સવિ લીધ;
અશુભ વિરસ દુરગંધ મય, તન ગોતહરે દીધ. ૨

## ઢાળ છઠ્ઠી
(૧૮)
રાગ સિંધુ સામેરી

છઠ્ઠી ભાવના મન ધરો, જીઉ અશુચિ ભરી એ કાયા રે;
શી માયા રે, માંડે કાચા પિંડ શું એ. ૧
નગર ખાલ પરેં નિતુ વહે, કફ મલ મૂત્ર ભંડારો રે;
તિમ દ્વારો રે, નર નવ દ્વાદશ નારીનાં એ. ૨
દેખી દુરગંધ દૂરથી, તું મુહ મચકોડે માણે રે;
નવિ જાણે રે, તિણ પુદ્ગલ નિજ તનુ ભર્યું એ. ૩
માંસ રૂધિર મેદા રસેં, અસ્થિ મજ્જા નર બીજેં રે;
શું રીજે રે, રૂપ દેખી દેખી આપણું એ. ૪
કૃમિ વાલાદિક કોથલી, મોહરાયની ચેટી રે;
એ પેટી રે, ચર્મ જડી ઘણા રોગની એ. ૫
ગર્ભવાસ નવ માસ ત્યાં, કૃમિ પરેં મલમાં વસિયો રે;
તું રસિયો રે, ઉંધે માથે ઈમ રહ્યો એ. ૬
કનક કુમરી ભોજન ભરી, તિહાં દેખી દુરગંધ બૂજ્યા રે;
અતિ ઝૂજ્યા રે, મલ્લિ મિત્ર નિજ કર્મ શું એ. ૭

## દોહા

તન છિલ્લર ઈંદ્રિય મચ્છા, વિષય કલણુ જંબાલ;
પાપ કલુષ પાણી ભર્યું, આશ્રવ વહે ગડ નાલ. ૧

નિર્મલ પર્વ સહજેં સુગતિ, નાણુ વિનાણુ રસાલ;
શું બગની પરેં પંક જલ, ચૂંથે ચતુર મરાલ. ૨

## ઢાળ સાતમી

(૧૯)

રાગ ધોરણી

આશ્રવ ભાવના સાતમી રે, સમજો સુગુરૂ સમીપ;
ક્રોધાદિક કાંઈ કરો રે, પામી શ્રી જિન દીપો રે. ૧
સુણુ સુણુ પ્રાણીયા, પરિહર આશ્રવ પંચો રે;
દશમેં અંગે કહ્યા, જેહનાં દુષ્ટ પ્રપંચો રે. સુણુ૦ ૨
હોંશે જે હિંસા કરે રે, તે લહે કટુક વિપાક;
પરિ હોસેં ગોત્રાસની રે, જો જો અંગ **વિપાકો** રે. સુણુ૦ ૩
મિથ્યા વચણેં **વસુ** પડ્યો રે, **મંડિક** પર ધન લેઇ;
ઈણ અબ્રહ્મેં રોલવ્યા રે, ઈંદ્રાદિક સુર કેઈ રે. સુણુ૦ ૪
મહા આરંભ પરિગ્રહેં રે, **બ્રહ્મદત્ત** નરય પહુત્ત;
સેવ્યાં શત્રુ પણું ભજે રે, પાંચે દુરગતિ દૂતો રે. સુણુ૦ ૫
છિદ્ર સહિત નાવા જલેં રે, બૂડે નીર ભરાય;
તિમ હિંસાદિક આશ્રવેં રે, પાપેં પિંડ ભરાયો રે. સુણુ૦ ૬
અવિરતિ લાગે એકેંદ્રિયા રે, પાપસ્થાન અઢાર;
લાગે પાંચેહી ક્રિયા રે, પંચમ અંગ વિચારો રે. સુણુ૦ ૭
કટુક ક્રિયા થાનક ફલાં રે, બોલ્યાં બીજે રે અંગઃ
કહેતાં હીયડું કમકમે રે, વિરૂઓ તાસ પ્રસંગો રે. સુણુ૦ ૮
મૃગ પતંગ અલિ માંછલો રે, કરી એક વિષય પ્રપંચ;
દુખિયા તે કિમ સુખ લહે રે, જસ પરવશ એહ પંચો રે. સુ૦ ૯
હાસ્ય નિંદ વિકથા વસેં રે, નરક નિગોદેં રે જાત;
પૂરવધર શ્રુત હારીનેં રે, અવરાંની શી વાતો રે. સુણુ૦ ૧૦

## દોહા

શુભ માનસ માનસ કરી, ધ્યાન અમૃત રસ રેલી;
નવ દલ શ્રીનવકાર પય, કરી કમલાસન કેલિ. ૧
પાતક પંક પખાલીને, કરી સંવરની પાલ;
પરમ હંસ પદવી ભજો, છોડી સકલ જંજાલ. ૨

## ઢાળ આઠમી

( ૨૦ )

ઉલૂની દેશી

આઠમી સંવર ભાવનાજી, ધરી ચિતશું એક તાર;
સમિતિ ગુપ્તિ સૂધી ધરોજી, આપો આપ વિચાર. સલૂણા.
શાંતિ સુધારસ ચાખ;
વિરસ વિષય ફલ ફૂલડેજી, અટતો મન અલિ રાખ. સ૦ ૧
લાભ અલાભે સુખ દુખેંજી, જીવિત મરણ સમાન;
શત્રુ મિત્ર સમ ભાવતોજી, માન અને અપમાન. સ૦ ૨
કહીયેં પરિગ્રહ છાંડશુંજી, લેશું સંયમ ભાર;
શ્રાવક ચિંતે હું કદાજી, કરીશ સંથારો સાર. સ૦ ૩
સાધુ આશંસા એમ કરેજી, સૂત્ર ભણીશ ગુરૂ પાસ;
એકલમલ્લ પ્રતિમા રહીજી, કરીશ સંલેખણ ખાસ. સ૦ ૪
સર્વ જીવ હિત ચિંતવેજી, વયર મ કર જગ મિત્ત;
સત્ય વયણ મુખ ભાખિયેંજી, પરિહર પરનું ન વિત્ત. સ૦ ૫
કામ કટક ભેદણ ભણીજી, ધર તું શીલ સન્નાહ;
નવ વિધ પરિગ્રહ મૂકતાંજી, લહિયેં સુખ અથાહ. સ૦ ૬
દેવ મણુઅ ઉપસર્ગશુંજી, નિશ્ચલ હોઈ સધીર;
બાવીશ પરિસહ જીપીયેંજી, જિમ જિત્યા શ્રીવીર. સ૦ ૭

## દોહા

દૃઢપ્રહારી દૃઢ ધ્યાન ધરી, ગુણનિધિ ગજસુકુમાલ;
મેતારજ મદનબ્રમો, સુકોશલ સુકુમાલ. ૧
એમ અનેક મુનિવર તર્યા, ઉપશમ સંવર ભાવ;
કઠિન કર્મ સવિ નિર્જર્યાં, તિણ નિર્જર પ્રસ્તાવ. ૨

## ઢાળ નવમી

(૨૧)

રાગ ગોડી

નવમી નિર્જર ભાવના ચિત ચેતોરે, આદરો વ્રત પચ્ચખાણ;
ચતુર ચિત ચેતો રે.
પાપ આલોચો ગુરૂ કને, ચિત૦ ધરિયેં વિનય સુજાણ ચ૦ ૧
વેયાવચ્ચ બહુ વિધ કરો, ચિત૦ દુર્બલ બાલ ગિલાન ચ૦
આચારજ વાચક તણો, ચિ૦ શિષ્ય સાધર્મિક જાણ. ચ૦ ૨
તપસી કુલ ગણ સંઘનો, ચિ૦ થિવિર પ્રવર્ત્તક વૃદ્ધ. ચ૦
ચૈત્ય ભકિત બહુ નિર્જરા, ચિ૦ દશમે અંગ પ્રસિદ્ધ. ચ૦ ૩
ઉભય ટંક આવશ્યક કરો, ચિ૦ સુંદર કરી સજ્ઝાય; ચ૦
પોસહ સામાયિક કરો, ચિ૦ નિત્ય પ્રત્યેં નિયમ મનભાય. ચ૦ ૪
કર્મસૂડન કનકાવલી, ચિ૦ સિંહ નિક્રીડિત હોય; ચ૦
શ્રીગુણરયણ સંવત્સરૂ, ચિ૦ સાધુ પડિમા દશ હોય. ચ૦ ૫
શ્રુત આરાધન સાચવો, ચિ૦ યોગવહન ઉપધાન; ચ૦
શુકલધ્યાન સૂધું ધરો, ચિ૦ શ્રીઆંબિલ વર્દ્ધમાન. ચ૦ ૬
ચૌદ સહસ્સ અણગારમાં, ચિ૦ ધન ધન્નો અણગાર; ચ૦
સ્વયંમુખ વીર પ્રશંસીઓ, ચિ૦ બંધક મેઘકુમાર. ચ૦ ૭

---

## દોહા.

મન દારૂ તન નાલિ કરી, ધ્યાનાનલ સળગાવી;
કર્મ કટક ભેદણ ભણી, ગોલા જ્ઞાન ચલાવી. ૧
મોહ રાય મારી કરી, ઉંચો ચઢી અવલોય;
ત્રિભુવન મંડપ માંડણી, જિમ પરમાનંદ હોય. ૨

## ઢાલ ૧૦ મી

( ૨૨ )

રાગ ગોડી

દશમી લોક સ્વરૂપરે, ભાવના ભાવીયેં;
નિસુણી ગુરૂ ઉપદેશથી એ.—૧
ઉર્ધ્વ પુરૂષ આકારરે, પગ પહૂલા ધરી;
કર દોય કટિ રાખિયેં એ.—૨
ઈણ આકારે લોક રે, પુદ્ગલ પૂરીઓએ;
જિમ કાજલની કૂંપલિ એ.—૩
ધર્માધર્માકાશ રે, દેશ પ્રદેશ એ;
જીવ અનંતે પૂરીઓ એ.—૪
સાત રાજ દેશોન રે, ઉર્દ્ધ તિરિય મલી;
અધો લોક સાત સાધિકું એ.—૫
ચૌદરાજ ત્રસ નાડી રે, ત્રસ જીવાલય;
એક રજ્જૂ દીર્ઘ વિસ્તરે એ.—૬
ઉર્ધ્વ સુરાલય સાર રે, નિરય ભુવન નીચેં;
નાભેં નર તિરિ દો સુરા એ.—૭
દ્વીપ સમુદ્ર અસંખ્ય રે, પ્રભુ મુખ સાંભલી;
રાય ઋષિ શિવ સમજીઓ એ.—૮

લાંબી પોહોલી પણયાલ રે,લખ જોયણ લહી;
સિદ્ધ શિલા શિર ઊજલી એ.—૯
ઊંચા ધનુ સય તીન રે, તેત્રીશ સધિકે;
સિદ્ધ યોજનને છેહડે એ.—૧૦
અજર અમર નિકલંક રે,નાણ દંસણ મય;
તે જોવા મન ગહગહે એ.—૧૧

## દોહા

વાર અનંતી ફરસીઓ, છાલી વાટક ન્યાય;
નાણ વિના નવિ સંભરે, લોક ભ્રમણ ભડવાય.–૧
રત્નત્રય ત્રિહું ભુવનમેં, દુલ્લહ જાણી દયાલ;
બોધિ રયણ કાજેં ચતુર, આગમ ખાણિ સંભાલ.–૨

## ઢાળ અગિયારમી

( ૨૩ )

રાગ ખંભાતી.

દશ દષ્ટાંતે દોહિલોરે, લાધો મણુઅ જમારો રે;
દુલ્લહો ઉંબર ફૂલજયું રે, આરજ ઘર અવતારો રે.
મોરા જીવન રે, બોધિ ભાવના અગિયારમીરે
ભાવો હૃદય મોઝારો રે.–૧
ઉત્તમ કુલ તિહાં દોહિલો રે, સદગુરૂ ધર્મ સંયોગોરે;
પાંચે ઈંદ્રિય પરવડાં રે, દુલ્લહો દેહ નિરોગો રે. મોરા૦–૨
સાંભલવું સિદ્ધાંતનું રે, દોહિલું તસ ચિત્ત ધરવું રે;
સૂધી સદ્દહણા ધરી રે, દુક્કર અંગે કરવું રે. મોરા૦–૩
સામગ્રી સઘલી લહી રે, મૂઢ મુધા મમ હારો રે;
ચિંતામણિ દેવેં દીઓ રે, હાર્યો જેમ ગમારો રે. મોરા૦–૪

લોહ કીલકને કારણે રે, કુણ યાન જલધિમાં ફોડે રે;
ગુણ કારણ કોણ નવલખો રે, હાર હીયાનો ત્રોડે રે. મોરા૦–૫
બોધિ રયણ ઉવેખીનેં રે, કોણ વિષયાર્થેં દોડે રે.
કાંકર મણિ સમોવડિ કરે રે, ગજ વેચે ખર કોણ હોડે રે. મોરા૦–૬
ગીત સુણી નટણી કને રે, ક્ષુલ્લકેં ચિત્ત વિચાર્યું રે;
કુમરાદિક પણ સમજીયા રે, બોધિ રયણ સંભાર્યું રે. મોરા૦–૭

### દોહા

પરિહર હરિ હર દેવ સવિ, સેવ સદા અરિહંત;
દોષ રહિત ગુરૂ ગણધરા, સુવિહિત સાધુ મહંત.–૧
કુમતિ કદાગ્રહ મૂક તું, શ્રુત ચારિત્ર વિચાર;
ભવ જલ તારણ પોત સમ, ધર્મ હિયામાં ધાર.–૨

### ઢાળ બારમી

( ૨૪ )

ડુંગરિયાની દેશી.

ધન ધન ધર્મ જગ હિતકરૂ, ભાખ્યો ભલો જિનદેવ રે;
ઇહ પરભવ સુખદાયકો, જીવડા જનમ લગી સેવ રે.–૧
ભાવના સરસ સુરવેલડી, રોપી તું હૃદય આરામ રે;
સુકૃત તરૂ લહિય બહુ પસરતી, સફલ ફલશે અભિરામ રે.
ભાવના૦–૨
ક્ષેત્ર શુદ્ધિ કરીય કરૂણારસેં, કાઢી મિથ્યાદિક સાલ રે;
ગુપતિ ત્રિહું ગુપતિ રૂડી કરેં, નીક તું સુમતિની વાલ રે.
ભાવના૦–૩
સિંચજે સુગુરૂ વચનામૃતેં, કુમતિ કંથેર તજિ સંગ રે;
ક્રોધ માનાદિક સૂકરા, વાનરો વારી અનંગ રે.
ભાવના૦–૪

સેવતા એહને કેવલી, પન્નર સય તીન અણુગાર રે;
**ગૌતમ** શિષ્ય શિવપુર ગયા, ભાવતાં દેવ ગુરૂ સાર રે.
ભાવના૦—૫

**શુક** પરિવ્રાજક સીધલો, **અર્જુનમાલી** શિવ વાસ રે;
રાય **પરદેશી** જે પાપીયો, કાપીયો તાસ દુખ પાસ રે.
ભાવના૦—૬

દુસમ સમય **દુપ્પસહ** લગેં, અવિચલ શાસન એહ રે;
ભાવશું ભવિયણુ જે ભજે, તેહ શુભમતિ ગુણ ગેહ રે.
ભાવના૦—૭

## દોહા

**તપગચ્છપતિ વિજયદેવ** ગુરૂ, **વિજયસિંહ** મુનિરાય;
શુદ્ધ ધર્મ દાયક સદા, પ્રણુમો એહના પાય.—૧

## ઢાળ તેરમી
## ( ૨૫ )

રાગ ધન્યાશ્રી.

તુમેં ભાવો રે, ભવિ ઇણી પરેં ભાવના ભાવો;
તન મન વયણુ ધર્મ લય લાવો, જિમ સુખ સંપદ પાવો રે.
ભવિ૦—૧

લલના લોચન ચિત ન ડોલાવો, ધન કારણુ કાંઈ ધાવો,
પ્રભુ શું તારો તાર મિલાવો, જો હોય શિવપુર જાવો રે;
કાંઈ ગર્ભાવાસ ન આવો રે. ભવિ૦—૨

**જંબુની** પેરેં જીવ જગાવો, વિષય થકી વિરમાવો,
એ હિત શિખામણુ અમારી માની;
જગ જશ પડહ વજાવો રે. ભવિ૦—૩

**શ્રીજશસોમ** વિબુધ વૈરાગી, જસુ જસ ચિહુ ખંડ ચાવો;
તાસ શિષ્ય કહે ભાવના ભણતાં, ઘર ઘર હોયે વધાવો રે.
ભવિ૦—૪

### દોહા

ભોજન નભ ગુણ વરસ શુચિ, સિત તેરસ કુજવાર;
ભગત હેતુ ભાવના ભણી, **જેસલમેર** મોઝાર. ભવિ૦—૫

ઈતિ **શ્રીજશસોમ** શિષ્ય
**જયસોમ** કૃત દ્વાદશ
ભાવના સંપૂર્ણ ।।



## શ્રી સકલચંદજી ઉપાધ્યાયજી કૃત

# બાર ભાવનાની સજઝાય

### ઢાળ પહેલી

(૨૬)

રાગ સામગ્રી

વિમલ કુલ કમલના હંસ તું જીવડા,
ભુવનના ભાવ ચિત્તે જો વિચારી;
જેણે નર મનુજ ગતિરત્ન નવિ કેલવ્યું,
તેણે નર નારી મણિ કોડી હારી. વિમલ૦–૧
જેણે સમકિત ધરી સુકૃત મતિ અણુસરી,
તેણેં નર નારી નિજ ગતિ સમારી;
વિરતિ નારી વરી કુમતિ મતિ પરહરી,
તેણેં નર નારી સબ કુગતિ વારી. વિમલ૦–૨
જૈનશાસન વિના જીવ યતના વિના,
જે જના જગ ભમે ધર્મ હીના;
જૈન મુનિ દાન બહુમાન હીના નરા,
પશુ પરેં તે મરે ત્રિજગ દીના. વિમલ૦–૩
જૈનના દેવ ગુરૂ ધર્મ ગુણ ભાવના,
ભાવિ નિતુ જ્ઞાન લોચન વિચારી;
કર્મ ભર નાશની બાર વર ભાવના,
ભાવિ નિત જીવ તું આપ તારી. વિમલ૦–૪
સર્વ ગતિ માંહી વર નરભવો દુલ્લહો,
સર્વ ગુણ રત્નનો શોધિકારી;

સર્વ જગ જંતુને જેણે હિત કીજિયેં,
સોઈ મુનિ વંદીયેં શ્રુત વિચારી.
પાઠાંતર—**સકલ**મુનિ વંદીયેં શ્રુત વિચારી. વિમલ૦-૫

## ઢાળ બીજી

(૨૭)

રાગ કેદારો

ભાવના માલતી ચૂશીયેં, ભ્રમર પરેં જેણે મુનિરાજ રે;
તેણે નિજ આતમા વાસિયેં, **ભરત** પરેં મુક્તિનું રાજ રે. ભા૦ ૧
ભાવના કુસુમ શું વાસિયા, જે કરે પુણ્યનાં કાજ રે;
તે સવે અમરતરૂ પરેં ફલે, ભાવના દિયે શિવરાજરે. ભા૦ ૨
ભૂમિ જનની થકી ઊપના, સુત પરે જે જગેં ભાવ રે;
તે સવે ભૂ ભુજંગી ગલે, જિમ ગલે વન તરૂ દાવ રે. ભા૦ ૩
ભૂમિના વર અનંતા ગયા, ભૂમિ નવિ ગઈ કિણ સાથ રે;
ઋદ્ધિ બહુ પાપે જે તસ મિલી, તે ન લીધી કુણેં સાથરે. ભા૦ ૪
ગઈય **દ્વારાવતી** હરિ ગયો, અથિર સબ લોકની ઋદ્ધિ રે;
સુણી અંતે **પાંડવા** મુનિ હવા, તેણે વરી અચલપદ સિદ્ધિ રે.
રાજના પાપ ભર શિર થકેં, જસ હવા શુદ્ધ પરિણામ રે;
**ભરત** ભૂપતિ પરેં તેહને, ભાવના પુણ્યનાં ગ્રામ રે. ભા૦ ૬
રાજના પાપ ભર શિર થકેં, જસ હવા શુદ્ધ મન ભાવ રે;
ભાવના સિંધુમાં તે ગલે, ઊતરે મોહ મદ તાવ રે. ભા૦ ૭
જે પદારથ તુઝ આપણો, નવિ ગણે પ્રેમ રતિ બંધ રે;
જો ગણે તેહ તું આપણું, જીવ તૂંહીં મતિ અંધ રે. ભા૦ ૮
કૃષ્ણ લેશ્યા વશેં કીજીયેં, કર્મ જે રૌદ્ર પરિણામ રે;
તે સવે ધર્મ નવિ જાણિયેં, શુભ હવે શુદ્ધ પરિણામ રે. ભા૦ ૯

જે જગ આશ્રવ જિનેં ભણ્યા, તે સવે સંવર હોઇ રે;
ધર્મ જે અશુદ્ધ ભાવે કરે, તે તસ આશ્રવ જોઈ રે. ભાવના૦ ૧૦

અથ પ્રથમ અનિત્ય ભાવના.

## ઢાળ ત્રીજી

(૨૮)

રાગ રામગ્રી

મૂંઝમાં મૂંઝમાં મોહમાં જીવ તું,
શબ્દ વર રૂપ રસ ગંધ દેખી;
અથિર તે અથિર તું અથિર તનુ જીવિતં,
ભાવ્ય મન ગગન હરિ ચાપ પેખી. મૂંઝ૦-૧
લચ્છિ સરિઅતિ પરેં એક ઘર નવિ રહે,
દેખતાં જાય પ્રભુ જીવ લેતી;
અથિર સબ વસ્તુને કાજ મૂઢા કરે,
જીવડો પાપની કોડી કેતી. મૂંઝ૦-૨
ઊપની વસ્તુ સવિ કારમી નવિ રહે,
જ્ઞાન શું ધ્યાનમાં જો વિચારી;
ભાવના ઉત્તમ ધર્યો અધમ સબ ઉધર્યા,
સંહરે કાલ દિન રાતિ ચારી. મૂંઝ૦-૩
દેખ કલિ કૂતરો સર્વ જગનેં ભખે,
સંહરી ભૂપ નર કોટિ કોટી;
અથિર સંસારને થિર પણે જે ગણે,
જાણી તસ મૂઢની બુદ્ધિ ખોટી. મૂંઝ૦-૪
રાચ મમ રાજની ઋદ્ધિ શું પરિવર્યો,
અંત સબ ઋદ્ધિ વિસરાલ હોશે;

ઋદ્ધિ સાથેં સબ વસ્તુ મૂકી જતે,
  દિવસ દો તીન પરિવાર રોશે. મૂંઝ૦-૫
કુસુમ પરિ યૌવનં જલબિંદુ જીવિતં,
  ચંચલં નર સુખં દેવ ભોગો;
અવધિ મન કેવલી સુકવિ વિદ્યાધરા,
  કલિયુગેં તેહનો પણ વિયોગો. મૂંઝ૦-૬
ધન્ય **અનિકાસુતો** ભાવના ભાવતો,
  કેવલ સુર નદી માંહે લીધો;
ભાવના સુરલતા જેણે મન રોપવી,
  તેણેં શિવ નારી પરિવાર રૂંધ્યો. મૂંઝ૦-૭

## અથ બીજી અશરણ ભાવના

## ઢાળ ચોથી

(૨૯)

રાગ કલહેરો

સાંભળજો મુનિ સંયમરાગી—એ રાગ

કો નવિ શરણું કો નવિ શરણું, મરતાં કુણને પ્રાણી રે;
**બ્રહ્મદત્ત** મરતો નવિ રાખ્યો, જસ હય ગય બહુ રાણી રે,
  જસ નવનિધિ ધન ખાણી રે. કો નવિ૦ ૧
માતાપિતાદિક ટગમગ જોતાં, યમ લે જનને તાણી રે;
મરણ થકી સુરપતિ નવિ છૂટે, નવિ છૂટે ઇંદ્રાણી રે. કો નવિ૦ ૨
હય ગય રથ નર કોડેં વિંટયા, રહે નિત રાયાં રાય રે;
બહુ ઉપાય તે જીવન કાજેં, કરતા અશરણ જાય રે. કો ન૦ ૩
મરણ ભીતિથી કદાપિ જીવો, જો પેસેં પાયાલે રે;
ગિરિ દરિ વન અંબુધિમાં જાવે, તોભી હરિયેં કાલેં રે. કો ન૦ ૪

અષ્ટાપદ જેણે બલે ઊપાડયો, સો **દશમુખ** સંહરિયો રે;
કો જગ ધર્મ વિના નવિ તરિયો, પાપી કો નવિ તરિયોરે. કો ન૦ ૫
અશરણુ અનાથ જીવહ જીવન, શાંતિનાથ જગ જાણો રે;
પારેવો જેણે શરણે રાખ્યો, મુનિ તસ ચરિત વખાણો રે. કો ન૦ ૬
**મેઘકુમાર** જીવ ગજરાજે, સસલો શરણે રાખ્યો રે;
**વીર** પાસ જેણે ભવ ભય કચરો, તપ સંયમ શું નાખ્યોરે.
કો નવિ૦ ૭
મત્સ્ય પરેં રોગી તરફડતા, કોણે નવિ સુખ કરિયો રે;
અશરણુ અનાથ ભાવના ભરિયો, **અનાથી** મુનિ નિસરીયોરે.
કો નવિ૦ ૮

## અથ ત્રીજી સંસાર ભાવના
## ઢાળ પાંચમી
### ( ૩૦ )
રાગ કેદારો.

સર્વ સંસારના ભાવ તૂં, સમ ધરી જીવ સંભારી રે;
તે સર્વે તેં પણ અનુભવ્યા, હૃદયથી તેહ ઉતારી રે. સર્વ૦-૧
સર્વ તનુમાં વસી નીસર્યો, તેં લીયા સર્વ અધિકાર રે;
જાતિને યોનિ સબ અનુભવી, અનુભવ્યા સર્વ આહાર રે. સ૦-૨
સર્વ સંયોગ તેં અનુભવ્યા, અનુભવ્યા રોગ નેં શોગ રે;
અનુભવ્યો સુખ દુઃખ કાલ તેં, પણ લિયો નવિ જિન યોગરે. સ૦-૩
સર્વ જન નાતરાં અનુભવ્યાં, પહેરિયા સર્વ શણગાર રે;
પુદ્ગલા તેં પરાવર્ત્તિયા, નવિ નમ્યા જિન અણુગાર રે. સ૦-૪
પાપનાં શ્રુત પણ તેં ભણ્યાં, તેં કર્યાં મોહનાં ધ્યાંન રે;
પાપનાં દાન પણ તેં દિયાં, નવિ દીયાં પાત્રમાં દાન રે. સ૦-૫
વેદ પણ તીન તેં અનુભવ્યાં, તેં ભણ્યાં પર તણાં વેદ રે;
સર્વ પાખંડ તેં અનુભવ્યાં, તિહાં ન સંવેગ નિર્વેદ રે. સર્વ૦ ૬

રડવડ્યો જીવ મિથ્યા મતિ, પશુ હણ્યાં ધર્મને કાજ રે;
કાજ કીધાં નવિ ધર્મનાં, હરખિયો પાપને કાજ રે. સર્વ૦-૭
કુગુરૂની વાસના ડાઈણી, તિણે દમ્યા જીવ અનંત રે;
તિહાં નવિ મુક્તિપંથ ઓલખ્યો,તેણે હવો નવિ ભવ અંતરે.સર્વ૦-૮

## અથ ચોથી એકત્વ ભાવના

## ઢાળ છઠી.

(૩૧)

રાગ માલવી ગોડી

એ તૂંહી આપકૂં તૂંહી ધ્યાઓજી; ધ્યાનમાંહિં એકેલા;
જિહાં તિહાં તૂં જાયા એકેલા, જાવેગાભી એકેલા. એ૦-૧
હરિ હર પ્રમુખા સુર નર જાયા, તેભી જગેં એકેલા;
તે સંસાર વિવિધ પર ખેલી, ગયા તેભી એકેલા. એ૦-૨
કોભી લીણા સાથ ન તેણે, ઋદ્ધિ ગઈ નવિ સાથેં;
નિજ નિજ કરણી લેઈ ગયા તે, ધન વિણ ઠાલી હાથે. એ૦-૩
બહુ પરિવારે મ રાચો લોકા, મુધા મલ્યો સબ સાથો;
ઋદ્ધિ મુધા હોશે સબ ચિંતો, ગગન તણી જિમ બાથો. એ૦-૪
શાંતિ સુધારસ સરમાં ઝીલો, વિષય વિષ પંચ નિવારો;
એક પણું શુભ ભાવે ચિંતી, આપ આપકું તારો. એ૦-૫
હિંસાદિક પાપેં એ જીવો, પામે બહુવિધ રોગો;
જલ વિણ જિમ માછો એકેલો, પામે દુઃખ પર લોગો. એ૦-૬
એક પણું ભાવિ **નમિ** રાજા, મૂકી **મિથિલા** રાજો;
મૂકી નર નારી સવિ સંગતિ, પ્રણમે તસ સુર રાજો.
પાઠાંતર—પ્રણમે **સકલ** મુનિરાજો. એ૦-૭

# અથ પાંચમી અન્યત્વ ભાવના

## ઢાળ સાતમી

( ૩૨ )

રાગ કેદારો ગોડી.

ચેતના જાગી સહચારિણી, આલસ ગોદડું નાંખી રે;
હૃદય ઘરે જ્ઞાન દીવો કરો, સુમતિ ઉઘાડી આંખે રે. ચે૦ ૧
એક શત અધિક અઠ્ઠાવના, મોહ રણીયા ઘર માંહિં રે;
હું સદા તેણે વિંટચો રહું, તુઝ ન ચિંતા કિસિ મારી રે. ચે૦ ૨
જઈ મુઝ તે અલગા કરે, તો રમું હું તુઝ સાથે રે;
તેહથી હું અલગો રહું, જો રહે તું મુઝ હાથે રે. ચે૦ ૩
મન વચન તનુ સર્વે ઈંદ્રિયા, જીવથી જૂજુઆ જો એ હોયરે;
અપરં પરિવાર સબ જીવથી, તૂં સદા ચેતના જોયે રે. ચે૦ ૪
પાઠાંતર—તનુ વચન સવે ઈંદ્રિયા, જીવથી જૂજૂઆ જોય રે;
જો રમે તું ઇણે ભાવના, તો તુઝ કેવલ હોય રે. ચે૦ ૪
સર્વ જગજીવ ગણ જૂજૂઆ, કોઇ કુણનો નવિ હોય રે;
કર્મ વશે સર્વ નિજ નિજ તણે, કર્મથી નવિ તર્યો કોય રે. ચે૦ ૫
દેવ ગુરૂ જીવ પણે જૂજૂઆ, જૂજૂઆ ભગતના જીવ રે;
કર્મ વશ સર્વ નિજ નિજ તણે, ઉદ્યમ કરે નવિ કલીવરે. ચે૦ ૬
સર્વ શુભ વસ્તુ મહિમાં હરે, કલિયુગો દુષ્ટ ભૂપાલ રે;
તિમ દુકાલોપિ જનને હરે, અવરની આશ મન વાલરે. ચ. ૭
ચિંતા કર આપ તું આપણી, મમ કર પર તણી આશ રે;
આપણું આચર્યું અનુભવ્યું, વિચારી પરવસ્તુ ઉદાસરે. ચે૦ ૮
કો કિણે જગ નવિ ઉદ્ધર્યો, ઉદ્ધરે આપણો જીવ રે;
ધન્ય જે ધર્મી આદર દિયે, તે વસે ઇંદ્ર સમીપ રે. ચે૦ ૯

જો જુવે જૂજૂઆ આતમા, દેહ ધન જન થકી ધ્યાન રે;
તે ગઈ દુઃખ નવિ ઉપજે, જેહનેં મનેં જિન જ્ઞાન રે. ચે૦ ૧૦

---

## અથ છઠ્ઠી અશુચિ ભાવના.

### ઢાળ આઠમી

( ૩૩ )

રાગ કેદારો ગોડી

મંસ મલ મૂત્ર રૂધિરે ભર્યા, અશુચિ નરનારીના દેહ રે;
વારૂણી કુંભ પરેં ભાવિયેં, અંતે દિયે જીવને છેહ રે. મંસ૦ ૧
અશુભ બહુ રોગ કફ નિતુ વહે, એ ભખે ભક્ષ્ય અભક્ષ્ય રે;
દેહને જાણિ જોખમ ઘણાં, દેહ બહુ જીવનો ભક્ષ્ય રે. મંસ૦ ૨

## અથ સાતમી આશ્રવ ભાવના

### ઢાળ નવમી

( ૩૪ )

રાગ મધુમાદ.

જગ શુભાશુભ જેણે કર્મ તતિ વેલિ જેં,
શુભ અશુભાશ્રવ તે વખાણો;
જલધરો જેમ નદિ વર સરોવર ભરે,
તિમ ભરે જીવ બહુ કર્મ જાણો. જગ૦-૧
મમ કર જીવ તું અશુભ કર્માશ્રવા,
વાસવા પણ સકર્મા ન છૂટે;
જેણે જગ દાન વર પુણ્ય નવિ આદર્યા,
તે કૃપણ નિર્ધના પેટ કૂટે. જગ૦-૨

મન વચન કાય વિષયા કષાયા તથા,
અવિરતિ અશુભ ધ્યાન પ્રમાદો;
મૂકી મિથ્યામતિ વર ઉપાશક યતિ,
જગ શુભાશ્રવ થકીનો વિષાદો. જગ૦-૩
રાચ મમ જીવ તું કુટુંબ આડંબરેં,
જલ વિના મેઘ જિમ ફોક ગાજે;
ધર્મના કાજ વિણુ મ કર આરંભ તૂં,
તેણે તુઝ કર્મની ભીડ ભાંજે. જગ૦-૪
તે અશુભ આશ્રવા રૂંધતાં જીવને,
સંવરો સંવરે કર્મજાલં;
નાવનાં છિદ્ર રૂંધ્યા યથા નીરને,
તેણેં કરી જીત સંવર વિશાલં. જગ૦-૫

## અથ આઠમી તપ ભાવના,

## ઢાળ દશમી

( ૩૫ )

રાગ ગોડી

તાપેં મીણુ ગલે જિમ માખણુ, તથા કર્મ તપ તાપેં રે;
કંચન કાટ ગલે જિમ આગેં, પાપ ગલે તિમ જાપેં રે. તાપેં૦-૧
તે તપ બાર ભેદશું કીજેં, કર્મ નિર્જરા હોવે રે;
સો મુનિવરનેં હોય સકામા, અવર અકામા જોવે રે. તાપેં૦-૨
અનશન ઊનોદરી રસ ત્યાગો, કીજિયેં વૃત્તિ સંક્ષેપો રે;
સંલીનતા કરી કાય કિલેશો, ટલે કર્મના લેશો રે. તાપેં૦-૩
પાયચ્છિત વિનય વેયાવચ્ચ, સજ્ઝાયો વરજ્ઝાણુ રે;
કાઉસગ્ગ કીજેં જેણેં ભવિ જન, તસ તપ મુક્તિ નિદાન રે. તા૦-૪

# અથ નવમી ધર્મ ભાવના

## ઢાળ અગ્યારમી

(૩૬)

રાગ કેદારો ગોડી.

ધર્મથી જીવને જય હોયે, ધર્મથી સવિ દુઃખ નાશ રે;
રોગને શોક ભય ઉપશમે, ધર્મથી અમર ઘરે વાસ રે. ધર્મ૦-૧
દુર્ગતિ પાતથી જીવને, ધર્મ વિણુ નવિ ધરે કોઈ રે;
વાંછિત દિયે સુરતરૂ પરે, દાન તપ શીલથી જોઇ રે. ધર્મ૦-૨
ધર્મ વર સાધુ શ્રાવક તણોં, આદર્યો ભાવ શું જેહ રે;
સર્વ સુખ સર્વ મંગલ તણું, આદર્યું કારણુ તેહ રે. ધર્મ૦-૩

---

# અથ દશમી દાન ભાવના

## ઢાળ બારમી

(૩૭)

રાગ રામગીરી.

જે નરા સાધુ આધાર વર દાયકા,
તે નરા ધન્ય જગ વિબુધ ગાયા;
જે છતે યોગીવર સાધુને નવિ દિયે,
તે કાસ કુસુમ પરે ફોક જાયા. જે૦ ૧
નેમલો મુક્તિનો માર્ગ જિનશાસને,
સાધુ વિણુ દાન વિણુ ક્ષણુ ન ચાલે;
પામતો મનુજ જો સાધુને નવિ દિયે,
સો કરો કપિલા દાસી હવાલે. જે૦ ૨

અકલનું હાટ નર મુક્તિની વાટ નર,
નાટ તું મ કર તપ પુણ્ય કેરો;
કર્મનો કાટ ઉતારી નરભવ લહી,
ઘાટ મમ ખોલ ભવ વારિ કેરો. જે૦ ૩

જ્ઞાન વિજ્ઞાન આચારપદ નરભવો, પામિયો પૂર્વભવ પુણ્ય યોગે;
પુણ્ય વિણ પશુ ભવે જીવ પરવશ પડયો,
શસ્ત્ર શું મારિયોં અધમ લોગે. જે૦ ૪

જીવ તેં નર ભવે અશુભ ભવે પશુ પણે,
જીવતાં જીવની કોડિ મારી;
પુણ્ય વિણ પશુ ભવે રાસભા દુખે રડે,
મલ ભખે પૂંઠે વલી ગુણી ધારી. જે૦ ૫

જીવહિંસાદિ સવિ પાપ એ જીવડે,
પાપીયે આદર્યા જીવ સાટે;
ખાટકી હાટ તે વિવિધ પરે કાટિયે,
અગ્નિમાં દાટિયે પાપ માટે. જે૦ ૬

પુણ્યથી દૈવે તુઝ દેહ રૂડો ઘડયો,
આણીયો જૈન કુલ પુણ્ય કાજે;
ધર્મ નર જન્મ જો જીવ હારીશ તું;
ઘસીસ શિશ નિજ હાથડા અશુભ રાજે. જે૦ ૭

દાન તપ શીલ સંયમ દયા ધર્મથી,
સર્વ સુખ ઋદ્ધિ જો તું વિચારી;
સર્વ શુભ યોગ હારીશ જો તું પછે,
ઘસીસ જિમ હાથ હાર્યો જુઆરી. જે૦ ૮

જિસીઅ ગણિકા તણી ખાટ સાધારણી,
તિસિઅ મિથ્યામતિ જગેં ન રૂડી;
ત્યજિઅ હિંસા કુધર્માદિ સવિ પાપ તું,
વિશ્વમાં મોકલે કીર્તિ રૂડી. જે૦ ૯
પાટ મમ રાખજે પાપ આચારનો,
ફાટ મમ પાડજે ધર્મ વાટે;
જાટ પરેં અણુ વિમાસ્યું કિશું મમ કરે.
ખોટ મમ પાડજે ધર્મ હાટે. જે૦ ૧૦
જો તુઝ સુખ ગમે સર્વ દુઃખ નવિ ગમે,
વિષય સોવીર રસ ત્યજિય ખાટો;
પાઠાંતર—વિષય સોવીર ત્યજિય ગાઢો;
આત્મ અધ્યાત્મ વર ધ્યાનકુંજે રમી,
ધર્મ વર ભાવના અમૃત ચાટો. જે૦ ૧૧

---

## અથ અગિયારમી શમરસ ભાવના

### ઢાળ તેરમી

(૩૯)

રાગ વૈરાડી

ભવિક જીવ પૂછે નિજ ગુરૂને, અશુભ કર્મ કિમ કાટે;
શ્રમણધર્મે નિઃસંગી જીવો, જો સમતારસ ચાટે રે.
ભવિકા શમરસ અમૃત ચાટો.—૧
કુવ્યસન મૂકો મનનો આંટો, સદ્દોષ પિંડે મ ભરો ઠાઠો;
પર સુખ દેખી મમ વાટો રે, ભવિકા૦ એ આંકણી.

વિંધ્યો જીવ કર્મ વિષ કાંટે, પીડચો ચાર ગતિ ફાંટે;
શુભધ્યાને દેતાં દઢ પાટે, કર્મ ગુંબડું ફાટે રે. ભ૦ શ૦ ૨
પાપ પિંડ સબ મંસ ત્યજે જો, જો કષાય મદ દાટે;
નિખિલ પાપ નિઃસંગી જીવો, રહે તો સમ દુઃખ કાટે રે. ભ૦ શ૦ ૩
જનના સુખ શુભ ધ્યાન સુલેશ્યા, દુકાલ મૂસો કાટે;
દાન પુણ્ય જનનાં સબ તેણે, વાદલ પરે સબ ફાટે રે. ભ૦ શ૦ ૪
રોગ શમે જેમ અમૃત છાંટે, હૃદય પડે નવિ આંટે;
ધર્મ કરંતાં ભવિક જીવનેં, શિવ સુખ આવે આંટે રે. ભ૦ શ૦ ૫
ગુણ વિણ કિમ શિવ ગિરિવર ચઢિયેં, હીણ પુણ્ય જન રાંટે;
બેસે જો જિન ગુણમણિ સાટે, તો સબ ભવ દુઃખ કાટેરે. ભ૦ શ૦

---

## અથ બારમી લોક ભાવના
## ઢાળ ચૌદમી
### ( ૩૯ )

રાગ પરજીયો

જ્ઞાન નયન માંહે ત્રિભુવન રૂપેં. જેણે જિન દીઠો લોગો;
નીંધણીઆતો ષટ દ્રવ્યરૂપો, પ્રણમો તસ જિન યોગો. ૧
મુનિવર ધ્યાવો અઢિયદ્વીપ નર લોગો. એ આંકણી.
જિહાં જિન મુનિવર સિદ્ધ અનંતા, તિહાં નહીં જ્ઞાન વિયોગો
મુનિવર૦ ૨
આપેં સીદ્ધો કોણે ન કીધો, જસ નહીં આદિ અંતો;
લીધો કેણ ન જાયેં ભુજ બલેં, ભરિયો જંતુ અનંતો. મુનિ૦ ૩
અનેક પર્યાય પરિવર્ત્તન, અનંત પરમાણું સ્કંધે;
જેમ દીસે તેમ અકલ અરૂપી, પંચદ્રવ્ય અનુસંધે. મુનિ૦ ૪

અચલપણે ચલનં પ્રતિ કારણુ, ધર્માસ્તિકાય પ્રદેશો,
સ્થિર હેતુ અધર્માસ્તિકાયથી, લોકાકાશ અતિ દેશો. મુનિ૦ ૫

મધ્યે એક રજ્જુ ત્રસ નાડી, ચઉદશ રજ્જુ પ્રમાણો;
અનંત અલોકીં ગોટિં વીંટયો, મસ્તકી સિદ્ધ અહિઠાણો.
મુનિ૦ ૬

અધો લોક છત્રાસન સમ વાડી, ત્રીછો ઝલ્લરી જાણો.
ઉર્દ્ધલોક મૃદંગ સમાણો, ધ્યાન સકલ મુનિ આણો. મુનિ૦ ૭

ઈતિ મહામહોપાધ્યાય શ્રીસકલચંદ્ર
ગણિ વિરચિત બાર ભાવનાની
સજ્ઝાય સમાપ્ત.

### શ્રી જિનહર્ષસૂરિ કૃત

# શ્રી અવંતિસુકુમારની તેર ઢાળની સજ્ઝાય

### દોહા

પાસ જિનેસર સેવીયે, ત્રેવીશમો જિનરાય;
વિઘ્ન નિવારણ સુખકરણ, નામે નવનિધિ થાય. ૧
ગુણ ગાઉ ખંતે કરી, **અવંતિસુકુમાર**
કાન દેઈને સાંભળો, જેમ હોય મંગળમાળ. ૨

---

### ઢાળ પહેલી

(૪૦)

મુનિવર **આર્યસુહસ્તિ**રે, કિણુહિક અવસરે;
નયરી **ઉજ્જયણી** સમોસર્યાં એ.–૧
ચરણ કરણ વ્રત ધાર રે, ગુણમણિ આગરૂ;
બહુ પરિવારે પરિવર્યા એ.–૨
વન વાડી આરામ રે, લેઈ તિહાં રહ્યા;
દોય મુનિ નગરી પાઠવીયા એ.–૩
થાનક માગણ કાજ રે, મુનિવર મલપતા;
**ભદ્રા**ને ઘેર આવીયા એ.–૪
શેઠાણી કહે તામ રે, શિષ્ય તુમે કેહના;
શા કાજે આવ્યાં ઇહાં એ.–૫

**આર્યસુહસ્તિના** શિષ્ય રે, અમે છીએ શ્રાવિકા;
ઉદ્યાને ગુરૂ છે તિહાં એ.-૬
માગું છું તુમ પાસ રે, રહેવા સ્થાનક;
પ્રાશુક અમને દીજીયે એ.-૭
વાહન શાળ વિશાળ રે, આપી ભાવશું;
આવી ઈહાં રહીજીએ એ.-૮
સપરિવાર સુવિચાર રે, આચારજ તિહાં;
આવી સુખે રહે સદા એ.-૯
**નલિનીગુલ્મ અધ્યયન** રે, પહેલી નિશા સમે;
ભણે આચારજ એકદા એ.-૧૦
**ભદ્રા** સુત ગુણવંત રે, સુખી સુરોપમ;
રૂપવંત રળીયામણો એ.-૧૧
**અવંતિસુકુમાર** રે, સાતમી ભૂમિકા;
પામ્યો સુખ વિલસે ઘણું એ.-૧૨
નિરૂપમ નારી બત્રીશ રે, રૂપે અપચ્છરા;
શશિવયણી મૃગલોચની એ.-૧૩
કહે **જિનહર્ષ** વિનોદ રે, પરમ પ્રમોદશું,
લીલા લાડે અતિ ઘણી એ.-૧૪

---

## દોહા

પ્રથમ નિશા સમયે મુનિ, કરી પડિક્કમણું સાર;
આલોયણ આલોચતાં, કુમર સુણ્યો તેણિ વાર.-૧
રાગ રંગે ભીનો રહે, અવર નહીં કોઈ કાજ;
લેવો દેવો માતા વશું, કુમર વડો શિરતાજ.-૨

## ઢાળ બીજી

( ૪૧ )

મધુર સ્વરે મુનિવર કહે, હોજી સૂત્ર તણી સજ્ઝાય;
શ્રવણે સુ પરે સાંભળી, હોજી આવી કુમરને દાય.
**અવંતિસુકુમાર** સુણી ચિત્ત લાય.–૧

વિષય પ્રમાદ તજી કરી, હોજી તન મન વચન લગાય;
એ સુખ મેં કિહાં અનુભવ્યાં, હોજી જે કહે મુનિવર રાય.
અવંતિ૦–૨

કુમર કરી એમ શોચના, હોજી બેઠો ધ્યાન લગાય;
હૃદયમાંહી વિચારતાં, રોમ રોમ ઉલ્લસિત થાય.
અવંતિ૦–૩

ઈમ ચિંતવતાં ઉપન્યું, હોજી જાતિસમરણજ્ઞાન;
આવ્યો તિહાં ઉતાવળો, હોજી ધરતો મન શુભ ધ્યાન.
અવંતિ૦–૪

ગુરૂનાં ચરણકમળ નમી, હોજી બેઠો મનને કોડ;
ભગવંત **ભદ્રા** સુત અછું, હોજી પૂછું બે કર જોડ.
અવંતિ૦–૫

**નલિનીગુલ્મ** વિમાનનાં, હોજી તુમ સુખ જાણો કેમ;
સૂરિ કહે જિનવચનથી, હોજી અમે જાણું છું એમ.
અવંતિ૦–૬

પૂરવ ભવે હું ઉપન્યો, હોજી **નલિનીગુલ્મ** વિમાન;
તે સુખ મુજને સાંભર્યું, હોજી જાતિસમરણજ્ઞાન.
અવંતિ૦–૭

તે સુખ કહો કેમ પામીયે, હોજી કેમ લહીયે તે ઠામ;
કૃપા કરી મુજને કહો, હોજી માહરે તેહ શું કામ.
અવંતિ૦–૮

એ સુખ મુજને નવિ ગમે, હોજી અપૂરવ સરસ વિમાન;
ક્ષારોદધિ જળ કિમ ગમે, હોજી જેણે કીધો પય પાન.
અવંતિ૦–૯

એટલા દિન હું જાણતો, હોજી મેં સુખ લહ્યાં શ્રીકાર;
મુજ સરીખો જગ કો નહીં, હોજી સુખીયો ઇણે સંસાર.
અવંતિ૦–૧૦

હવે મેં જાણ્યાં કારમાં, હોજી એ સુખ ફળ કિંપાક;
કહે **જિનહર્ષ** હવે કહો, હોજી કિમ પામું તે નાક.
અવંતિ૦–૧૧

---

## દોહા

એ સંસાર અસાર છે, સાચો સ્વર્ગનો દ્વાર;
તીન જ્ઞાન ઘટમેં વસે, સુખ તણો નહીં પાર. ૧
રયણુ મોતી તિહાં ઝળહળે, કૃષ્ણાગર ધમકાર;
તાલ મૃદંગ દુંદુભિ તણા, નાટકનો નહીં પાર. ૨

## ઢાળ ત્રીજી

( ૪૨ )

સંયમથી સુખ પામીયે, જાણો તુમે નિરધાર; કુમરજી.
સુર સુખનું કહે કિશું, લહીયે શિવ સુખ સાર. કુમરજી.
સંયમથી૦–૧

નર સુર સુખ એણે જીવડે, પામ્યાં અનંતી વાર; કુમરજી.
નરપતિ સુરપતિ એ થયો, ન લહી તૃપ્તિ લગાર. કુમરજી.
સંયમથી૦—૨

કુણ લિંબોળી પ્રિય કરે, પરિહરી મીઠી દ્રાખ; સુગુરૂજી.
**નલિનીગુલ્મ** વિમાનનો, મુજને છે અભિલાષ. સુગુરૂજી.
સંયમથી૦—૩

તે ભણી મુજ શું કરી મયા, ઘો ગુરૂજી ચારિત્ર; સુગુરૂજી.
ઢીલ કિશી હવે કીજીયે, લીજીયે વ્રત સુપવિત્ર. સુગુરૂજી.
સંયમ૦—૪

શ્રી આચારજ એમ કહે, હજીય અછે તું બાળ; કુમરજી.
તું **ભદ્રા**નો લાડણો, કેળિ ગર્ભ સુકુમાર. કુમરજી.
સંયમ૦—૫

દીક્ષા દુષ્કર પાળવી, પંચ મહાવ્રત ભાર; કુમરજી.
માથે મેરૂ ઉપાડવો, તરવો જળધિ અપાર. કુમરજી.
સંયમ૦—૬

મીણ તણે દાંતે કરી, લોહ ચણા કુણ ખાય; કુમરજી.
અગ્નિ સ્પર્શ કોણ સહી શકે, દુક્કર વ્રત નિરમાય. કુમરજી.
સંયમ૦—૭

કુમર કહે પ્રભુ સાંભળો, દુઃખ વિણુ સુખ કિમ થાય; સુગુરૂજી.
અલ્પ દુઃખે બહુ સુખ હુવે, તે તો દુઃખ ન ગણાય. સુગુરૂજી.
સંયમ૦—૮

તપ કરવો અતિ દોહિલો, સહેવા પરિસહ ઘોર; કુમરજી.
કહે **જિનહર્ષ** સુભટ થઇ, હણુવાં કર્મ કઠોર. કુમરજી.
સંયમ૦—૯

### દોહા

કુમર કહે મુનિરાયને, વંદું બે કર જોડ;
શૂરા નરને સોહલું, ઝૂઝે રણમાં દોડ. —૧
તે માટે મુજ દીજીએ, સંયમ ભાર અપાર;
કર્મ ખપાવું સદ્દગુરૂ, પામું ભવજળ પાર —૨

## ઢાળ ચોથી

(૪૩)

કર જોડી આગળ રહી રે, કુમર કહે એમ વાણ;
શૂરાને શું દોહિલું, જે આગમે નિજ પ્રાણ. મુનિસર,
માહરે વ્રત શું કાજ.
મુજને દીઠાં નવિ ગમે રે, ઋદ્ધિ રમણી એ રાજ.મુનિસર૦-૧
સાચાં કરી જાણ્યાં હતાં રે, કાચાં સહુ સુખ એહ;
જ્ઞાન નયણ પ્રગટ્યાં હવે રે, હવે હું છંડીશ તેહ.
મુનિસર૦—૨
દુક્કર વ્રત ચિર પાળવાં રે, તે તો મેં ન ખમાય;
વ્રત લેઈ અણસણ આદરૂં રે, કષ્ટ અલ્પ જેમ થાય.
મુનિસર૦—૩
જો વ્રત લીયે સુગુરૂ કહે રે, તો સાંભળ મહાભાગ;
ઘેર જઇ નિજ પરિવારની રે, તું તો અનુમતિ માગ.
મુનિસર૦—૪
ઘેર આવી માતા ભણી રે, **અવંતિસુકુમાર;**
કોમળ વચણે વીનવે રે, ચરણે લગાડી ભાળ.
માતાજી, માહરે વ્રત શું કામ—૫
અનુમતિ ધો વ્રત આદરૂં રે, **આર્યસુહસ્તિ** ગુરૂપાસ;

નિજ નરભવ સફળો કરૂં રે, પૂરો માહરી આશ. માતાજી. ૬
મૂરખ નર જાણે નહીં રે, ક્ષણ લાખેણી જાય;
કાળ ઓચિંતો આવશે રે, શરણ ન કોઈ થાય. માતાજી. ૭
જેમ પંખી પંજર પડયો રે, વેઠે દુઃખ નિશદીશ;
માયા પંજરમાં પડ્યો રે, તેમ હું વિશવાવીશ. માતાજી. ૮
એ બંધન મુજને નવિ ગમે રે, દીઠાં પણ ન સુહાય;
કહે જિનહર્ષ અંગજ ભણી રે, સુખીયો કર મોરી માય. મા. ૯

---

## દોહા

મા કાયા અસાશ્વતી, સંધ્યા જેહવો વાન;
અનુમતિ આપો માતજી, પામું અમર વિમાન. -૧
કેનાં છોરૂં કેનાં વાછરૂં, કેહનાં માય ને બાપ;
પ્રાણી જાશે એકલો, સાથે પુણ્ય ને પાપ. -૨

## ઢાળ પાંચમી
(૪૪)

માય કહે વત્સ સાંભળો, વાત સુણાવી એસી રે;
સો વાતે એક વાતડી, અનુમતિ કોઈ ન દેસી રે. માય૦-૧
વ્રત શ્યું તું છો નાનડા, એ વાત પ્રકાશી રે;
ઘર જાએ જિણ વાતથી, તે કિમ કીજે હાંસી રે. માય૦-૨
કેણે ધૂતારે ભોળવ્યો, કે કેણે ભૂરકી નાંખી રે;
બોલે અવળા બોલડા, દીસે છબી મુખ ઝાંખી રે. માય૦-૩
તું નિશદીન સુખમાં રહ્યો, બીજી વાત ન જાણી રે;
ચારિત્ર છે વત્સ દોહિલું, દુઃખ લેવું છે તાણી રે. માય૦-૪
ભૂખ તૃષા ન ખમી શકે; પાણી વિણ પળ ન જાય રે;
અરસ નિરસ જળ ભોજને, બાળવી છે નિજ કાય રે. માય૦-૫

ઈહાં તો કોમળ રેશમી, સૂવું સેજ તળાઈ રે;
ડાભ સંથારો પાથરી, ભૂંયે સૂવું છે ભાઈ રે. માય૦-૬
આછાં પહેરણુ પહેરવાં, વાઘા દિન દિન નવલા રે;
તિહાં તો મેલાં કપડાં, ઓઢવાં છે નિત્ય પહેલાં રે. માય૦-૭
માથે લોચ કરાવવો, રહેવું મલિન સદાઈ રે;
તપ કરવા અતિ આકરા, ધરવી મમતા ન કાંઇ રે. માય૦-૮
કઠિણુ હોવે તે એ સહે, તે દુઃખ તેં ન ખમાય રે;
કહે **જિનહર્ષ** ન કીજીયે; જિણુ વાતે દુઃખ થાય રે. માય૦-૯

---

## દોહા

કુમર કહે જનની સુણો, મુનિ ચક્રી બળદેવ;
સંયમથી સુખ પામીયા, તે સુણજો સુખ હેવ. ૧
**અર્જુનમાળી** ઉદ્ધર્યો, **દઢપ્રહારી** સોય;
**પરદેશી** વળી **રોહિણો**, માત સુણાવું તોય. ૨
સમદૃષ્ટિ હુએ સમકિતી, સંયમ સુર સુખ લીન;
કેઇ તર્યા વળી તારશે, મુજ મન હુઓ પ્રવીન. ૩
એકજ અંગજ માહરે, તું પણ આદરે એમ;
કિમ આપું હું અનુમતિ, સ્નેહ તુટે કહો કેમ. ૪

## ઢાળ છઠ્ઠી

(૪૫)

હવે કુમર ઇશ્યું મન ચિંતવે, મુજને કોઈ ન આપે શિક્ષારે;
જો જાઉં છું વિણુ અનુમતે, તો ગુરૂ પણ ન દીયે દીક્ષા રે. હવે૦ ૧
નિજ હાથે કેશ લોચન કીયો, ભલો વેષ મુનિનો લીધો રે;
ગૃહવાસ તજ્યો સંયમ ભજ્યો, નિજ મન માન્યો તેમ કીધોરે.
હવે૦ ૨

ભદ્રા દેખી મન ચિંતવે, એ તો વેષ લેઈને બેઠો રે;
એહને રાખ્યાં હવે શું હોવે,જમીયે મીઠા ભણી એંઠો રે. હવે૦ ૩
વત્સ સાંભળ તેં એ શું કીયો, મુજ આશાલતા ઉન્મૂળી રે;
તુજ મુખ દેખી સુખ પામતી,દેઈ જાય છે દુઃખની શૂળી રે.હવે૦ ૪
તુજ નારી બત્રીશે બાપડી, અબળા જોબનવંતી રે;
કુળવંતી રહેતી નિશદિને, તુજ મુખ સામું નિરખંતી રે. હવે૦ ૫
રંગે રહેતી તાહરે મન ઉપરે, તુજ વયણુ કદિનવિ લોપ્યો રે;
અવગુણ પાખેએ નારી શું, કહેને શા માટે કોપ્યો રે. હવે૦ ૬
એ દુઃખ ખમ્યું જાશે નહીં, પણ જોર નહીં તુજ કેડે રે;
જિનહર્ષ ભદ્રા નારી મળી, આંખડીયે આંસુ રેડે રે. હવે૦ ૭

---

## દોહા

બત્રીશે નારી મિલી, કહે પિયુને સુવિચાર;
વય લઘુતા રૂપે ભલા, શો સંયમનો ભાર.–૧
વ્રત છે કરવત સારીખાં, મન છે પવન સમાન,
બાવીશે પરિસહ સહે, વચન અમારો માન.–૨
મયગળ દંત જે નીકળ્યા, તે કિમ પાછા જાય;
કરમ સુભટ દૂરે કરી, પહોંચવું શિવપુર ઠાય.–૩

## ઢાળ સાતમી

(૪૬)

અનુમતિ દીધી માયે રોવતાં, તુજને થાઓ કોડ કલ્યાણ રે;
સફળ થાઓ તુજ આશડી, સંયમ ચડજો સુપ્રમાણ રે.
અનુમતિ૦–૧

કુમર તણાં વાંછિત ફળ્યાં, હરખ્યો નિજ ચિત્ત મોઝારરે;
આવ્યો ગુરૂ પાસે ઉમહ્યો, સાથે પરિવાર અપાર રે.
અનુમતિ૦–૨

સદ્દગુરૂનાં ચરણ કમળ નમી, ભાંખે કરજોડી કુમારો રે;
પ્રવહણ સમ ગુરૂ મુજ ભણી, સંસાર સમુદ્રથી તારો રે.
અનુમતિ૦–૩

આચારજે ઉચ્ચરાવીયાં, વ્રત પંચ વિધે સહુ સાખે રે;
ધન ધન એવાં સુખ જેણે તજયાં, નરનારી મળી એમ ભાખે રે.
અનુમતિ૦–૪

ભદ્રા કહે આચારજ ભણી, તુમને કહું છું કર જોડ રે;
જાળવજો એને રૂડી પરે, મુજ કાળજડાંની કોર રે.
અનુમતિ૦–૫

તપ કરતાં એને વારજો, ભૂખ્યાની કરજો સારો રે;
જન્મારે દુઃખ જાણ્યું નથી, અહમિંદ્ર તણો અવતારો રે.
અનુમતિ૦–૬

માહરે આથી પોથી એ હતી, દીધી છે તુમ ચે હાથ રે;
હવે જિમ જાણો તિમ જાણજો, વહાલી મહારી એ આથ રે.
અનુમતિ૦–૭

સાંભળ સુત જો વ્રત આદર્યું, તો પાળજે નિરતિચાર રે;
દૂષણ મ લગાડીશ વ્રત ભણી, તો પામીશ ભવનો પાર રે.
અનુમતિ૦–૮

એમ કહી ભદ્રા પાછી વળી, દુઃખણી વહુઅરો લેઈ સાથ રે;
જિનહર્ષ અલ્પ જળ માછલી, ઘેર આવી થઈ છે અનાથ રે.
અનુમતિ૦–૯

## દોહા

ઘેર આવી સાસુ વહુ, મન માન્યો ઉદાસ;
દીપક વિણ મંદિર કીશો, પિયુ વિણ સ્ત્રીની રાશ.—૧
પિયુ વિણ પલક ન રહી શકું, સેજ લાગે મુજ ખાય;
પત્થર પડે ભુજંગકોં, તડફ તડફ જીવ જાય.—૨

## ઢાળ આઠમી

(૪૭)

સદગુરૂજી હો કહું તુમને કરજોડ, ચિર ચારિત્ર પળે નહીં;સદગુ૦
તપ કિરિયા નવિ થાય, કર્મ ખપે જેહથી સહી. સદગુરૂજી હો૦–૧
તુમચી અનુમતિ થાય, તો હું અણુસણ આદરૂં; સદગુરૂજી હો;
થોડા કાળ મોઝાર, કષ્ટ કરી શિવ પદ વરૂં. સદગુરૂજી હો૦–૨
મુનિવરજી હો, જેમ સુખ થાયે તુમ, તેમ કરો દેવાણુપિયા; મુનિ૦
ગુરૂને ચરણે લાગી, સહુ શું ખામણડાં કીયાં. મુનિવરજી હો૦ ૩
આવ્યો જિહાં સમશાન, બળે મૃતક વન્હિ ધગધગે. મુનિ૦
બિહામણો વિકરાળ, દેખંતાં મન ઊભગે. મુનિવરજી હો૦ ૪
પિતૃવન ઇણે નામે, દીસે યમ વન સારીખો. મુનિ૦
કાંટાળાં તિહાં રૂખ, ક્રૂર કંથેરી સારીખો. મુનિવરજી હો૦–૫
આવ્યો તિણ વન માંહે, તિહાં આવી અણસણ કર્યું; મુનિ૦
કાંટા વીંધાણા પાય, તતક્ષણ લોહી જરહર્યું. મુનિવરજી હો૦ ૬
પગ પીંડી પરનાળ, લોહી પાવસ ઉન્નહ્યો; મુનિ૦
સોભાગી સુકુમાર, કઠિણ પરિસહ આદર્યો. મુનિવરજી હો.૦ ૭
શક્રસ્તવ તિણિ વાર, કીધો અરિહંત સિદ્ધને; મુનિ૦
ધર્માચારજ ધ્યાન, ધર્યું જિનહર્ષ ભલે મને. મુનિવરજી હો૦ ૮

## દોહા

વંદન આવી ગોરડી, પ્રાતઃસમય ગુરૂ પાસ;
કરજોડી મુખથી વદે, નાહ ન દીસે તાસ.—૧
મુનિ કહે અનુમતિ લહી, કાઉસગ રહ્યો સમશાન;
પણ ઈચ્છા ઘર પામીયો, પહોંત્યો દેવ વિમાન.—૨

## ઢાળ નવમી

(૪૮)

તિણ અવસર એક આવી જંબુકીરે, સાથે લેઈ પોતાનાં બાળ રે;
ભક્ષ કરવાને દશ દિશે ફિરેરે, અવળી સવળી દેતી ફાળરે. તિણ૦—૧
ચરણ રૂધિરની આવી વાસનારે, બાળ સહિત આવી વનમાંહરે;
પૂરવ વૈર સંભાળી શોધતીરે, ખાવા લાગી પગશું સાહિરે. તિણ૦ ૨
ચટચટ ચૂંટે દાંતે ચામડી રે, ગટગટ ખાયે લોહી માંસરે;
ભટભટ ચર્મ તણાં ભરેરે, ત્રટત્રટ ત્રોડે નાડી નસરે. તિણ૦—૩
પ્રથમ પ્રહરે તે જંબુક જંબુકીરે, એક ચરણનું ભક્ષણ કીધરે;
તો પણ તે વેદનાયે કંપ્યો નહીં રે, બીજે પ્રહરે બીજો પગ લીધરે. તિણ૦—૪
ખાયે પિંડી સાથળ તોડીને રે, પણ તે ન કરે તલ ભર રીવરે;
કાયા માટી ભાંડ અશાશ્વતીરે, તૃપ્ત થાઓ એહથી જીવરે. તિણ૦—૫
ત્રીજે પ્રહરે પેટ વિદારીયું રે, જાણે કર્મ વિદાર્યાં એણ રે;
ચોથે પ્રહરે પ્રાણ તજી કરીરે, **નલિનીગુલ્મ** લહ્યાં સુખ તેણ રે. તિણ૦—૬
સુર વંદીને તાસ શરીરનો રે, મહિમા કરે અનેક પ્રકાર રે;
કહે **જિનહર્ષ** તેણે અવસર મળી રે, વંદન આવી સઘળી નારરે. તિણ૦—૭

## દોહા

ગોરી સવિ ઝાંખી થઈ, આવી નગરી મોઝાર;
મુખ કરમાણું માલતી, સાસુ દેખે તેણિ વાર. -૧
કુળમાં કોળાહળ થયો, મંદિર ખાવા ધાય;
તન ભોગી જોગી હુઓ, કરમ કરે તે થાય. -૨

## ઢાળ દશમી

(૪૯)

વાંદી પૂછે ગુરૂ ભણી, અમચો દીસે નહીં ભરતાર; પૂજ્યજી.
કિહાં ગયો મુનિ તે કહો, ઉપયોગે કહે તેણિ વાર. કામિની૦-૧
આવ્યા હતા પહોત્યા તિહાં, દુઃખ પામી મરણ સુણેય; કામિની૦
હા હા કરી ધરણી ઢળી, આંસુડાં છૂટચાં નયણેય. કામિની૦-૨
હીયડું પીટે હાથશું, ઉખાડે શિરના કેશ; કામિની૦
વિલપે પિયુ વિણ પદમણી, સસનેહી પામે કલેશ. કામિની૦-૩
દિલાસો અમ દિલમાં હતો, વ્રતધારી હતો ભરતાર; પૂજ્યજી.
એટલુંહી સુખ અમ તણું, સાંખ્યુંનહીં કિરતાર. પૂજ્યજી. વાંદી૦-૪
અમે મનમાંહે જાણતી, દેખશું દરિશણ નિત્ય; પૂજ્યજી.
ચરણકમળ નિત્યે વાંદશું, ચિંતવતી ઈણી પરે ચિત્ત. પૂજ્યજી.
વાંદી૦-૫
દૈવે દીધ રંડા પણું, હવે અમે થયાં અનાથ; પૂજ્યજી.
મનનાં દુઃખ કહીયે કેહને, અમચા પડચા ભૂંઈ હાથ. પૂજ્યજી.
વાંદી૦-૬
શું કહીએ કરીએ કિશ્યું, અમને હૂઓ સંતાપ; પૂજ્યજી.
દુઃખ કહીએ કેહને હવે, અમચાં પૂરણ પાપ. પૂજ્યજી.
વાંદી૦-૭

ઊભી પસ્તાવો કરે, નાંખતી મૂખ નિશ્વાસ; કામિની૦
કહે **જિનહર્ષ** ઘરે ગઇ, બત્રીશે થઈ નિરાશ. કામિની૦
વાંદી૦-૮

---

## દોહા

ઇણિ પરે ઝૂરે ગોરડી, તિમ ઝૂરે વળી માય;
મોહ તણી ગતિ વંકડી, જેહથી દુર્ગતિ થાય.-૧
જિમ જિમ પિયુ ગુણ સાંભરે, તિમ તિમ હૃદય મોઝાર;
દુઃખ વિરહે સુખ હોય કિહાં, નિષ્ઠુર થયો કિરતાર.-૨

## ઢાળ અગીયારમી

( ૫૦ )

દુઃખ ભર બત્રીશે રોવતી રે, ગદ ગદ બોલે વચન;
પરલોકે પહોંત્યા સહી રે, સાસુ તુમ પુત્ર રતન.
દેજો મુજને મુજરો રે, અરે સાસુના જાયા;
અરે નણદીના વીરા, અરે અમૂલક હીરા;
અરે મોહનગારા, અરે પ્રીતમ પ્યારા.દેજો મુજનેમુજરોરે.
એ આંકણી૦-૧
**ભદ્રા** સુણી દુખણી થઇ રે, પુત્ર મરણની વાત;
ચાર પહોર દુઃખ નિર્ગમી રે, પહોતી તિણે વન પરભાત.
દેજો૦-૨
કંથેરી વન ઢુંઢતાં રે, પુત્ર કલેવર દીઠ;
નારી માય રોઈ પડી રે, નયણે જળધારા નીઠ. દેજો૦-૩
હીયડા ફાટે કાં નહીં રે, જીવી કાંઈ કરેશ;
અંતરજામી વાલહો રે, તે તો પહોંત્યો પરદેશ. દેજો૦-૪

હીયડા તું નિઠુર થયું રે, પહાણ જડયું કે લોહ;
પ્રીટ પાપી ફાટયું નહીં રે, વહાલા તણે વિછોહ. હેજો૦–૫
હીયડું હણું કટારીયે રે, ભુંજું અંગારે દેહ;
સાંભળતાં ફાટયું નહીં રે, ખોટો તાહરો નેહ. હેજો૦–૬
ઇણી પરે ઝૂરે ગોરડી રે, તિમહી જ ઝૂરે માય;
પિયુ પિયુ મુખથી કરી રહી રે, બપૈડા મેહ જિમ જાય. હે૦–૭
દુઃખ ભર સાયર ઉલટયો રે, છાતીમાં ન સમાય;
પ્રેતકારજ સુતનું કિયું રે, **જિનહર્ષ** હિયે અકળાય. હેજો૦–૮

## દોહા

વૈરાગે મન વાળીયો, સમજાવે તે આપ;
હૈયો હટકયો હાથ કર, હવે મત કરો વિલાપ.–૧
એક નારી ઘેર રાખીને, સાસુ સહિત પરિવાર;
ગુરૂનાં ચરણ નમી કરી, લીધો સંયમ ભાર.–૨

## ઢાળ બારમી

(૫૧)

**ક્ષિપ્રા** તટે ઊભી રડે રે, માય ચિતા બળતી જોય;
આંસુ ભીનો કંચુઓ તિહાં, રહે નિચોય નિચોય.
મોરી વહુઅર, એ શું થયું રે અકાજ; ગયો મુજ ઘરથી રાજ.
મોરી૦
હું દુઃખણી થઇ છું આજ. મોરી વહુઅર૦–૧
એ ઘર મંદિર કેહનાં રે, કેહની એ ધન રાશિ;
પુત્ર વિના સૂનાં સહુ રે, કેહી જીવિત આશ. મોરી૦–૨
દીસે સહુ એ કારમાં રે, વિણસંતાં કાંઇ વાર;
સંધ્યા રંગ તણી પરે રે, કારમો સહુ પરિવાર. મોરી૦–૩

બાજી બાજીગર તણી રે, દીસતી જેમ અમૂલ્ય;
દિવસ ચારકા પેખણા રે, અંતે ધૂળકી ધૂળ. મોરી૦-૪
માતા પિતા સુત કામિની રે, સંયોગે મળીયાં આય;
વાયે મળ્યાં જેમ વાદળાં રે, વાયે વિખરી જાય. મોરી૦-૫
સુપનમાંહે જેમ રાંકડો રે, ધન પામી હુઓ શેઠ;
જાગી નિહાળે ઠીકરૂં રે, ભાંગ્યું માથા હેઠ. મોરી૦-૬
સ્વપ્ન જેમ અશાશ્વતાં રે, સહુ દેખાય છે એહ;
કહે **જિનહર્ષ** વૈરાગીયાં રે, સાસુ વહુઅર તેહ. મોરી૦-૭

## ઢાળ તેરમી

( ૫૨ )

**ભદ્રા** ઘર આવી એમ ભાખે, ગર્ભવતી ઘર રાખે રે;
અન્ય વધુ પહોંતી ગુરૂ પાસે, વ્રત અમૃત રસ ચાખે રે. ભદ્રા૦-૧
પંચ મહાવ્રત સૂધાં પાળે, દૂષણ સઘળાં ટાળે રે;
દુક્કર તપ કરી કાયા ગાળે, કળિમળ પાપ પખાળે રે. ભદ્રા૦-૨
અંતકાળે સહુ અણુસણ લેઇ, તજી ઓદારિક દેહી રે;
દેવલોકનાં સુખ તે લેહી, ચારિત્રનાં ફળ એહી રે. ભદ્રા૦-૩
કેડે ગર્ભવતી સુત જાયો, દેવળ તેણે કરાયો રે,
પિતા મરણને ઠામે સુહાયો, **અવંતિપાસ** કહેવાયો રે. ભદ્રા૦-૪
પાસ જિણેસર પ્રતિમા સ્થાપી, કુમતિલતા જડ કાપી રે;
કીર્ત્તિ તેહની ત્રિભુવન વ્યાપી, સૂરજ જેમ પ્રતાપી રે. ભદ્રા૦-૫
સંવત સત્તર એકતાળીશે, શુકલ આષાઢ કહીશે રે;
વાર શનિશ્ચર આઠમ દિવસે, કીધી સજ્ઝાય જગીશે રે. ભદ્રા૦-૬
**અવંતિસુકુમાર** મલાવે, મધુર સ્વરે ગુણ ગાવે રે;
**જિનહર્ષ** દીપે વડ દાવે, **શાંતિહર્ષ** સુખ પાવે રે. ભદ્રા૦-૭

## શ્રી જ્ઞાનવિમલસૂરિ કૃત
## શ્રી અવંતિસુકુમારની સજ્ઝાય
### ( ૫૩ )

મનોહર માળવદેશ, તિહાં બહુ નયર નિવેશ;
આજ હો અછે રે, ઉજેણી નયરી સોહતીજી.– ૧
તિહાં નિવસે **ધન** શેઠ, લચ્છી કરે જસ વેઠ;
આજ હો **ભદ્રા** રે તસ ઘરણી મનડું મોહતીજી.– ૨
પૂરવભવે ઝખ એક, રાખ્યો ધરીય વિવેક;
આજ હો પામ્યો રે તેહ પુણ્યે સોહમકલ્પમાંજી.– ૩
નલિનીગુલ્મ વિમાન, ભોગવી સુખ અભિરામ;
આજ હો તે ચવી ઉપન્યો રે **ભદ્રા** કુખેજી.– ૪
નામે **અવંતિસુકુમાર,** પુત્ર અતિ સુકુમાર;
આજ હો દીપે રે જીપે નિજ રૂપે રતિપતિજી.– ૫
રંભાને અનુકારી, પરણ્યો બત્રીશ નારી;
આજ હો ભોગી રે ભામિનીશું ભોગ જ ભોગવેજી.– ૬
નિત્ય નવલા શણગાર, સોવન જડિત સફાર;
આજ હો પહેરે રે સુંવાળાં ચીવર સામટાંજી.– ૭
નિત્ય નવલાં તંબોળ, ચંદન કેસર ઘોળ;
આજ હો ચરચેરે જસ અંગે આંગી પુટડીજી.– ૮
એક પખાળે અંગ, એક કરે નાટક ચંગ;
આજ હો એક જ રે સુંવાળી સેજ સમારતીજી.– ૯
એક બોલે મુખ આખ, મીઠી જાણે દ્રાખ;
આજ હો લાવણ્યે લટકાળા રૂડા બોલડાજી.–૧૦
એક કરે નયન કટાક્ષ, એક કરે નખરાં લાખ;
આજ હો પ્રેમે રે પનોતી પિયુ ઉચ્ચરેજી.–૧૧

એક પીરસે પકવાન્ન, એક સમારે પાન;
આજ હો પીરસે રે એક સારાં સારાં સાલણુંજી.–૧૨
એક વળી ગુંથે ફૂલ, પંચ વરણુ બહુ મૂલ;
આજ હો જામે રે કેસરીએ કસ એક બાંધતીજી.–૧૩
એક કહે જીજીકાર, કરતી કામ વિકાર;
આજ હો રૂઠી રે રઢીયાળી વીણુ બજાવતીજી.-૧૪
ઈત્યાદિક બહુ ભોગ, વિલસે સ્ત્રી સંયોગ;
આજ હો જાણે દોગંદુક પૃથ્વી મંડલેજી.–૧૫
એવે સમે સમતાપૂર, શ્રી **આર્યમહાગિરી** સૂર;
આજ હો આવ્યા રે ઉજ્જેણીપુરને પરિસરેજી.–૧૬
વસતિ અનુગ્રહ હેત, ચેલા ચતુર સંકેત;
આજ હો મેલે રે **ભદ્રા** ઘર સ્થાનક યાચવાજી.–૧૭
વારૂ વાહન યાળ, પોઢી વળી પટશાળ;
આજ હો આપે રે ઉતરવા કાજે સાધુનેજી.–૧૮
શિષ્ય કથન સુણી એમ, સપરિવાર ધરી પ્રેમ;
આજ હો પુણ્યે રે પટશાળે આવી ઉતર્યાજી.–૧૯
સકળ મુનિ સમુદાય, કરે પોરિસી સજ્ઝાય;
આજ હો સુણીયાં રે શ્રવણે સુખ નલિનીગુલ્મનાંજી.–૨૦
તેહ સુણી વૃતાંત, જાતિસમરણ વંત;
આજ હો ચિંતે રે ચિત્તમાંહિ એ કેમ પામીએજી.–૨૧
પૂછે ગુરૂને નેહ, કેમ લહીએ સુખ એહ;
આજ હો ભાંખે રે ગુરૂ તવ વયણ સુધારસેજી.–૨૨
ચરણથી નિશ્ચે મોક્ષ, જો પાળે નિર્દોષ;
આજ હો અથવા રે સરાગે વૈમાનિકપણુંજી.–૨૩

કહે ગુરૂને દીયો દીખ, ગુરૂ કહે વિણુ માય શીખ;
આજ હો ન હોવે અનુમતિ વિણું સંયમ કામનાજી.–૨૪
તિહાં માતા આલાપ; સ્રીના વિરહ વિલાપ;
આજ હો કહેતાં રે તે સઘળો પાર ન પામીએજી.–૨૫
આપે પહેરે વેષ, લહી આગ્રહ સુવિશેષ;
આજ હો ધારે રે તિહાં પંચમહાવ્રત ગુરૂ કનેજી.–૨૬
નિજ કર્મ ખેરૂ થાય, દાખો તેહ ઉપાય;
આજ હો આપે રે ઉપયોગ ગુરૂ પરિસહ તિહાંજી.–૨૭
કંથેરી વનમાંહી, પહોતો મન ઉત્સાહી;
આજ હો કરે રે કાઉસગ્ગ કર્મને તોડવાજી.–૨૮
માછી ભવની નાર, કરી ભવભ્રમણુ અપાર;
આજ હો તે થઈ રે શિયાલણી વાઘણુની પરેજી.–૨૯
નવ પ્રસૂતિ વિકરાળ આવી વનહ વિચાલ;
આજ હો નિરખી રે તે મુનિને રીસે ધડહડેજી.–૩૦
નિશ્ચળ મને મુનિ તામ, કર્મ દહનને કામ;
આજ હો ભૂખે ભડભડતી ચરણે ચડેજી.–૩૧
ચાર પહોર નિશિ જોર, સહ્યો પરિસહ ઘોર;
આજ હો કરડી રે શિયાલણે શરીર વલુરીયુંજી.–૩૨
ધરતો ધર્મનું ધ્યાન, નલિનીગુલ્મ વિમાન;
આજ હો પહોંતો રે પનોતો પુણ્ય પ્રભાવથીજી.–૩૩
સુરભિ કુસુમ જળવૃષ્ટિ, સુર કરે સમકિતદૃષ્ટિ;
આજ હો મહિમા રે તે ઠામે સઘળો સાચવેજી.–૩૪
**ભદ્રાને** સવિ નાર, પ્રભાતે તિણુ વાર;
આજ હો આવી રે ગુરૂ વાંદી પૂછે વાતડીજી.–૩૫

ગુરૂ કહે એક રાત માંહિ, સાધ્યા મનના ઉત્સાહ;
આજ હો નિસુણી રે દુઃખ વારે સંયમ આદરેજી.–૩૬
ગર્ભવતી એક પુત્ર, તેણે રાખ્યું ઘર સૂત્ર;
આગ હો થાયે રે મુનિ કાઉસગ્ગ ઠામે સુંદરૂજી.–૩૭
તે **મહાકાળ** પ્રાસાદ, આજ લગે જસવાદ;
આજ હો પાસ જિનેશ્વર કેરો રૂયડો તિહાંજી.–૩૮
ધનધન તે મુનિરાજ, સાધ્યા આતમ કાજ;
આજ હો વરશે રે શિવરમણી ભવને આંતરેજી.–૩૯
**ધીરવિમલ** કવિ શિષ્ય, લળી લળી નાંમે શીશ;
આજ હો તેહ રે **નયવિમળ** ગાવે ગુણોજી.–૪૦

## શ્રી પદ્મવિજયજી કૃત

# વયરકુમારની સજ્ઝાય

(૫૪)

સાંભળજો તુમે અદ્‌ભુત વાતો, **વયર**કુમર મુનિવરની રે.
ખટ મહિનાના ગુરૂ ઝોળીમાં, આપે કેલિ કરતાં રે;
ત્રણ વરસના સાધવી મુખથી, અંગ અગ્યાર ભણંતારે. સાં૦–૧
રાજસભામાં નહિ ક્ષોભાણા, માત સુખલડી દેખી રે;
ગુરૂએ દીધો ઓઘો મુહપત્તિ, લીધા સર્વ ઉવેખી રે. સાં૦–૨
ગુરૂ સંઘાતે વિહાર કરે મુનિ, પાળે શુદ્ધ આચાર રે;
બાળપણાથી મહા ઉપયોગી, સંવેગી શિરદાર રે. સાં૦–૩
કોળાપાકને ઘેબર ભિક્ષા, દોય ઠામે નવિ લીધી રે;
ગગનગામિણી વૈક્રિયલબ્ધિ, દેવે જેહને દીધી રે. સાં૦–૪

દશ પૂરવ ભણીયા રે જે મુનિવર, **ભદ્રગુપ્ત** ગુરૂ પાસે રે;
ક્ષીરાસ્રવ પ્રમુખ જે લબ્ધિ, પરગટે જાસ પ્રકાશે રે. સાં૦–૫
કોડિ સેંકડા ધનને સંચે, કન્યા **રૂકિમણી** નામે રે;
શેઠ **ધનાવો** દીયે પણ ન લીયે, વધતે શુભ પરિણામે રે. સાં૦–૬
દેઈ ઉપદેશને **રૂકિમણી** નારી, તારી દીક્ષા આપી રે;
યુગપ્રધાન જે વિચરે જગમાં, સૂરજ તેજ પ્રકાશી રે. સાં૦–૭
સમકિત શિયળ તુંબ ધરી કરમાં, મોહસાયર કર્યો છોટો રે;
તે કેમ બુડે નર નદીમાં, એ તો મુનિવર મહોટો રે. સાં૦–૮
જેણે દુર્ભિક્ષે સંઘ લેઇને, મૂકયો નગર સુકાળ રે;
શાસનશોભા ઉન્નતિ કારણ, પુષ્પ પદ્મ વિશાળ રે. સાં૦–૯
બૌદ્ધરાયને પણ પ્રતિબોધ્યો, કિધો શાસનરાગી રે;
શાસનશોભા જયપતાકા, અંબર જઇને લાગી રે. સાં૦–૧૦
વિસર્યો સુંઠ ગાંઠીયો કાને, આવશ્યક વેળા જાણ્યો રે;
વિસરે નહિ પણ એ વિસરીઓ, આયુ અલ્પ પિછાણ્યોરે. સાં૦–૧૧
લાખ સોનઇએ હાંડી ચડે જબ, બીજે દિન સુકાળ રે
એમ સંભળાવી **વજ્રસેનને**, જાણી અણુસણ કાળ રે. સાં૦–૧૨
**રથાવર્ત્ત**ગિરિ જઈ અણુસણ કીધું, સોહમ હરિ તિહાં આવે રે;
પ્રદક્ષિણા પર્વતને દેઇને, મુનિવર વંદે ભાવે રે. સાં૦–૧૩
**ધનસિંહગિરિસૂરી ઉત્તમ** જેહના, એ પટધારી રે.
**પદ્મવિજય** કહે ગુરૂ પદપંકજ, નિત્ય નમિએ નરનારી રે. સાં૦ ૧૪

## શ્રી જ્ઞાનસાગરજી કૃત

# શ્રી ધન્નાજીની સજ્ઝાય

( ૫૫ )

શિયાળામાં શીત ઘણી રે **ધન્ના**, ઉનાળે લૂ વાય;
ચોમાસે જળ વાદળાં રે **ધન્ના**, એ દુઃખ સહ્યું ન જાય.
હું તો વારી **ધનજી** આજ નહિ સો કાલ. ૧
વનમેં તો રહેવું એકલું રે **ધન્ના** , કોણ કરે તારી સાર;
ભૂખ પરિસહ દોહલો રે **ધન્ના**, મત કર એસી વાત રે
હો **ધનજી** મત લીયો સંયમ ભાર. ૨
વનમેં તો મૃગ એકલો રે માતા, કોણ કરે ઉનકી સાર;
કરણી તો જેસી આપકી રે માતા, કોણ બેટા કુણ બાપ રે;
હો જનની, હું લેઉં સંયમ ભાર. ૩
પંચ મહાવ્રત પાળવો રે **ધન્ના**, પાંચ મેરૂ સમાન;
બાવીસ પરિસહ જિતવારે **ધન્ના**, સંયમ ખાંડાની ધાર રે.
હો ધનજી મત૦-૪
નીર વિનાની નદી કીસી રે **ધન્ના**, ચંદ વિના કિસી રાત;
પિયુ વિના કેસી કામિની રે **ધન્ના**, વદન કમળ વિલખાય રે
હો ધન૦ મત૦-૫
દીપક વિના મંદિર કિસ્યાં રે **ધન્ના**, કાન વિના કિસો રાગ;
નયણ વિના કિસ્યું નિરખવું રે **ધન્ના**, પુત્ર વિના પરિવાર રે
હો ધન૦ મત૦-૬
તું મુજ અંધા લાકડી રે **ધન્ના**, સો કોઈ ટેકો રે હોય;
જો કોઈ લાકડી તોડશે રે **ધન્ના**, અંધો હોશે ખુવાર રે.
હો ધન૦ મત૦-૭

રત્નજડિત કો પિંજરો રે માતા, તે સૂડો જાણે બંધ;
કામ ભોગ સંસારનાં રે માતા, જ્ઞાનીને મન ફંદ રે જનની.
હું લેઉં૦–૮

આયુ તો કંચન ભર્યો રે **ધન્ના**, રાઈ પરવત જેમ સાર;
મગર પચ્ચીશી અસતરી રે **ધન્ના**, કર નહિ સંયમ વાત રે.
હો ધન૦ મત૦–૯

નિત્ય ઉઠી ઘોડલે ફરતો રે **ધન્ના**, નિત્ય ઉઠી બાગમાં જાય;
એસી ખુબી પરમાણે રે **ધન્ના**, ચામર ઢોળાયા જાય રે.
હો ધન૦ મત૦–૧૦

ચોડી પાલખીએ પોઢતો રે **ધન્ના**, નિત્ય નઇ ખુબી માણુ;
એ તો બત્રીશ કામિની રે **ધન્ના**, ઊભી કરે અરદાસ રે.
હો ધન૦ મત૦–૧૧

નારચ સકારા હું ગયો રે માતા, કાને આયો રાગ;
મુનિશ્વરની વાણી સુણીરે માતા, આ સંસાર અસાર રે
જનની, હું લેઉં૦–૧૨

હાથમેં લેવો પાતરો રે **ધન્ના**, ઘેર ઘેર માગવી ભીખ;
કોઇ ગાળ જ દેઈ કાઢશે રે **ધન્ના**, કોઈ દેશે શીખ રે હો
ધન૦ મત૦–૧૩

તજ દીયાં મંદિર માળિયાં રે માતા, તજ દિયો સબ સંસાર
તજ દીની ઘરકી નારીયો રે માતા, છોડ ચલ્યો પરિવાર રે
હો જનની, હું૦–૧૪

જૂઠાં તો મંદિર માળીયાં રે માતા, જૂઠો તે સબ સંસાર;
જીવતાં ચૂંટે કાળજું રે માતા, મૂવાં નરક લેઈ જાય રે
હો જનની, હું૦–૧૫

રાત્રિભોજન છોડ દે હો **ધન્ના**, પરનારી પચ્ચખાણ;
પરધન શું દૂરે રહો રે **ધન્ના**, એહ જ સંયમ ભાર રે
હો ધન૦ મત૦–૧૬

માત પિતા વરજે નહિ રે **ધન્ના**, મત કર એસી વાત;
એહ બત્રીશે કામિનીરે **ધન્ના**, એસી દેગી શાપ રે હો
ધન૦ મત૦–૧૭

કર્મ તણાં દુઃખ મેં સહ્યાં રે માતા, કોઈ ન જાણે ભેદ;
રાગ દ્વેષ કે પૂંછડે રે માતા, વધ્યાં વૈર વિરોધ રે હો
જનની, હું૦–૧૮

સાધુપણામાં સુખ ઘણાં રે માતા, નહિ દુઃખનો લવ લેશ;
મળશે સોઈ ખાવશું રે માતા, સોઇ સાધુ ઉદ્દેશ રે હો
જનની, હું૦–૧૯

એકલો ઉઠી જાવશે રે માતા, કોઈ ન રાખણહાર;
એક જીવના કારણે રે માતા, ક્યું કરે એટલો વિલાપ રે
હો જનની, હું૦–૨૦

ન કોઈ **ધન્નો** મર ગયો રે માતા, ન કોઈ ગયો પરદેશ;
ઉગ્યા સોઈ અથમે રે માતા, ફુલ્યા સો કરમાય રે હો
જનની, હું૦–૨૧

કાળ ઓચીંતો મારશે રે માતા, કોણ છોડાવણ હાર,
કર્મ કાટ મુક્તેં ગયા રે માતા, દેવલોક સંસાર રે હો
જનની, હું૦–૨૨

જેસી કરણી જે કરે રે માતા, તિણે તેસાં ફળ હોય;
દયા ધરમ સંયમ વિના રે માતા, શિવ સુખ પામે ન
કોય રે હો૦ હું૦–૨૩

## શ્રી ધન્ના અણુગારનું પંચઢાળીયું

### દોહા

કર્મ રૂપ અરિ જીતવા, ધીર પુરૂષ મહાવીર;
પ્રણમું તેહના પયકમલ, એક ચિત્ત સાહસ ધીર.–૧
ગુણ ધન્ના અણગારના, કહેતાં મનને કોડ;
સાન્નિધ્ય કરજો શારદા, જાપે થાયે જોડ.–૨

### ઢાળ પહેલી

કાકંદી નયરી કેરો, જિત શત્રુ રાય ભલેરો હો; રાય જિન ગુણ રાગી.
ભુજ બળે કરી અરિયણ જીપે, તેજે કરી દિનકર દીપે હો. રાય૦૧
તેહ નયરીમાંહે નિરાબાધ, વસે ભદ્રા સારથવાહી હો; સુંદર સોભાગી.
ધન સોવન બત્રીસ કોડી, કોઇ ન કરે તેહની જોડી હો. સુંદર૦–૨
તસ સુત ધન્નો ઈણે નામે, અનુક્રમે યૌવન વય પામે હો; સુંદર૦
એક લગને બત્રીશ સારી, પરણાવી માયે નારી હો. સુંદર૦–૩
સોવનવરણી શશિવયણી, મૃગનયણી ને મનહરણી; સુંદર૦
લહી વિલસે સુખ સંયોગ, દોગંદુકની પેરે ભોગ હો૦ સુંદર૦–૪
એહવે શ્રી જિન મહાવીર, વિચરંતા ગુણ ગંભીર હો; જિનજી સોભાગી.
આવ્યા કાકંદીને ઉદ્યાને, પહોંત્યા પ્રભુ નિરવદ્ય સ્થાને હો. જિન૦–૫

વનપાળકે વીનવ્યો રાય, પધાર્યા જિન સુખદાય હો; જિનજી૦
ત્રણ લોક તણા હિતકાર, ભવિજનને તારણહાર હો.
જિનજી૦–૬
પ્રીતિદાન હરખ શું દેઈ, ચતુરંગી દળ સાથે લેઈ હો;
રાય જિન ગુણરાગી.
પંચ અભિગમને જિન વંદે, સુણે દેશના મન આણંદે હો.
રાય૦–૭
પરિવાર શું પાળે **ધન્નો**, આવ્યો વંદણને મન્નો હો;
સુંદર સોભાગી.
સુણી દેશના અમીય સમાણી, વૈરાગી થયો ગુણખાણી હો.
સુંદર૦–૮
ઘેર આવી અનુમતિ માગે, **ધન્નો** સંયમને રાગે હો;
કુમાર સોભાગી.
ઈમ સુણીને મૂર્છા ખાઈ, જાગી કહે **ભદ્રા**માઈ હો. કુમાર૦–૯
તું યૌવન વય સુકુમાળ, વત્સ ભોગવ ભોગ રસાળ હો; કુમાર૦
અનુમતિ વત્સ કોઈ ન દેશે, પાડોશી સંયમ લેશે હો.
કુમાર૦–૧૦
એહવે તિહાં બત્રીશે આવી, ભામિની નીર ભરી આંખે હો;
પિયુડા સોભાગી.
ગદગદ વચને કહે ગુણવંતી, આગળ ખોળા નાંખે હો;
પિયુડા૦–૧૧
બખસો ગુનાહ અબળા તુમચી, પ્રીતમ પ્રાણાધાર હો; પિયુડા૦
વિણ અપરાધે વહાલા એહવો, કાં દ્યો ટાઢો માર હો.
પિયુડા૦–૧૨

ભર યોવનમાં ભરતાર, મૂકો છો કહો કુણુ માટ હો; પિયુડા૦
પદ્મિનીને પીડા ઉપાઈ, કોણે કહી મુગતિની વાટ હો
પિયુડા૦-૧૩
શાને તો પરણી પિયુ અમને, ચિહું લોક તણી મળી સાખ
હો; પિયુ૦
જો છોડી છે તો પિયુ અમચો, તુમે અવગુણ કોઈક દાખે
હો. પિયુડા૦-૧૧
પાલવ ઝાલી પ્રેમ વિશુદ્ધિ, ગોરી કહે ગુણગેહ હો; પિયુડા૦
ઉંડો જાણીને આદરીયો, છીલર થઈને દીધો છેહ હો
પિયુડા૦-૧૧

---

## ઢાળ બીજી

( ૫૭ )

કહે **ધન્નો** કામિની પ્રતે, કાજ ન આવે કોય રે;
પરભવ જાતાં જીવને, મેં વાત વિચારી જોય રે. કહે૦-૧
માત પિતા બંધન સહુ, પુત્ર કલત્ર પરિવારો રે;
સ્વારથનાં સહુકો સગાં, મિલીયાં છે સંસારો રે. કહે૦-૨
નારી નરકની દીવડી, દુર્ગતિની દાતારો રે;
વીરે વખાણી વખાણમાં, મેં આજ સુણ્યો અધિકારો રે. કહે૦-૩
તિણે રતિ એ ઘરવાસમાં, હું રહેતાં નથી સુખ લહંતો રે;
સુખ પામીશ સંયમ થકી, અરિહંતની આણા વહંતો રે. કહે૦-૪
માતાને માનની હવે, વડ વૈરાગી જાણે રે;
અનુમતિ આપે દીક્ષા તણી, પ્રીતિ ન હોવે પરાણે રે. કહે૦-

---

## ઢાળ ત્રીજી

(૫૮)

ગઇ **ભદ્રા** લેઈ ભેટણું, નૃપ **જિતશત્રુ** પાસ;
નરપતિને પ્રણમી કહે રે, અવધારો અરદાસો રે. વૈ૦ થયો.– ૧
મ્હારો નાનડીયો સુકુમાળ, **વીર** વચન સુણી;
ચારિત્ર લે ઉજમાળો રે. વૈરાગી થયો.– ૨
તિણે પ્રભુ તુમને વીનવું, કરવા ઓચ્છવ કાજ;
છત્ર ચામર દીયો રાઉલા, વળી નોબતનો સાજો રે. વૈરા૦– ૩
તે સુણીને રાજા કહે, સુણ **ભદ્રા** સસનેહ;
ઓચ્છવ **ધન્નાનો** અમે, કરશું દીક્ષાનો એહો રે. વૈરા૦– ૪
**જિતશત્રુ** રાજા હવે, આપ થઇ અસવાર;
**ભદ્રાને** ઘેર આવીયો, જિહાં છે **ધન્ન**કુમારો રે. વૈરા૦– ૫
**ધન્નાને** નવરાવીને, પહેરાવી શિણગાર;
સહસવાહક સુખપાળમાં, બેસાર્યો તેણી વારો રે. વૈરા૦– ૬
છત્ર ધરી ચામર કરી, વાજાં વિવિધ પ્રકાર;
આડંબરથી આણીયો, જિન કને વનહ મોઝારો રે. વૈરા૦– ૭
તિહાં શિબિકાથી ઉતરી, કોણુ ઇશાનેં આઈ;
આભરણો દેઈ માતને, લોચ કરે ચિત્ત લાઇ રે. વૈરા૦– ૮
વાંદી **ભદ્રા** વીરને, કહે સુણો કરૂણાવંત;
દીઉં હું ભિક્ષા શિષ્યની, વહોરો ત્રિભુવન કંત રે. વૈરા૦– ૯
શ્રીમુખે શ્રીજિન વીરજી, પંચમહાવ્રત દેવ;
**ધન્નાને** ત્રિભુવન ધણી, ઉચરાવે તતખેવ રે. વૈરા૦–૧૦
પંચ મહાવ્રત ઉચ્ચરી, કહે **ધન્નો** અણગાર;
આજ થકી કલ્પે હવે, સુણો પ્રભુ જગદાધાર રે. વૈરા૦–૧૧

છઠ્ઠ તપ આંબિલ પારણો, કરવો જાવજ્જીવ;
ઈણુ માંહે ઓછો નહીં, એ તપ કરવો સદૈવ રે. વૈરા૦-૧૨
**ભદ્રા** વાંદીને વળ્યાં, કરતાં **વીર** વિહાર;
નયરી રાજગૃહી અન્યદા, પહોંત્યા બહુ પરિવારો રે. વૈરા૦-૧૩
ભાવ સહિત ભક્તિ કરી, શ્રી **શ્રેણિક** ભૂપાળ;
વાંદીને શ્રી વીરને, પૂછે પ્રશ્ન રસાળો રે. વૈરા૦-૧૪
ચૌદ સહસ અણુગારમાં, કુણુ ચઢતે પરિણામ;
કહો પ્રભુજી કરૂણા કરી, નિરૂપમ તેહનું નામ રે. વૈરા૦-૧૫

## ઢાળ ચોથી
(૫૯)

**શ્રેણિક** સુણુ સહસ ચૌદમાં, ગુણવંતો હો ગિરૂઓ છે જેહ કે;
ચારિત્રિયો ચઢતે ગુણે, તપે બળીયો હો તપસી માંહે એહ કે.
તે મુનિ૦-૧
તે મુનિવર જગ વંદીએ, એકજ ધન્ય હો **ધન્નો** અણુગાર કે;
કાયા તે કીધી કોયલો, બળ્યો બાવળ હો જાણે દીસે છાર કે.
તે મુનિ૦-૨
છઠ તપ આંબિલ પારણે, લીયે અરસ હો વિરસ તિમ આહાર કે;
માખી ન વંછે તેહવો, લીયે આણી હો દેહને આધાર કે.
તે મુનિ૦-૩
વેલિથી નીલું તુંબડું, તોડીને હો તડકે ઘમ્યું જેમ કે;
સૂકવી લીલરીયો વળી, તે ઋષિનું હો માથું થયું તેમ કે.
તે મુનિ૦-૪
આંખો બે ઉંડી તગતગે, તારા તણી હો પરે દીસે તાસ કે;
હોઠ બે સૂકા અતિ ઘણા, જીભ સૂકી હો પાનડલું પલાસ કે.
તે મુનિ૦-૫

શ્રી ધન્ના અણગારનું અણસણ : પૃષ્ઠ ૬૯

ચિત્રની ઉપરના ભાગમાં એક વૃક્ષ તળે ધન્ના આણગાર આણસણ કરીને સૂતેલા છે અને શ્રેણિક મહારાજા તથા મંત્રી અભયકુમાર અને પાછળ ઉભેલી રાણી ચેલણા તેઓને વંદન કરે છે. નીચેના ભાગમાં જુદાજુદા યોગનાં આઠ આસનો ચીતરેલાં છે.

જુજૂઇ દીસે આંગળી, કોંણી બે હો નિસર્યાં તિહાં હાડ કે;
જંઘા બે સૂકી કાખની, દીસે જાણે હો કે જીરણુ તાડ કે.
તે મુનિ૦–૬

આંગળી પગની હાથની, દીસે સૂકી હો જિમ મગની શીંગ કે;
ગાંઠા ગણાયે જુજૂઆ, તપસી માંહિ હો ધોરી એહ ઢિંગ કે.
તે મુનિ૦–૭

ગોચરી વાટે ખડખડે, હીંડતાં હો જેહનાં દીસે હાડ કે;
ઉંટનાં પગલાં સારીખાં, દોઈ આસન હો બેઠાં થઈ ખાડ કે.
તે મુનિ૦–૮

પીંડી સૂકી પગ તણી, થઇ જાણે હો ધમણુ સરીખી ચામ કે;
ચાલે તે જીવ તણે બળે, પણુ કાયની હો જેહને નથી હામ કે.
તે મુનિ૦–૯

પરિહરી માયા કાયની, સોસવાને હો રૂધિરને માંસ કે;
**અનુત્તરોવવાઇસૂત્રમાં;** કરી **વીરે** હો ઋષિની પરશંસા કે.
તે મુનિ૦–૧૦

ગુણુ સુણી શ્રી અણુગારના, દેખવાને હો જાય **શ્રેણિક**રાય કે;
હીંડે તે વનમાં શોધતો, ઋષિ ઊભો હો પણુ નવિ ઓળખાય કે.
તે મુનિ૦–૧૧

જોતાં રે જોતાં ઓળખ્યો, જઇ વંદે હો મુનિના પાય ભૂપ કે;
જેહવું **વીરે** વખાણીયું, દીઠું તેહવું હો તપસીનું રૂપ કે.
તે મુનિ૦–૧૨

વાંદી સ્તવી રાજા વળ્યો ઋષિ કીધો હો અણુસણુ તિહાં હેવ કે;
**વૈભારગિરી** એક માસનો, પાળીને હો ચવી ઉપન્યો દેવ કે.
તે મુનિ૦–૧૩

## ઢાળ પાંચમી

( ૬૦ )

ધન ધન **ધન્નો** ઋષિસર તપસી, ગુણ તણો ભંડારજી
નામ લેવંતા પાપ પણાસે, લહીએ ભવનો પારજી. ધન૦–૧
તપીયાને જવ અણુસણ સીધ્યું, ડાંડો ઉપકરણને લેઇજી;
સાધુ આવીને જિનજીને વંદે, ત્રણ્ય પ્રદક્ષિણા દેઈજી. ધન૦–૨
પ્રભુજી શિષ્ય તુમારો તપસી, જે **ધન્નો** અણગારજી;
હમણાં કાળ કિયો તિણ મુનિવરે, અમે આવ્યા ઈણ વારજી. ધન૦–૩
સાંભળી વૃદ્ધ વજીર પ્રભુના, શ્રી **ગૌતમ** ગણધારજી;
પૂછે પ્રશ્ન પ્રભુને વાંદી, કર જોડી તિણ વારજી. ધન૦–૪
કહો પ્રભુજી **ધન્નો** ઋષિ તપસી, તે ચારિત્ર નવ માસજી;
પાળીને તે કિણ ગતિ પહોંત્યો, તેહ પ્રકાશો ઉલ્લાસજી. ધન૦–૫
સુણ **ગૌતમ** શ્રીવીર પયંપે, જિહાં ગતિ થિતિ શ્રીકારજી;
**સર્વાર્થસિદ્ધ** નામ વિમાને, પામ્યો સુર અવતારજી. ધન૦–૬
આયુ સાગર તેત્રીશનું પાળી, ચવી વિદેહે ઉપજશેજી;
આર્યકુળે અવતરીને કેવળ, પામી સિદ્ધ નિપજશેજી. ધન૦–૭
એહવા સાધુ તણા પગ વંદી, કરીએ જન્મ પ્રમાણજી;
જીભ્હા સફળ હોવે ગુણ ગાતાં, પામીજે કલ્યાણજી. ધન૦–૮
રહી ચોમાસુ સત્તર એકવીશે, **ખંભાત** ગામ મોઝારજી;
શ્રાવણ વદી તિથિ બીજ તણે દિન, ભૃગુનંદન ભલો વારજી. ધન૦–૯
મુજ ગુરૂ શ્રી **માણેકસાગર**, પામી તાસ પસાયજી;
ઈમ અણગાર **ધન્નાના**, **જ્ઞાનસાગર** ગુણ ગાયજી. ધન૦–૧૦

## શ્રી ભાવરત્નજી કૃત.

# શ્રી આષાઢાભૂતિનું પંચઢાળીયું

### ઢાળ પહેલી

(૬૧)

શ્રી શ્રુતદેવી હડે ધરી, સદ્દગુરૂને સુપ્રસાદ; સાધુજી.
માયાપિંડ લેતાં થકાં, **આષાઢાભતિ** સંવાદ સાધુજી. માયાપિંડ ન લીજીએ-૧

**વચ્છપાટણ**માંહે વસે, શેઠ **કમળ** સુ વિભૂતિ; સાધુજી.
તાસ **યશોદા** ભારજા, તસ સુત **આષાઢાભૂતિ** સા૦ માયા૦૨
વરસ અગ્યારમે વ્રત ગ્રહ્યો, **ધર્મરૂચિ** ગુરૂ પાસ; સાધુજી.
ચારિત્ર ચોખું પાળતાં, કરતો જ્ઞાન અભ્યાસ. સા૦ માયા૦-૩
ગુરૂને પૂછી ગૌચરી, ગયો **આષાઢો** તેહ; સાધુજી.
ભમતો ભમતો આવીયો, નાટકીયાને ગેહ. સા૦ માયા૦ ૪
લાડુ વહોરી આવીયો, ઘર બાહીર સમીક્ષ; સાધુજી.
લાડુ એ ગુરૂનો હોશે, સાહમું જોશે શિષ્ય. સા૦ માયા૦ ૫
રૂપ વિદ્યાએ ફેરવે, લાડુ વહોરે પંચ; સાધુજી.
ગોખે બેઠાં નિરખીયો, નાટકીએ એ સંચ. સા૦ માયા૦ ૬
પાય લાગીને વીનવે, અમ ઘેર આવજો નિત્ય; સાધુજી.
લાડુ પાંચ વહોરી જજો, ન આણશો મનમાં ભીત. સા૦ માયા૦-૭

લાલચ લાગી લાડુએ, દિન પ્રત્યે વહોરી જાય; સાધુજી.
**ભાવરતન** કહે સાંભળો, આગળ જેહવું થાય. સા૦ માયા૦ ૮

## ઢાળ બીજી

( ૬૨ )

નિજ પુત્રીઓને કહે રે, નાટકીયો નિરધાર રે; મોહનિયા.
ચિંતામણિ સમ છે યતિ રે, કરો તુમે ભરતારરે. મોહનિયા.-૧
મધ્યાન્હે મુનિ આવીયો રે, લાગ્યો વહોરણ કાજ રે; મોહનિયા.
તાત આદેશે તિણે કર્યા રે, સવિ સિણગારના સાજ રે. મોહનિયા.-૨
**ભુવનસુંદરી જયસુંદરી** રે, રૂપ યૌવન વય રેહ રે; મોહનિયા.
મુનિવરને કહે મલપતી રે, તુમને સોંપી દેહ રે. મોહનિયા.-૩
ઘરઘર ભિક્ષા માંગવી રે, સહેવાં દુઃખ અસરાળરે; મોહનિયા.
કૂણી કાયા તુમ તણી રે, દોહિલી દિનકર ઝાળ રે. મોહનિયા.-૪
મુખ મરકલડે બોલતી રે, નયણ વયણ ચપળાસી રે; મોહ૦
ચારિત્રથી ચિત્ત ચૂકવ્યો રે, વ્યાપ્યો વિષય વિલાસરે. મોહનિયા-૫
જળ સરીખો જગમાં જુઓ રે, પાડે પાષાણમાં વાટ રે; મોહ૦
તિમ અબળા લગાડતી રે, ધીરાને પણ વાઢ રે. મોહનિયા.-૬
મુનિ કહે મુજ ગુરૂને કહી રે, આવીશ વહેલો આંહી રે; મોહ૦
**ભાવરતન** કહે સાંભળો રે, વાટ જુએ ગુરૂ ત્યાંહી રે. મોહ૦-૭

## ઢાળ ત્રીજી

( ૬૩ )

ગુરૂ કહે એવડી વેળા રે ચેલા કિહાં થઇ,
ત્રટકી બોલ્યો તામ તે ભાષાસમિતિ ગઈ;

ઘર ઘર ભિક્ષા માગવી દુઃખ અપાર એ,
ઉપર તુમ વચન ખાંડાની ધાર એ.– ૧

આજ નાટકણી બે મળી મુજ જાવું તિહાં,
તુમચી અનુમતિ લેવા હું આવ્યો છું ઈહાં;
ગુરૂ કહે નારી કૂડ કપટની ખાણ એ,
કિમ રાચ્યો તું મિચ્છત્ત વયણે સુજાણ એ.– ૨

ગરજ પડે દુર્ગતિમાં પરને પાડતી,
કરી અનાચાર જે પતિને પાયે લગાડતી;
ખાયે રે જૂઠા સમને ભાંજે તણખલાં,
તોડે રે દોરા દાંતમેં ઘાલે ડાંખળાં.– ૩
એકને ધીજ કરાવે એકણ શું રમે,
તે નારીનું રે મુખડું દીઠું કિમ ગમે;
અનેક પાપની રાશિ રે નારી પણું લહે,
**મહાનિશિથે** વીર જિણેસર ઈમ કહે.– ૪
અતિ અપયશનો ઠામ નારીનો સંગ એ,
તે ઉપર ચેલા કિમ ધરીએ રંગ એ;
એમ ગુરૂની શિખામણ ન ધરી સાર એ,
તવ ગુરૂ તેહને મદિરા માંસ નિવાર એ.– ૫
નાટકણીને ઘેર તિહાંથી આવીયો,
પરણી નારી બે ને અભક્ષ વરાવીયો;
વિલસે ભોગ ભૂખ્યો જિમ ખાયે ઉતાવળે,
ધન ઉપાવે વિવિધ વિદ્યા નાટક બળે.– ૬
વ્રત છંડાવીયો ઘર મંડાવીયો જુઓ જુઓ;
**ભાવરત્ન** કહે નારી અથાગ કપટ કૂઓ.– ૭

## ઢાળ ચોથી

( ૬૪ )

સુખ વિલસંતાં એકણુ દિને, નાટકીયા પરદેશી રે;
આવી સિંહરથ ભૂપને, વાત કહે ઉદ્દેશી રે. સુખ૦-૧
જિત્યા નટ અનેક અમે, બાંધ્યાં પૂતળાં એહો રે;
તુમ નટ હોય તો તેડીયે, અમ શું વાદે જે હોય રે. સુખ૦-૨
રાયે **આષાઢો** તેડીયો, જીત્યા સઘળા નટો રે;
છોડાવ્યાં તસ પૂતળાં, ઘર આવ્યાં ઉદ્ભટો રે. સુખ૦-૩
કેડેથી નારીએ કર્યા, મદિરા માંસના આહારો રે;
નગન પડી વમન કરી, માખીના ભણુકારો રે. સુખ૦-૪
દેખી **આષાઢો** ચિંતવે, અહો અહો નારી ચરિત્રો રે;
ગંગાએ ગઈ ગર્દભી, ન હોય કદીયે પવિત્રો રે. સુખ૦-૫
ઘરથી એક ઘડી ગયો, તવ એહના એ ઢંગો રે;
નારી ન હોયે કેહની, ગુરૂ વયણે ધરો રંગો રે. સુખ૦-૬
નૃત્ય દેખાડી રાયને, સસરાને ધન આપ્યો રે;
**ભાવરતન** કહે સાંભળો, **આષાઢે** મન વાળ્યો રે. સુખ૦-૭

## ઢાળ પાંચમી

( ૬૫ )

પાંચસેં કુમારને મેલીયા રે, નાટક કરવા રે જેહ;
લેઈ **આષાઢો** આવીયો રે, ગુરૂ પાસે ગુણ ગેહો રે.
ગુરૂ આજ્ઞા ધરો.
માયા પિંડ નિવારો રે, મમતા પરિહરો.-૧
**આષાઢે** વ્રત આદર્યાં રે, પાંચસેં વળી રે કુમાર;
પાપ આલોઈ આપણાં રે, પાળે નિરતિચારો રે. ગુરૂ૦-૨

દે ભવિયણને દેશના રે, વિચરે દેશ વિદેશ;
પાંચસેં મુનિ શું પરિવર્યો રે, તપ જપ કરે અશેષો રે. ગુરૂ૦-૩
અણુસણુ લેઈ અનિમિષ થયો રે, **આષાઢો** મુનિ તેહ;
**પિંડવિશુદ્ધિની** વૃત્તિમાં રે, ઈમ સંબંધ છે એહો રે. ગુરૂ૦-૪
માયાપિંડ ન લીજીએ રે, ધરીએ ગુરૂનાં વયણ;
જુઓ **આષાઢા** તણી પરે રે, ફરી લહે રયણો રે. ગુરૂ૦-૫
**શ્રીપૂનમગચ્છ** ગુણનિલો રે, પ્રધાન શાખા કહેવાય;
શ્રુત અભ્યાસ પરંપરા રે, પુસ્તકના સંપ્રદાયો રે. ગુરૂ૦-૬
વિચક્ષણ શ્રાવક શ્રાવિકા રે, સાંભળે શ્રુત નિશદિશ;
**શ્રીમહિમાપ્રભ** સૂરીનો રે, **ભાવરતન** સુજગીશો રે. ગુરૂ૦-૭

---

# શ્રી વજ્રસ્વામીની સજ્ઝાય

## ઢાળ પહેલી.

( ૬૬ )

જીરે જીરે સ્વામી સમોસર્યા-એ રાગ

અરધ ભરતમાંહિ સોભતો, દેશ અવંતિ ઉદારો રે;
વસવા થાનક લચ્છિનો, સુખીયો લોક અપાર રે. અરધ૦-૧
ઇભ્યપુત્ર ધરમાતમા, **ધનગિરી** નામ સુહાવે રે;
કાય મન વચનેં કરી, ધરમી ઓપમ પાવે રે. અરધ૦-૨
અનુક્રમે યૌવન પામીઓ, યોગિ જિમ ઉપશમ ભરીઓ રે;
માત પિતા સુત કરણુંઈ, વિવાહનો મત ધરીઓ રે. અરધ૦-૩
તૃપતો ભોજનની પરઇ, માત પિતાનેં વારે રે;
દિક્ષા લેઈશ હું સહી, બીજું કામ ન મ્હારે રે. અરધ૦-૪

કન્યા માત પિતા ભણી, વાર્યો **ધનગિરી** ધર્મી રે;
કોઈ ન દેશો મુજને સુતા, હું છું નહીં ભોગકર્મી રે. અરધ૦-૫
તત્ત્વાતત્ત્વ વિસમંથી, તેહના તે માવિત્રો રે;
સુતનઈ નિષેધે હઠ કરી, **જિનહર્ષ** જેહ પવિત્રો રે. અરધ૦-૬

## ઢાળ બીજી
### ( ૯૭ )

મમ કરો માયા કારમી એહની-એ રાગ

શેઠ **ધનપાલની** નંદની, નામે **સુનંદા** સુરૂપ રે;
**ધનગિરી** વિણ પરણું નહીં, બીજો વર કોઇ અનૂપ રે. શેઠ૦-૧
માત પિતા અણવાંછતો, પરાણઇ પરણાવીઓ ત્યાંય રે
ભોગ કર્મઇ સુખ ભોગવે રે, તિવ્ર વાધઈ નહીં આસ રે. શેઠ૦-૨
સુર ભવ થકી કોઇ દેવતા, પુણ્યથી ચવી તિણ.વાર રે;
હંસ માનસસર જિમ લિયો, તાસ કૂખઈ અવતાર રે. શેઠ૦-૩
ગર્ભવતી થઈ જાણીનઈ, **ધનગિરી** આપણી નારી રે;
જોરે આપે પ્રિયા આજ્ઞા, આદરૂં સંયમ ભાર રે. શેઠ૦-૪
કર્મ જોગે હુતો માહરે, એતલા દિન અંતરાય રે;
હવેં વ્રત લેઇ સફલો કરૂં, નરભવ ફોકટ જાય રે. શેઠ૦ ૫
વચન સુણી ભરતારના, કહે તિણિ વાર તે નારી રે;
એ **જિનહર્ષ** તુમ્હે શું કહ્યું, મ્હારા પ્રાણ આધાર રે. શેઠ૦-૬

## ઢાળ ત્રીજી
### ( ૯૮ )

આજ નિહેજો રે દીસે નાહલો-એ રાગ

નારી **સુનંદા** રે રોતી ઈમ કહે, સુણો પ્રીતમ મુજ વાત;
નર વિણ નારી રે પિઉ શોભે નહીં, ચંદ્ર વિના જિમ રાત.
નારી૦-૧

હજિય સમાહરે કોઇ આવ્યો નહીં, સુત પુત્રી સંતાન;
ભારીયેં ભર્મે રે જાઓ મૂકીને, કિમ લહસ્યો સનમાંન.
નારી૦-૨

પુત્ર નિહાલો રે પ્રીતમ આપણો, પૂરો તેહના રે કોડ;
મોટો થાવે રે મુઝનેં સુખ થયઈ, થાયઈ તમારી રે જોડી.
નારી૦-૩

ધર્મ કરતાં રે વારીજે નહીં, પિણ જોવો ઘર સુત;
હું તો નારી રે અબલા શું કરૂં, હજીય ઉદર મારે સુત.
નારી૦-૪

સૂખણી મુકી રે મુઝનઈ એકલી, કિમ જાશો મોરા કંત;
ભલો ન દીસઈ રે નારી છોડતાં, સાંભલ તું ગુણવંત.
નારી૦-૫

રાખીશ તુઝને રે પાલવ ઝાલીનઇ, સુખ ભોગવી મુઝ સાથ;
સંજમ લેજો રે અનુમતિ માહરી, કરી **જિનહર્ષ** સનાથ.
નારી૦-૬

---

## ઢાળ ચોથી

(૬૯)

રસીયાની દેશી

જિમ તિમ કરી સમજાવી નારીનઈ, **સિંહગિરી** ગુરૂનઈ રે
પાસ રે; વૈરાગી.
**આર્યસુમતિ** ભાઈ નિજ નારીનો, સહાધ્યાયી હુઓ તાસ રે.
વૈરાગી જિ૦-૧

સુત્ર અરથ સઘલોહી સંગ્રહ્યો, કેડીઇં **સુનંદા** રે નારી રે; વૈરાગી.
સુખઇં સમાધઈં ગર્ભનઇં પાલતી, દિન થયા પૂર્ણ તે વાર રે.
વૈ૦ જિ૦–૨

સુદિન **સુનંદા** નંદન જનમીઓ, જિમ પૂરવ દિશી ભાણુ રે; વ૦
ઉત્તમ લક્ષણ ગુણે કરી પૂરીયો, પ્રગટી સુખની ખાણી રે.
વૈ૦ જિ૦–૩

મંગલ ગીત જનમનાં ગોરડી, ગાવઇં ઝીણુંઇં રે સાદ રે; વરાગી.
દેવભુવન જાણુંઈં દેવાંગના, **સુનંદા** તણુંઇં રે પ્રાસાદ રે.
વૈ૦ જિ૦–૪

ફરસી ફરસી અંગ કુમર તણો, ઈણી પરે બોલઇં નારી રે; વૈરાગી.
પહિલો તાહરો તાત ઘરે નહીં, સંયમ કેરે રે મારગ રે.
વ૦ જિ૦–૫

તો તાહરો જનમ ઓચ્છવ બહુ પરઇં, હોત સહી સું રે બાલ રે;
વૈરાગી.
નાર સાધના નર વીણુ સ્યું કરઈ, કરઈ **જિનહર્ષ** પ્રતિપાલ રે.
વ૦ જિ૦–૬

## ઢાલ પાંચમી

( ૭૦ )

જંબુદ્વિપ મોઝારે પૂર હથિણાઉરે–એ રાગ.

સાંભલી વનિતાના બોલ ઉહાપોહથી,
જાતિસમરણુ ઉપનો એ;
હવે બાલક મન માંહે એહવું ચિંતવઈ,
ચારિત્ર લઉં થઈ એક મનો એ. –૧
મુજ ગુણુ દેખી માત મુનિનઈ દ્ય નહીં,

દ્વેષ ઊપજાઉં માયનઇ એ;
રૂદન કરઇ નિસદીસ રાખ્યો રહે નહીં,
રાખઈ હાલરડું ગાઈને એ. –૨
પાલણડઈ પઉઢાલઈ હિંડોલઈ ઘણું,
મીઠા બોલ સુણાવતી એ;
સુઇ ન શકઈ કિણિ વાર કામ ના કરી શકઇ,
સુખ પામે નહીં એક રતિ એ. –૩
વઉલ્યા ઈમ ષટ માસ તેહનઈ રોવતાં,
તાસ **સુનંદા** ચિંતવે એ;
પુત્ર જણ્યો સુખ કાજે જાણ્યું પાલસ્યે,
બાળસે મુજનઈ હવઈ એ. –૪
હમણાં થાઇં દુઃખ શું કરસ્યઇં આગઇં,
ખરે સંતાપી મુજ ભણી એ;
એ સુતથી જાણું માહરઈ મનમાહઇં;
મુજથી સુખિણી વાંઝણી એ. –૫
ઈણ અવસર મુનિરાય **ધનગિરી** આદિક,
શ્રી **સિંહગિરી** તિહાં આવીયાં એ;
સમવસર્યા ઉદ્યાન બહુ પરિવાર શું,
કહઈ **જિનહર્ષ** સુહાવિયા એ. –૬

---

## ઢાલ છઠ્ઠી

(૭૧)

કુમતિ એ છંડી કિહાં રાખીએ.–એ રાગ.

**ધનગિરી આર્યસમિત** સંઘાતઈ, નમિ શ્રી ગુરૂના પાય;

સંસારિક વંદાવા કાજઈ, ગુરૂ પૂછે મુનિરાયા રે.–૧
મુનિવર સુણજો વચન વિચાર.
શકુન કાંઈક તતકાલ વિચારી, વાણી કહઈ ગણધાર રે;
લાભ હોશે તુમને આજ મોટો, તિહાં જાતાં ઋષિરાય.
અચિત્ત સચિત્ત મિલઈ જે તુમનઈ, તે લેજ્યો ચિત્ત લાય રે.
મુનિ૦–૨
પહૂંતા ઘેર **સુનંદા** કેરે, દોય મુનિસર તેહ;
દેખી તાસ સાહેલી ભાખઇ, **ધનગિરી** આયા એહ રે.
મુનિ૦–૩
બહેની સાંભલને વાત, બાપ ભણી બહુ આદર કરીને, આપ
પુત્ર દુઃખ દાઈ;
રાત દિવસ તુઝનઇ સંતાપઈ, શાતા નહીં તુજ કાંઇ રે.
બહેની૦–૪
નારી **સુનંદા** પિણ દેખીનઈ, સુત વેદન પીડાણી;
પુત્ર લેઈનઈ **ધનગિરી** આગઈ, બોલઇ મીઠી વાણી રે.
મુનિ૦–૫
એતલા દિવસ લગઈ એ બાલક, દુખઈ કરી મઇં પાલ્યો;
મુજ **જિનહર્ષ** ઈણિઇ સુત વઈરી, દુઃખ ઘણો દિખાલ્યો રે.
મુનિ૦–૬

## ઢાલ સાતમી

( ૭૨ )

ઢાલ બિંદલિની

કહઇ **સુનંદા** નારી, તુમે તો નિસ્પૃહ અણગારી રે હો.
ઋષિજી પુત્ર ગ્રહો.

પીતા ન પીડઇ સુતથી, ઉતારઈ ન હેત ચિતથી હો. ઋષિ૦-૧
એતો રોતો ન રહઈ કિમજી, એતલા દિન ગમીયા ઇમહિ હો; ઋષિ
મુખ મલકે **ધનગિરી** ભાખઇ, ગુરૂ વચન હિયામાં રાખી હો.
ઋષિ૦-૨
સુણ સુંદરી વચન તું મારૂં, તુમઈ કરીવો અવસ્ય વિચારી હો;
સુંદરી વયણ સુણો.
હાંસી કરતાં દ્યે મુઝનેં, પસ્તાવો થાશે તુઝનઈ હો. સુણ૦-૩
પોતાનેં હાથે દીધો પાછો નવિ જાસ્યઇ લીધો હો; સુંદરી૦
કરીએ નિજ કામ વિચારી, પૂછો વલી કોઇ નર નારી હો.
સુણ૦-૪
આપઇ તો કરી કોઈ સાખી, હું તો ન લઉં તે પાખઇ
હો; સુંદરી૦
મુગધાએ પિણ તિમહી જ કીધો, લેઈ પુત્ર પિતાનઈ દીધો હો.
સુણ૦ ૫
ઝોલીમાંહે લેઈ ધરીઓ, બાલક દેખી મન ઠરીઓ હો; સુંદરી૦
તતકાલ રહ્યો રોવંતો, **જિનહર્ષ** કહે ગુણવંતો હો. સુણ૦-૬

---

## ઢાલ આઠમી

( ૭૩ )

ઢાલ અલબેલાની

ગુરૂ આદેશ પાળી કરી રે લાલ, **સુનંદા** ઘરથી તામ;
નિસિહી કહી પાછા વર્યા રે લાલ, આવ્યા ગુરૂનઈ ઠામ.
ગુરૂ૦-૧
ગુરૂ **ધનગિરીનઈ** દેખીને રે લોલ, બાંહ નમંતી ભાર; ગુરૂ૦

ઝોલી દે મુજનઈં કહઇં રે લાલ, લ્યો વિસામો વિચાર.
ગુરૂ૦-૨
તિણે દીધો ગુરૂનઇં તદા રે લાલ, પુત્ર રતન તેજવંત રે; ગુરૂ૦
ભાર ઘણો તે બાલમાં રે લાલ, ગુરૂનો હાથ નમંત.
ગુરૂ૦-૩
નીજથી અધિકો જાણીઓ રે લાલ, તેહનાં લક્ષણ નિહાલ; ગુરૂ૦
સુરતી અમૃત સારીખી રે લાલ, ગુરૂ હરખ્યા તતકાલ.
ગુરૂ૦-૪
બાળ થકી બળ એહવો રે લાલ, એહની કાંતિ સુરૂપ; ગુરૂ૦
યુગપ્રધાન થાશે સહી રે લાલ, જિનશાસનનો ભૂપ.
ગુરૂ૦-૫
**વજ્ર** નામ દીધો ગુરૂઇં રે લાલ, ભારે **વજ્ર** સમાન; ગુરૂ૦
જતનઇં રાખો એહને રે લાલ, જિમ **જિનહર્ષ** નિધાન.
ગુરૂ૦-૬

## ઢાલ નવમી

(૭૪)

મહાવિદેહ ક્ષેત્ર સોહામણો.-એ રાગ.

સય્યાતરી નારી ભણી, દીધો પાલણ કાજે લાલ રે;
હોડા હોડે કામિની, પાલઇં શિષ્ય શિરતાજ લાલ રે. સય્યા૦-૧
ધવરાવઇં માની પરેં, ખેલાવઇં ધરી પ્રેમ લાલ રે;
મજ્જન સ્નાન વિલેપનઇં, જોખા જોખઇં એમ લાલ રે. સય્યા૦-૨
સ્વર્ણ રતનની કંઠીકા, **વજ્ર** કંઠઇં સોહંત લાલ રે;
ક્રીડા અનુદિન તે કરઇં, સહુનાં મન મોહંત લાલ રે. સય્યા૦-૩

દેખી દેખી લોયણ ઠરઇં, **સુનંદા** નારી બાળ લાલ રે;
માગઇં તે શ્રાવિકા કનઇં, મુજ અંગજ દ્યો સાર લાલ રે. સચ્ચા૦–૪
તે કહે અમ્હે જાણું નહીં, તુજનઇં કિમ દેવરાય લાલ રે;
દીધો છે એ પાલવા, અમ્હનઈ શ્રી ગુરૂરાય લાલ રે. સચ્ચા૦–૫
નાકારો સુણી તે થઈ, નારી **સુનંદા** નિરાશ લાલ રે;
સાખા ભ્રષ્ટ મર્કટ પરઇં, થઇ **જિનહર્ષ** ઉદાસ લાલ રે. સચ્ચા૦–૬

## ઢાળ દશમી

(૭૫)

કૃપાનાથ મુજ વિનતી અવધારી. એ રાગ.

તિહાં થકી ગુરૂ પાંગર્યાજી, વિચરઈ દેશ મોઝાર;
વજ્ર થયો એક વરસનોજી, ફરી આવ્યા તિણી વાર. ૧
**સુનંદા** માગઇ પુત્ર રતનનઇં.
**ધનગિરી** મુનિવરનઇં કહેજી, સુત વિણ ન રૂચઇં અન્ન;
સુનંદા૦
ભોલી ફોકટ બોલમાંજી, રોયાં ન આવે રાજ;
સાક્ષી હોઈ માગતાંજી, તુજનઈ ન આવઇ લાજ.
સુનંદા૦–૨
ઝગડો માંહો માંહે કરેજી, સાધુ **સુનંદા** નાર;
બાળ **વજ્ર** લેઇ કરીજી, આવ્યા નૃપ દરબાર.
સુનંદા૦–૩
વામ પાસ રાજા તણુંઇજી, રહી **સુનંદા** તામ;
શ્રીસંઘ બઈઠો દક્ષિણુંઇજી, **વજ્ર** લેવાનઇં કામ.
સુનંદા૦–૪
બોલાવો બાળક ભણીજી, જાશે જેહનઇં પાસી;

રાય કહઈ સુત તેહનોજી, એહ જ ન્યાય વિમાસી.
સુનંદા૦-૫

રાય સુનંદાનઇ કહઇજી, બાઇ તું એહને બોલાવ;
નૃપ વચને બોલાવીઓજી, કહે જિનહર્ષ માય.
સુનંદા૦-૬

## ઢાળ અગિયારમી

( ૭૬ )

છોડ હો પ્રિયે છોડ હો.—એ રાગ.

તેડે રે વાલ્હા તેડે સુનંદા તામ, આવોરે વાલ્હા આવો લઉં તુજ ભામણાજી;
માહરો રે વાલ્હા માહરો રે, માહરો જીવનપ્રાણ;
સાંભલ રે વાલ્હા સાંભળ, બોલો બોલ સોહામણાજી.-૧
મોદ કર વાલ્હા મોદ કરવા તુજ, ખારેક રે વાલ્હા ખારેક ખુરમા હે સમીજી;
પિસ્તાં રે વાલ્હા પિસ્તાં દ્રાખ ખજુર, ભાવઈ રે વાલ્હા ભાવઇરે લો ન હોવે કાં કમીજી.-૨
આવો રે વાલ્હા આવો રે માહરે ગોદ, દડારે વાલ્હા રૂડા લ્યો રમકડાંજી;
ઘોડારે વાલ્હા ઘોડારે હાથી એહ, રમવારે વાલ્હા રમવારે લો ગેડીદડાજી.-૩
તુજ વીણ રે વાલ્હા જે દિન જાયે, લેખે રે વાલ્હા લેખે તે ગણુજો મતિજી;
તાહારો રે વાલ્હા તાહરો રે મુજ મન ધ્યાંન, સુતાંરે વાલ્હા સુતાંરે વલી જાગતાંજી.-૪



શ્રી વજ્રસ્વામીજીની સજ્ઝાય : પૃષ્ઠ ૮૪-૮૫

રાખ્યો રે વાલ્હા રાખ્યો રે મેં છ માસ, તુજનેરે વાલ્હા
તુજનેરે બહુ જતને કરજી;
તુંતોરે વાલ્હા તુંતોરે થયો નિઃસનેહ, તુજને વાલ્હા તું જિનહર્ષ
બેઠો ફરીજી.–૫

## ઢાલ બારમી

(૭૭)

વાત મ કાઢો વ્રત તણી.—એ રાગ.

હવઈ રાજા **ધનગિરી** ભણી, કહઈ હવઇ તુમ્હે બોલાવો રે;
ઓઘાનો જો ખપ હોવે, અમ્હ પાસે આવો રે. હવઇ૦ ૧
ચતુર ચિંતામણિ જિમ ગ્રહઇ, રજોહરણ તિમ લીધો રે;
શીશ ચઢાવી નાચીઓ, હવઈ વંછિત મુજ સિધો રે. હવઈ૦૨
થઇ **સુનંદા** દુમણી, જુઓ પુત્ર સનેહો રે;
તુજ સમો જોયો નહીં, મુનિ શું બાંધ્યો નેહો રે. હવઇ૦૩
ઘરે આવી પોતા તણુંઇ, મનમાં કરઇ વિચારો રે;
ભાઈએ વ્રત પહેલો લીધો, પછી લીધો ભરતારો રે. હવઇ૦૪
સુત પણ વ્રત લેશે હવઇં, મુજનઇં કુણ આધારો રે;
ઈમ ચિંતવી શ્રીગુરૂ કન્હઇં, લીધો સંયમ સારો રે. હવઇ૦૫
સાધવી મુખથી સાંભળી, ભણ્યા અગ્યારઈ અંગો રે;
સુતાં રમતાં પાલણુઈ, કહઇ **જિનહર્ષ** અભંગો રે. હવઇ૦૬

## ઢાલ તેરમી

(૭૮)

આદર જીવ ક્ષમા ગુણ આદર.—એ દેશી

આઠ વરસનઈં દિક્ષા લીધી, **ભદ્રગુપ્ત** સુપસાયજી;

**વયર**કુમાર ભણ્યા દશ પૂરવ, ગુરૂનઈં આવ્યો દાયજી.
આઠ૦—૧

પાટ દીધી **સિંહગિરી** આચારજ, **વયર**કુમારનો મિત્રજી;
ઓચ્છવ જંભક સુરવર કીધો, કુસુમ વૃષ્ટિ સુપવિત્રજી.
આઠ૦—૨

પંચ સય મુનિવર પરિવારઇં, પુહવિ કરઈ વિહારજી;
પાટલીપૂર **ધન** વણિકની પુત્રી, **રૂકમણી** રૂપ ઉદારજી.
આઠ૦—૩

**વયરસ્વામી**ના ગુણ સાંભલીઆ, પ્રવર્ત્તની મુખથી જેણેજી,
પરણું તો શ્રી **વયર**કુમારનેં, અભિગ્રહ કીધો તેણેજી.
આઠ૦—૪

વિહરંતા આવ્યા તિણે નગરેં, કોડી અનેક ધન લેઈજી,
**ધન** વણિક કન્યા સંઘાતઈં, આવી વચન કહે એહજી.
આઠ૦—૫

લ્યો ધન એહ કન્યાને પરણો, પૂરો એહની આશજી.
તુમ વિણ અગ્નિ શરણ ઈણિ કીધો, કરો **જિનહર્ષ** વિલાસજી.
આઠ૦—૬

## ઢાલ ચૌદમી

(૭૯)

એટલા દિન હું જાણતી રે હાં. એ રાહ.

**વયરસ્વામી** એહવું કહઈ રે હાં, અજ્ઞાની મતિ હિત;
સાંભળ સહીજી.
વ્રત સામ્રાજ્ય તજી કરી રે હાં, કુણ થાયે ભવ આધિન.
સાંભળ૦—૧

વિષ સંસારિક સુખ સહુ રે હાં, એ તો ભોગ ભુજંગ; સાં૦
નારી વિષની વેલડી રે હાં, પંડીત ન કરઇ સંગ. સાં૦—૨
એહ વિવહે ભમઇ ઘણું રે હાં, લહઈ દુર્ગતિ સંસાર;
ફળ કિંપાક સમા કહ્યાં રે હાં, સેવઈ વિષય ગમાર. સાં૦-૩
જો મુજ ઉપરઈ ઘણો રે હાં, એહ કન્યાનો રે રાગ. સાં૦
તો સંયમ લ્યે મુજ કન્હે રે હાં, આણી મન વૈરાગ. સાં૦-૪
થોડા સુખનઇં કારણે રે હાં, કુણ મેલઇં સંયોગ; સાં૦
મોક્ષ મૂકી કુણ આદરે રે હાં, ભોગવધારણ રોગ. સાં૦-૫
એહવું સાંભલી **રૂકિમણી** રે હાં, વ્રત લીધો તતકાલ; સાં૦
ઉત્તમ પાલે પ્રીતડી રે હાં, ઇમ **જિનહર્ષ** રસાલ. સાં૦-૬

---

## ઢાલ પંદરમી

(૮૦)

સુખદાઇ રે સુખદાઇ દાદા પાસજી, એ રાગ.

વૈરાગી રે વૈરાગી રે, **શ્રી વયરકુમાર** નિરાગી રે;
સંયમ શું જેહ સરાગી રે, ધ્યાનામૃત શું લય લાગી રે.
વૈરાગી૦-૧
જિનશાસન જેણે દીપાવ્યો રે, દુરભિક્ષમાં સંઘ જીવાડયો રે;
બૌદ્ધ દરસની શરણે લાવ્યો રે, જિનભકતેં તામ ઉપાયો રે.
વૈરાગી૦—૨
પ્રભાવિક પુરૂષ કહાયો રે, ત્રિભુવનમેં સુજસ સવાયો રે;
પરમાનંદે આયુ વિતાયો રે, અણસણ કરી સુર પદ પાયો રે.
વૈરાગી૦—૩
રૂપે મોહે સુર નર નારી રે, મોટો મુનિ બાલ બ્રહ્મચારી રે;

શ્રી સંઘ ભણી હિતકારી રે, સહુ જીવ તણા ઉપગારી રે.
વૈરાગી૦—૪

સતરેસઇં નવ પચાસઇં રે, સુદિ પડવો આસો માસે રે;
થઈ ઢાલ પંદર ઉલાસઇં રે, ભણતાં સુણતાં સુખ થાશે રે.
વૈરાગી૦—૫

**શ્રીજિનચંદસૂરિ** ગુરૂરાયારે, **ખરતરગચ્છ** જિણે શોભાવ્યારે;
વાચક **શાંતિહર્ષ** પસાયા રે, **જિનહર્ષે વયર** ગુણગાયારે.
વૈરાગી૦—૬

---

સંવત ૧૮૯૧ ના વર્ષે શાકે ૧૬૧૭ પ્રવર્ત્તમાને
માસોત્તમ માસે શુકલપક્ષે શ્રાવણ
સુદી ૮ ભોમવારે લિખિતં
બારોટ લાખા ગુલાબચંદ
પાદલિપ્ત નગરે! આદિનાથ
પ્રાસાદાત્ ॥ શુભંભવતુ ॥

## શ્રી જિનહર્ષસૂરિ કૃત

# શીયલની નવ વાડની સજ્ઝાય

### દુહા

શ્રીનેમિસર ચરણ યુગં, પ્રણમું ઉઠી પ્રભાત;
બાવીશમો જિન જગતગુરૂ, બ્રહ્મચારી વિખ્યાત. -૧
સુંદરી અપછરા સારિખી, રતિ સમય રાજકુમાર;
ભર યૌવનમેં જૂગતિસું, છોડી રાજુલ નાર. -૨
બ્રહ્મચર્ય જેણે પાલીયો, ધારક દુક્કર જેહ;
તેહ તણા ગુણ વરણવું, જિમ હોય પાવન દેહ. -૩
સુરગુરૂ જો પોતે કહે, રસના સહસ બનાઈ;
બ્રહ્મચર્યનાં ગુણ ઘણા, તો પણ કહ્યા ન જાઈ. -૪
ગલિત પલિત કાયા થઇ, તોહી ન મુકે આશ;
તરૂણ પણે જે વ્રત ધરઈ, હું બલિહારી તાસ. -૫
જીવ વિમાસી જોય તું, વિષય મ રાચ ગમાર;
થોડા સુખનઈ કારણે, મૂરખ ઘણો ન હાર. -૬
દશ દૃષ્ટાંતે દોહિલો, લાધો નર ભવ સાર;
પાલી સિયલ નવ વાડશું, સફલ કરો અવતાર. -૭

### ઢાળ પહેલી

(૮૧)

શીયલ સુરંગી ચુંદડી -એ રાગ.

શીયલ સુર તરૂવર સેવીઇં, વ્રતમાંહિ ગિરૂઓ જેહ રે;
દંભ કદાગ્રહ છોડીને, ધરીએ તિણસું નેહ રે. શીયલ૦-૧

જૈન શાસન વન અતિ ભલો, નંદનવન અનુહાર રે;
જિનવર વનપાલક તિહાં, કરૂણારસ ભંડાર રે. શીયલ૦–૨
મન થાણે તરૂ રોપીઓ, બીજ ભાવના બંભ રે;
સરધા સારણુ તિહાં વહે, વિમલ વિવેક તે અંભ રે. શી૦–૩
મુલ સુદૃઢ સમકિત ભલો, ખંધે નવતત્ત્વ દાખી રે;
શાખા મહાવ્રત તેહની, અણુવ્રત લઘુ શાખી રે. શીયલ૦–૪
શ્રાવક સાધુ તણા ઘણા, ગુણગણ પત્ર અનેક રે;
મહોર કરમ શુભ બંધનો, પરિમલ ગુણ અનેક રે. શીયલ૦–૫
ઉત્તમ સુર સુખ ફૂલડાં, શિવ સુખ તે ફલ જાણો રે;
જતન કરી વૃક્ષ રાખવો, હીયડે અતિ ઘણો રંગ રે. શીયલ૦–૬
**ઉત્તરાધ્યયને** સોલમેં, બંભસમાહી ઠાંણ રે;
કીધી તિણે તરૂ પાખતી, એ નવ વાડ સુજાણ રે. શીયલ૦–૭

### દુહા

હવે પ્રાણી જાણી કરી, રાખ પ્રથમ એ વાડ;
જો એ ભાજી પેસસી, પ્રમદા કેરી ધાડ. –૧
જે હડને હડ ખલકતી, પ્રમદા ગય મહંત;
શીયલ વૃક્ષ ઉપાડશી, વાડી વિતાડી તુરત્ત. –૨

## ઢાલ બીજી

(૮૨)

નારદની દેશી

ભાવ ધરી નિત પાલીઈ, ગિરૂઓ બ્રહ્મવત સાર હો; ભવિયણ.
જેણથી શિવ સુખ પામીઇ, સુંદર તનુ શિણગાર હો. ભવિયણ.–૧
સ્રી પશુ પંડગ જિહાં વસે, તિહાં રહેવો નહીં વાસ હો;
ભવિયણ.

એહની સંગતિ નિવારીએ, વ્રતનો કરે વિનાશ હો. ભવિયણ.–૨
મંજારી સંગતિ રમે, કુકડ મૂસ ગમાર હો; ભવિયણ.
કુશલ કિહાંથી તેહને, પામઇ દુઃખ અઘોર હો. ભવિયણ.–૩
અગનિકુંડ પાસે રહ્યા, પ્રજલે ઘૃતનો કુંભ હો; ભવિયણ.
નારી સંગતે પુરૂષનો, રહે કિસી પરે બંભ હો. ભવિયણ.–૪
સિંહ ગુફાવાસી યતિ, રહ્યો **કોશા** ચિત્રસાલ હો. ભવિયણ.
તુરત પડ્યો વસ તેહને, ગયો દેશ **નેપાલ** હો. ભવિયણ.–૫
વિકલ અક્કલ વિણ બાપડા, પંખી કરતાં કેલિ હો. ભવિયણ.
દેખી **લક્ષમણા** મહાસતી, રૂલી ઘણું ઇણ મેલ હો. ભવિયણ.–૬
ચિત્ત ચંચલ પંડગ નરા, વરતે ત્રીજે વેદ હો; ભવિયણ.
તજો સંગત નિત તેહની, કહે **જિનહર્ષ** ઉમેદ હો. ભવિયણ.–૭

---

## દુહા

અથવા નારી એકલી, ભલી ન સંગતિ તાસ;
ધર્મકથા પણ ન કહેવી, બેસી તેહને પાસ.—૧
તેહથી અનર્થ હોવે ઘણા, શંકા પામે લોક;
આવે અછતો આળ શિર, બીજી વાડ વિલોક.—૨

## ઢાળ ત્રીજી

(૮૩)

દેશી ઝીતના

જો જો જાતિ રૂપ કુલ દેશની રે, રમણી કથા કહે જેહ;
તેહનો બ્રહ્મવ્રત કિમ રહે રે, કેમ રહે વ્રત સું નેહ રે.
પ્રાણી ! નારી કથા નિવાર, તું તો બીજી વાડ સંભાળરે.
પ્રાણી૦–૧

ચંદ્રમુખી મૃગલોચની રે, વેણી જાણુઈ ભુજંગ;
દીપ શિખા સમ નાસિકા રે, અધર પ્રવાલી રંગરે. પ્રાણી૦-૨
વાણી કોયલ જેહવી રે, વારણુ કુંભ સરોજ;
હંસગમની કૃશ હરિ કટી રે, કરયુગ ચરણુ સરોજ રે. પ્રાણી૦-૩
રમણી રૂપ ઈમ વરણુવે રે, આણી વિષય મનરંગ;
મુગ્ધ લોકનેં રીઝવે રે, વાધઇ અંગ અનંગ રે. પ્રાણી૦-૪
અપવિત્ર મલની કોથળી રે, કલહ કાજલનો ઠામ;
બાર સ્રોત્ર વહે સદા રે, ચરમ દીવડી નામ રે. પ્રાણી૦-૫
દેહ ઔદારિક કારમો રે, ક્ષણુમેં ભંગુર થાય;
સપ્ત ધાતુ રોગ કોથળી રે, જતન કરંતા જાય રે. પ્રાણી૦-૬
ચક્રી ચોથો જાણીએ રે, દેવે દીઠો આય;
તે પણુ ખિણુમાં વિણુસીઓ રે, રૂપ અનિત્ય કહેવાય રે. પ્રાણી૦-૭
નારી કથા વિકથા કહી રે, જિનવર બીજે અંગ;
અનર્થ દંડ અંગ સાતમે રે, કહે **જિનહર્ષ** પ્રસંગ રે. પ્રાણી૦-૮

### દુહા

બ્રહ્મચારી જોગી જતિ, ન કરે નારી પ્રસંગ;
એકણુ આસન બેસતાં, થાયે વ્રતનો ભંગ.-૧
પાવક ગાલે લોહને, જો રહે પાવક સંગ;
ઈમ જાણી રે પ્રાણીયા, તજી આસન ત્રિયા રંગ.-૨

## ઢાળ ચોથી

(૮૪)

થેં સોદાગર લાલચણુ-એ રાગ

ત્રીજી વાડ હવે ચિત્ત વિચારો, નારી સહ બેસવો નિવારો
હો લાલ.

એકે આસન કામ દીપાવે, ચોથા વ્રતને દોષ લગાવે હો લાલ.
ત્રીજી૦–૧
ઇમ બેસંતા આસંગો થાય, આસંગો ફરસાવે હો લાલ;
કાયા ફરસે વિષય રસ જાગે, તેહથી અવગુણુ થાએ આગે
હો લાલ. ત્રીજી૦૨
જુવો શ્રીસંભુત પ્રસિદ્ધો, તનુ ફરસે નિયાણો કીધો હો લાલ;
દશમો ચક્રી અવતરીયો, ચિતે પ્રતિબોધ તેહને દીધો હો
લાલ. ત્રીજી૦–૩
તેહને તિહાં ઉપદેશ નવિ લાગો, વિરતિનો કાયર થઇ ભાગો
હો લાલ;
સાતમી નરક તણાં દુઃખ સહીયાં, સ્ત્રી ફરસે ઇમ અવગુણુ કહ્યો
હો લાલ. ત્રીજી૦–૪
કામ વિરામ વધઈ દુઃખ ખાણી, નરક તણી સાચી સહિ નાંણી
હો લાલ;
એકઇ આસન દૂષણુ જાણી, પરિહરો નિજ આતમ હિત આણી
હો લાલ. ત્રીજી૦–૫
માય બહેન જો બેટી થાય, તે બેસીનઈ ઊઠી જાય હો લાલ;
કલપઇ એક મુહૂરત પછઈ હો લાલ. ત્રીજી૦–૬

## દુહા

ચિત્ર આલેખિત જે પુતલી, તે પણુ જોવી નહીં;
કેવલજ્ઞાની ઈમ કહે, **દશવૈકાલિક** માંહિ.–૧

નારી વેદ નરપતિ થયો, ચક્ષુ કુશીલ કહાય;
લખ ભવ ચોથી વાડ તજી, રૂલીયો ઋષિ રાય.–૨

## ઢાળ પાંચમી

(૮૫)

મોહન મુંદરી લે ગયો.–એ રાગ.

મનોહર રૂપ નારી તણાં, દીઠાં વાધઈ વિકાર;
વાગુર કાંમી મૃગ ભણી હો, પાશ રચ્યો કિરતાર.–૧
સુગુણ રે નારી રૂપ ન જોઈએ, જોઇએ નહીં ધરી રાગ,
સુગુણ૦–આંકણી.
નારી રૂપઇ દીવડો, કામી પુરૂષ પતંગ;
ઝંખઇ સુખનઈ કારણે હો, દાઝઇ અંગ સુરંગ. સુગુણ૦–૨
મન ગમતી રમણી હોયઈ, ઉર કુચ વદન સુરંગ;
નર હર ભોગી ડસ્યા હો, જોવંતા વ્રતનો ભંગ. સુગુણ૦–૩
કામણગારી કામિની રે, જિતો સયલ સંસાર;
આખી અણીકો ન રહ્યો હો, સુરનર ગયા સહુ હારી.
સુગુણ૦–૪
હાથ પાવ છેદ્યા હુવઈ, કાન નાક વિણ જેહ;
તોપિ સો વરસાં તણી હો, બ્રહ્મચારી તજે તેહ. સુગુણ૦–૫
રૂપઇ રંભા સારીખી, મીઠા બોલી નાર;
તો કિમ જોવઇ એહવી હો, ભર યૌવન વ્રત ધાર.
સુગુણ૦–૬
અબલા ઈંદ્રી જોવતાં, મન થાયે વશ કેમ;
**રાજિમતિ** દેખી કરી હો, તુરત ડગ્યો **રહનેમ.**
સુગુણ૦–૭
રૂપ કૂપ દેખી કરી, માંહિ પડે કામાંધ;
મૂરખ મન જાણુઇ નહીં કો, કહઈ **જિનહર્ષ** પ્રબંધ.
સુગુણ૦–૮

## દુહા

સંજોગી પાસઈ રહઇં, બ્રહ્મચારી નિશિદીસ;
કુશલ નહીં તેહના વ્રત ભણી, ભાંજઇં વિસવાવીસ. -૧
વસઇં નહીં કુટ અંતરઇં, શીલ તણી હોવઇં હાણ;
મન વચન વશ રાખવા, હીયડઈ ધરો જિન વયણ. -૨

## ઢાળ છઠ્ઠી

(૮૬)

એને શી કહેવી.-એ રાગ.

વાડ હવઈ સુણો પંચમી રે, શીલ ભણી રખવાલ રે;
ચૂરો પડસી તો સહી રે, વ્રત થાશી વિસરાલ રે. વાડ૦-૧
પરિચય ભિતનઈં અંતરે રે, નારી રહઈ તિહાં રાત્રિ રે;
કેલિ કરઈં નિજ કંત સું રે, વિરહ મરોડઈ ગાત્ર રે. વાડ૦-૨
કોયલ જિમ ટહુકઈ લવે રે, ગાવઈ મધુરેં સાદ રે;
મદમાતી રાતી થકી રે, સુરત સરસ ઉનમાદ રે. વાડ૦-૩
રોવઈ વિરહાકુલ થઇ રે, દાધી દુઃખ દવ ઝાળ રે;
દીન હીન બોલડઈ રે, કામ જગાવે બાળ રે. વાડ૦-૪
કામ વશે ખડખડ હસેં રે, પ્રિય મેટો તન તાપ રે;
વાહ કરઇં તન મન હરે રે, વિરહીણી કરઇ વિલાપ રે. વાડ૦-૫
રાગ વિષમ સુણિ હસે રે, હાસ્યેં અનરથ હોય રે;
**રામ** ઘરણી હાંસી થકી રે, **રાવણ** વધ થયો જોય રે. વાડ૦-૬
વ્રતધારી નવિ સાંભળઇ રે, એહવા વિરહી વયણ રે;
કહઇં **જિનહર્ષ** ધીર મ ટલઇં રે, ચિત્ત ચલઇ સુણિ સેણરે.
વાડ૦-૭

### દુહા

છઠ્ઠી વાડ ઈમ કહી, ચંચલ મન મનાઈ
ખાધો પીધો વિલસીયો, તિણ સુ ચિત્ત મ લાઈ.–૧
કાંમ ભોગ સુખ પ્રારથ્યા, આપઈ નરક નિગોદ;
પરતક્ષનો કહેવો કિસું, વિલસે જેહ વિનોદ.–૨

## ઢાળ સાતમી

( ૮૭ )

આજ નિહેજો રે દીસે નાહલો. એ રાગ.

ભર યૌવન ધન સામગ્રી લહી, પામી અનુપમ ભોગોજી;
પાંચે ઇંદ્રિયનઇ વશે સુખ ભોગવ્યાં, પાંચે ભોગ સંજોગોજી.
ભર૦–૧

તે ચિંતવઇ બ્રહ્મચારી નહીં, ધુરિ ભોગવીયાં સુખોજી;
આસી વિષ સમી છે ઉપમા, ચિંતવ્યા દ્યે દુઃખોજી.
ભર૦–૨

શેઠ **માકંદી** અંગજ જાણીએ, **જિનરક્ષિત** ઇણ નામોજી;
યક્ષ તણી શિક્ષા સહુ વિસરી, વ્યામોહિત વસિ કામોજી.
ભર૦–૩

**રયણાદેવી** સનમુખ જોઇયો, પૂરવ પ્રીતિ સંભાળીજી;
તો તીખી તરવાલઇ વીંધીયો, નાખ્યો જલધિ મોઝારોજી.
ભર૦–૪

જુવો **જિનપાલિત** તે પંડિત થયો, ન કીયો તાસ વિશ્વાસોજી;
મૂલગી પણ પ્રીતિ મન ન ધરી, સુખ સંયોગી વિલાસોજી.
ભર૦–૫

સેલગ યક્ષઈં તતક્ષણુ ઉધર્યો, મિલિયો નિજ પરિવારોજી;
કહઈ જિનહર્ષ પૂરવ કેલિયા, ન સંભારઈં નર નારોજી.
ભર૦—૬

## દુહા

ખાટાખારા ચરરસં, મીઠા ભોજન જેહ;
મધુરા મોલ કસાયલા, રસના સહુ રસ લેહ.—૧
જેહની રસના વશ નહીં, ચાહઇં સરસ આહાર;
તે પામઇં દુ:ખ પ્રાણીયા, ચઉગતિ રૂલે સંસાર.—૨

## ઢાળ આઠમી

(૮૮)

ચરણુલી ચામુંડ રે ચઢઈ.—એ દેશી.

બ્રહ્મચારી સાંભળી વાતડી, નિજ આતમસું હિત જાણુી રે;
વાડ મ ભાંજઈ સાતમી, સુણે જિનવરની વાંણી રે. બ્રહ્મ૦—૧
કવલ ઝરઇં ઉપાડતાં, ધૃત બિંદુ સરસ આહારો રે;
તે આહાર નિવારીએ, જિણુથી વધઈ વિકારો રે. બ્રહ્મ૦—૨
સરસ રસવતી આહારંઈ, દૂધ દહીં પકવાનો રે;
પાપ શ્રમણુ તેહનઇં કહ્યો, **ઉત્તરાધ્યયને** માનો રે. બ્રહ્મ૦—૩
ચક્રવર્ત્તિની રસવંતી, રસિક થયો ભૂદેવો રે;
કામ વિટંબણુા તિણે લહી, વરજ વરજ નિત્યમેવો રે. બ્રહ્મ૦—૪
રસનાના અતિ લોલુપી, લંપટ ઇંણુ સવાદો રે;
**મંગુ** આચારજની પરઇં, પામઇં કુગતિ વિષાદોરે. બ્રહ્મ૦—૫
ચારિત્ર છાંડી પ્રમાદીયો, નિજ સુતની રાજધાની રે;
રાજ રસવંતી વશે પડયો, જોઈ **સેલગ** મદ પાની રે. બ્રહ્મ૦—૬
સબલ આહારઈ બલ વધઇં, બલ ઉપશમઈ ન વેદો રે;
વેદઇં બ્રહ્મવ્રત ખંડિત હુવઇં,કહઇ **જિનહર્ષ** ઉમેદો રે. બ્રહ્મ૦—૭

## દુહા

અતિ આહારથી દુખ હોયઈ, ગલઇ રૂપ બલ ગાત્ર;
આલસનઈ પ્રમાદી ઘણો, દોષ અનેક કહાત.–૧
ઘણુંઇ આહારઈ વિષ ચઢે, ઘણુંઇ જ ફાટે પેટ;
ધાન અમાંમો ઓરતાં, હાંડી ફાટઇ નેટ.–૨

## ઢાળ નવમી

(૮૯)

જંબુદ્વીપ મોઝાર—એ રાગ.

પુરૂષ કવલ બત્રીશ, ભોજન વિધિ કહી, અઠ્ઠાવીશ નારી ભણીએ;
પંડગ કવલ ચોવીશ, અધિકે દૂષણુ હોઈ, અશાતા અતિ
ઘણી એ.—૧
બ્રહ્મવ્રત ધરે નરનારી, થાઈ તેહનઈ ઉણોદરીઇ ગુણુ ઘણા એ;
જીમઇ જાસક જેહ, તેહનઈ ગુણુ નહીં, અતિચાર બ્રહ્મવ્રત
તણા એ.—૨
જોઇ કુંડરીક મુણિંદ, સહસ વરસ લગઇ તપ, કરી કરી
કાયા દહી એ;
તેણે ભાગ્યો ચારિત્ર, આયો પાછો રાજમઇ, અતિ માત્રા રસ-
વંતી લહી એ.—૩
મેવાનઈ મિષ્ટાન્ન, ભોજણુ નવનવા, સાલદાલિ ઘૃત ચૂરમા એ;
ભોજન કરી ભરપૂર, સૂતો નિશિ સમઈ, હોઈ તાસ વિશૂચિકા
એ.—૪
વેદના સહી અપાર, આરતિ રૂદ્રમઇં, મરી ગયો તે સાતમી એ;
કહઈ જિનહર્ષ પ્રમાંણુ, ઓછો જિમીઇં, વાડ કહી એ આઠમી
એ.—૫

## દોહા

નવમી વાડ વિચારીને, પાલો સદા નિર્દોષ;
પામીશ તતક્ષણ પ્રાણીયા, અવિચલ પદવી મોક્ષ.-૧
અંગ વિભૂષણ તે કરઇં, જે સંજોગી હોય;
બ્રહ્મચારી તન શોભા નહીં, તે કારણ નવિ કોય.-૨

## ઢાળ દશમી

### (૯૦)

વીરા બાહુબલી વીર તુમ્હે ગજ થકી હેઠા ઉતરો.—એ રાગ

શોભા ન કરવી દેહની, ન કરઇ તન શિણગાર;
ઊગટણ ઊપીઠી વલી, ન કરઇ કિણહી વાર.-૧
સુણ ચેતન સુણ તું તો મોરી વીનતી, તુંનઇં શીખ કહુ
હિતકારી.—સુણ૦
ઉન્હા તાઢા નીરશું, ન કરે અંગ અંઘોલ;
કેસર ચંદન કુમકુમઇં, ખાંતે ન કરે ખોલ. સુણ૦-૨
ઘણાં મેલાનઇં ઉજલાં, ન કરઇ વસ્ત્ર વણાવ;
ઘાતઇ કામ મહાબલી, ચોથા વ્રતનઇં ઘાવ. સુણ૦-૩
કંકણ કુંડલ મુદ્રડી, માલા મોતી હાર;
પહેરઇ નહીં શોભામણી, જે થાયઇ વ્રતધારી. સુણ૦-૪
કામોદ્દીપન :જિનવરે કહ્યાં, ભૂષણ દૂષણ એહ;
અંગવિભૂષા ટાળવી, કહઇ જિનહર્ષ સનેહ. સુણ૦-૫

## ઢાળ અગિયારમી

### (૯૧)

આપ સવારથ જગ સહુ રે.—એ રાગ.

શ્રીવીરે હો બાર પરષદામઇં, ઉપદેશ્યો ઇમ શીલ;

જે પાલશે નવ વાડ શું, તે લહે શિવ સંપદ લીલ.-
શીલ સદા તુમ્હે સેવજો

શીલ સદા તુમ્હઈ સેવજો,ફલ જેહનાં હો અતિ સરસ અક્ષીણ
આઠ કરમ અરિયણ હણી, તે પામ્યાં હો તતક્ષણ સુપ્રવીણ
શીલ૦-:

જલ જલણ અરિ કરિ કેસરી, ભય જાવે સઘલાં ભાગ;
સુર અસુર નર સેવા કરે, મનવંછિત હો સીઝે સહુ કા
શીલ૦—

જિનભુવન નિપાવઇ નવો, કનક તણો નર કોઈ;
સોવન તણી કોડી દાન ઘઈ, શીલ સમોવડ હો તોહી પુ
ન હોઈ. શીલ૦

નારીનઈં દૂષણ નર થકી, તિમ નારીથી નર દોષ;
એ વાડ બિહુનઇં સારિખી, પાળવી હો મન ધરીય સંતો
**શીલ૦—**

નિધિ નયન સુર શશિ ભાદ્રપદ્ર, વદિ બીજ આલસ છાંડી;
**જિનહર્ષ** દૃઢવ્રત પાલજો, વ્રતધારી હો જુગતે નવ વા
શીલ૦—

લેખકની પ્રશસ્તિઃ—

**મોરબી** મધ્યે લિખિતં ઋષી **નાંનજી**, સંવત ૧૮૪૦
વરસે મિતી ફાગુણ વદિ તેરસ શુકરવારે
પારેખ **અમરચંદ** પઠનાર્થં.

### શ્રી લબ્ધિવિજયજી કૃત

# શ્રી ઈલાચીકુમારની સજ્ઝાય

(૯૨)

નામ ઇલાપુત્ર જાણીએ, ધનદત્ત શેઠનો પુત્ર;
નટવી દેખીને મોહીયો, નવિ રાખ્યું ઘર સૂત્ર.
કરમ ન છુટે રે પ્રાણીયા.– ૧

કરમ ન છુટે રે પ્રાણીયા, પૂરવ નેહ વિકાર;
નિજ કૂળ છંડી રે નટ થયો, ન આણી શરમ લગાર. કરમ૦– ૨

માત પિતા કહે પુત્રને, નટ નવિ થઈએ રે જાત;
પુત્ર પરણાવું રે પદમણી, સુખ વિલસો દિન રાત. કરમ૦– ૩

કહેણ ન માન્યું રે તાતનું, પૂરવ કર્મ વશેક;
નટ થઈ શીખ્યો રે નાચવા, ન મિટે લખીયા રે લેખ. કરમ૦– ૪
એક પુર આવ્યો રે નાચવા, ઉંચો વાંસ વિશેષ;
તિહાં રાય જોવા રે આવીયો, મળીઆ લોક અનેક. કરમ૦– ૫
દોય પગ પહેરી રે પાવડી, વાંસ ચડ્યો ગજ ગેલ;
નિરાધાર ઉપર નાચતો, ખેલે નવ નવા ખેલ. કરમ૦– ૬
ઢોલ બજાવે રે નટવી, ગાવે કિન્નર સાદ;
પાય તલ ઘુઘરા રે ઘમઘમે, ગાજે અંબર નાદ. કરમ૦– ૭
નટવી રંભા રે સારીખી, નયણે દેખી રે જામ;
જો અંતેઉરમાં એ રહે, જનમ સફળ મુજ તામ. કરમ૦– ૮
ઇમ તિહાં ચિંતે રે ભૂપતિ, લુબ્ધ્યો નટવીની સાથ;
જો નટ પડે રે નાચતો, તો નટવી મુજ હાથ. કરમ૦– ૯

કર્મ વશે રે હું નટ થયો, નાચું છું નિરાધાર;
મન નવિ માને રે રાયનું, તો શું કરવો વિચાર. કરમ૦-૧૦
દાન ન આપે રે ભૂપતિ, નટ જાણે નૃપ વાત;
હું ધન વંછું રે રાયનું, રાય વંછે મુજ ઘાત. કરમ૦-૧૧
દાન લહું જો હું રાયનું, તો મુજ જીવિત સાર;
એમ મનમાંહે રે ચિંતવી, ચઢીયો ચોથી રે વાર. કરમ૦-૧૨
થાળ ભરી શુદ્ધ મોદકે, પદમણી ઊભેલાં બાર;
લ્યો લ્યો કહે છે લેતાં નથી, ધન્ય ધન્ય મુનિ અવતાર. કરમ૦-૧૩
એમ તિહાં મુનિવર વહોરતા, નટે દેખ્યા મહાભાગ;
ધિક ધિક વિષયા રે જીવને, ઈમ નટ પામ્યો વૈરાગ. કરમ૦-૧૪
સંવર ભાવે રે કેવળી, થયો તે કર્મ ખપાય;
કેવળ મહિમા રે સુર કરે, **લબ્ધિવિજય** ગુણ ગાય. કરમ૦-૧૫

---

## શ્રી માલમુનિ વિરચિત

### શ્રી ઈલાચીકુમારનું છ ઢાળીયું.

### દોહા

માત મયા કરો સરસતી, આપો અવિચળ વાણી;
નિજ ગુરૂ ચરણ નમું સદા, આણંદ હિત ચિત્ત આણી. -૧
દાન શિયળ તપ ભાવના, ધર્મના ચાર પ્રકાર;
તે માંહી શિર સેહરો, ભાવ વડો સંસાર. -૨
ચારે જીવ તર્યા અછે, ભાવ થકી કહું તેહ.
**એલાચી** ગુણ ગાવતાં, પામી જે શિવ ગેહ. -૩

---

## ઢાળ પહેલી

(૯૩)

ક્રિસકે ચેલે કિસકે પુત.—એ રાગ.

જંબુદ્વીપના ભરતમાં જાણુ, **એલાવર્દ્ધનપુર** સોહે વખાણ;
ભવિ સાંભળો.
વસે વ્યવહારી **ધનદત્ત** તામ, તસ ઘર ભારજા **ધારણી** નામ.
ભવિ૦– ૧
તસ સુત **ઇલાચી** ગુણવંત, ભણી ગણી યોવન ઉલસંત; ભવિ૦
એક દિન આવ્યા તિણપુર માંહ, નાટકીયા ધરી હર્ષ ઉચ્છાહ.
ભવિ૦– ૨
નાટક માંડયો ઢોલ વાજંત, લોક મળ્યા જોવાને ખંત; ભવિ૦
ઇણ અવસર **ઈલાચીકુમાર**, નાટક જોવા આવ્યો ઉદાર.
ભવિ૦– ૩
નાટકણીનું નાટક પેખ, **ઇલાચી** ઉપન્યો રાગ વિશેષ; ભવિ૦
નાટકીયાની પૂત્રી અનુપ, રૂપે રંભા દેવ સરૂપ.
ભવિ૦– ૪
ઈંદ્રાણી સમ એ આકાર, કે અપસરા ઉર્વશી નાર; ભવિ૦
રૂપ સંપદા ચતુરાઇ દેખ, **ઇલા**કુમાર લલચાણો વિશેષ.
ભવિ૦– ૫
જો મુજ હોવે એ ઘર નાર, સફળ હુવે તો આ અવતાર; ભવિ૦
નાટકણીશું લોભાણાં નેણ, વીંધાણો વળા સાંભળી વેણ.
ભવિ૦– ૬
તૃપ્તિ ન પામે દેખી રૂપ, ફરી ફરી જોવે અંગ અનૂપ; ભવિ૦

સ્નેહ બંધાણો જે મોહ વિકાર, નવિ મૂકાએ તેહ લગાર.
ભવિ૦- ૭

નાટક જોઈ વળીયા સહુ તેહ, જિમતિમ તે આવ્યો નિજ ગેહ; ભ૦
આમણ દૂમણો જઈ ઘર માંહ, ત્રૂટે ખાટલે સૂતો ત્યાંહ.
ભવિ૦- ૮

ભોજન વેળા તાતે તે વાર, જાઈ ઉઠાડયો **ઈલાકુમાર**; ભવિ૦
શું છે પુત્ર કિમ થયો દિલગીર, લજ્જા મૂકી કહે તાતને ધીર.
ભવિ૦- ૯

પરણાવો પુત્રી નટની ઉચ્છાહ, તો અન્ન પાણી લેઉં ઘર માંહ; ભ૦
અઘટીત કિમ કરો પુત્રજી વાત, પરણાવું ઉત્તમ કુળની સાત.
ભવિ૦-૧૦

પણ નવિ કરૂં હું એવી અનિત, કુળ મરજાદા ન મૂકું રીત; ભવિ૦
ફરી નવિ બોલ્યો **ઈલાકુમાર**, છાના તેડયા નટો તે વાર.
ભવિ૦-૧૧

પુત્રી પરણાવો તમે મુજ એહ, તો ધન આપું અસંખ્ય અછેહ; ભ૦
કહે નાયક સુણો શેઠ સુજાણ, પુત્રી ન લાવ્યો વેચવા આણ.
ભવિ૦-૧૨

એ અમ પુત્રી અક્ષય નિધાન, ભૂમિમાં પામીએ એહથી માન; ભ૦
જો પરણાવું તુમને આજ, તો અમ કુળમાં લાગે લાજ.
ભવિ૦-૧૩

મુજ પુત્રી વટલે તુમ સંગ, એહવી વાત ન કીજે મન રંગ; ભવિ૦
સાહસિક કાયર ન મળે મેળ, ભાત કુભાત કિમ થાયે ભેળ.
ભવિ૦-૧૪

સાહસિક કહીએ અમચી જાત, તમે વણિક છો કાયર તાત; ભ૦

અમે અમારી નાતમાં એહ, પરણાવશું પુત્રી ગુણ ગેહ. ભવિ૦–૧૫

કુળ રીતિએ નર ચાલે જેહ, તો જગ જશ બહુ પામે તેહ; ભવિ૦
નટની સુણી એહવી વાણ, બોલ્યો ઈલાકુમાર સુજાણ. ભવિ૦–૧૬

કોઈ પ્રકારે તુમ પુત્રી એહ, પરણાવો મુજને અધિક સનેહ; ભવિ૦
પહેલી ઢાળ એ રંગ રસાળ, માલ મુનિ કહે થઈ ઉજમાળ. ભવિ૦–૧૭

## દોહા

નાટકીયો કહે કુમારને, જો અમ પુત્રી આશ;
અમ સાથે ચાલો તુમ્હે, નાટકકળા અભ્યાસ. –૧
નાટક દેખાડી તુમે, રીઝવો કોઈ રાજન;
તેહનું દાન લેઈ કરી, પોષો નાતને માન. –૨
તો પુત્રી પરણાવીએ, તુમે થાઓ ભરતાર;
સંસારીક સુખ ભોગવો, સફળ કરો અવતાર. –૩

## ઢાળ બીજી

(૯૪)

કપૂર હોવે અતિ ઉજળો રે—એ રાગ.

કરમવશે જે જીવને રે, બુદ્ધિ પણ ઉપજે તેહ;
વિષય વિકારને કારણે રે, મૂકયા માય તાયને ગેહ રે
પ્રાણી જુઓ જુઓ કર્મની વાત. —૧

છાનો નિશાએ નીકળ્યો રે, જઈ ભળ્યો ટોળા માંહ;
કુળની લાજ મૂકી કરી રે, થયો નાટકીયો ઉચ્છાહ રે. પ્રા૦ ૨

કુળ છોડી નીચ કુળ ગ્રહ્યા રે, કાચ પહેરી થયો સાથ;
વાંસ ટોપલામાં કૂકડા રે, લેઈ ચાલ્યો બકરાં હાથ રે. પ્રા૦
પાછળ બાંધી ટોપલી રે, વંશ આગળ બાંધ્યો ઢોલ;
કાવડ લેઈને ચાલીયો રે, માંગતો ભીખ નિટોલ રે. પ્રા૦
ટોળામાં ફરતાં થકાં રે, નાટ્યકળા સવિ લીધં;
ઘાત કળા શીખી ઘણી રે, ઉદ્યમે થઈ સહુ સિદ્ધ રે. પ્રા૦
નાયક કહે ટોળું લેઈ રે, વળી કુમરી લેઈ સાથ;
**બેનાતટ** નગરે જઇ રે, રાજવી કરો તુમે હાથ રે. પ્રા૦
દાન રૂડું લેઇને તુમે રે, આવજો વહેલા આંહિ;
જમણ જમાડી નાતને રે, પરણાવું પુત્રી ઉછાંહિ રે. પ્રા૦
સઘળો સાથ લેઈ કરી રે, **બેનાતટ**પુર થાટ;
રાજાને જાઈ મળ્યો રે, **ઇલાકુમાર** ગહઘાટ રે. પ્રા૦
નરપતિ નાયકને કહે રે, ભલે આવ્યા તુમે આંહિ;
નામ સુણ્યો હતો તુમ તણો રે, કાંઈક મહીયલ માંહિ રે. પ્રા૦
નાટક કરજો હવે એહવો રે, નવિ દીઠો કોઇ વાર;
મન રીઝવશો જો માહરૂં રે, તો આપું દ્રવ્ય અપારરે. પ્રા૦
ઈમ સાંભળી **ઇલાચી**એ રે, નાટક કરવા કાજ;
શુદ્ધ કરાવી ભૂમિકા રે, કરી વળી સઘળો સાજ રે. પ્રા૦
જુગતે નાટક જોવા ભણી રે, અંતેઉર પરિવાર;
નગર લોક સહુ આવીયા રે, વળી બહુ નરને નાર રે. પ્રા૦
અંબર તળ પહોંચે ઈસ્યો રે, વચ્ચે આરોપ્યો વંશ;
ચિહું દિશિ બાંધ્યા દોરડાં રે, ખસે નહીં એક અંશ રે. પ્રા૦
વંશ ઉપર એક પાટીયું રે, માંડ્યું તેણી વાર;
ઉપર ખીલો રાખીને રે, તે ઉપર પગ સાર રે. પ્રા૦

ખડગ ધર્યો જમણી દિશા રે, પાવડી પહેરી પાય;
ડાબી કોરે ઢાલ જ ગ્રહી રે, દોરે ચાલ્યો જાય રે. પ્રા૦ ૧૫
અંગુઠા વચ્ચે ધરી પાવડી રે, વંશ મથાળે આવ્યો તેહ;
બીજી ઢાળે રમતો થકો રે, **માલ**મુનિ કહે એહ રે. પ્રા૦ ૧૬

## દોહા

દોર થકી અવળે મુખે, ઉલટી ગુલટી ખાય;
પુંગીએ ડુંટી રાખીને, ઘુમરી ફરતો જાય.–૧
શસ્ત્ર ઉપર શિર રાખીને, ઉંધે મસ્તક ઠરાય;
કટાર બાંધી પગ તળે, અણીયે ચાલ્યો જાય.–૨
નાટકડી રંભા જિસી, ઇંદ્રાણી અનુહાર;
વંશ તળે ઊભી રહી, કરી સોળે શણગાર.–૩
વારૂ વજાવે ઢોલકી, ગાહા તે ગોરી ગાય;
વંશ પાછળ ફરતી થકી, મનમાં પ્રીતમ ધ્યાય.–૪

## ઢાળ ત્રીજી

## (૯૫)

હવે ન જાઉં મહી વેચવા રે લાલ— એ રાગ.

હવે નાટકણી મન ચિંતવે રે લો, પ્રભુ પૂરજો એહની આશ;
મ્હારા વ્હાલાજી હો.
મહેલ મૂકયા મુજ કારણે રે લો, વંશ ચડયો આકાશ.
મ્હારા વ્હાલાજી હો, હું તુજ ઉપર વારણે રે લો.
એ આંકણી.—૧
માત પિતા છોડી કરી રે લો,છોડી આપનો સહુ સાથ; મ્હારા૦
દેતો દાન જે બહુ પરે રે લો, તે માગે લાંબો કરી હાથ.
મ્હારા૦—૨

બહુમૂલાં વસ્ત્ર જે પહેરતો રે લો, કાચ પહેરીને નાચે
તેહ; મ્હારા૦
નવી નવી રસવંતી જિમતો રે લો, માગે ઘરો ઘર એહ.
મ્હારા૦—૩
જો નાટક કરી ઉતરશે રે લો, **એલાચી** ગુણગેહ; મ્હારા૦
તો મુજ પિતા પરણાવશે રે લો, આણી અધિક સનેહ.
મ્હારા૦—૪
હવે મહીપતિ મન ચિંતવે રે લો, નાટકણીને નિહાળ; મ્હારા૦
એ વિધિએ હાથે ઘડી રે લો, ન ગમે બીજી કો બાળ.
મ્હારા૦—૫
અહો એહની લાવણ્યતા રે લો, અહો એહની ચાલ; મ્હારા૦
જો વશ આવે માહરે રે લો, તો બીજી મૂકું ટાળ.
મ્હારા૦—૬
એ પાખે એકે ઘડી રે લો, જાય છે તે જમવાર; મ્હારા૦
કુળદેવીની પૂજા કરૂં રે લો, એ મેળવો કિરતાર. મ્હારા૦—૭
જો નાટકીયો વંશથી રે લો, પડી મરે નિરધાર; મ્હારા૦
તો પટરાણી એહને રે લો, હું કરૂં પ્રાણાધાર. મ્હારા૦—૮
એહવે તે **ઇલાચી**ઓ રે લો, રમતો હસતો ચડી દોર; મ્હારા૦
ઉતરી આવી ભૂપાળને રે લો, પ્રણમ્યો ચતુર ચકોર. મ્હારા૦—૯
લોક સહુ રાજા વિના રે લો, પામ્યા કૌતુક પ્રેમ; મ્હારા૦
એ નાટક એવી કળા રે લો, કિહાં શીખ્યો હશે કેમ.
મ્હારા૦—૧૦
તવ નૃપ કહે નાયક સુણો રે લો, તુમે છો ચતુર સુજાણ;
મ્હારા૦

નાટક મેં નિરખ્યો નહીં રે લો, રાજકાજમાં ધ્યાન.
મ્હારા૦—૧૧
તો નાટક ફરીને કરો રે લો, હવે દેઉં તુમ દાન; મ્હારા૦
બીજી વાર વંશે ચડયો રે લો, કરવા નાટક તાન. મ્હારા૦–૧૨
ઘાતકળા ખેલી ઘણી રે લો, વિષયે વ્યાપ્યો કરે કામ; મ્હારા૦
તિમ બીજી વાર તે ઉતરી રે લો, કરે નૃપને પ્રણામ.
મ્હારા૦—૧૩
મહીપતિ મનમાં ચિંતવે રે લો,હજી ન થયો મુજ કામ;મ્હારા૦
ક્ષેમકુશળે કેમ આવિયો રે લો, એકે ન પહોતી હામ.
મ્હારા૦—૧૪
એ નાટકણી માહરે રે લો, આવે તે કેણે પ્રકાર; મ્હારા૦
ઢાળ ત્રીજી કહી ભાવશું રે લો, **માલ** મુનિ સુખકાર.
મ્હારા૦—૧૫

## દોહા

નાટક તેં કીધો હશે, મેં નવિ દીઠો લગાર;
તે માટે ફરીને કરો, જોઉં હવે ઇણિ વાર.–૧
લોક સહુ મન દુઃખ ધરે, વિષય વિલુધો રાય;
નાટકણી લેવા ભણી, કરવા માંડયો ઉપાય.–૨
કામાતુર નર જે થયો, ન ગણે કાજ અકાજ;
તિમ એ સુંદરી દેખીને, મન ચળીયો મહારાજ.–૩

## ઢાળ ચોથી

(૯૬)

ન્હાનો નાહલો રે. એ રાગ.

ટોળું નાટકીયા તણું રે, ગાયે કરતું શોર, અચરિજ સાંભળો રે.
ઢિંગ ઢિંગ વાજે ઢોલડા રે, ઠમ ઠમ કરીને જોર. અચરિજ૦ ૧

ઠુમ ઠુમ કરી ઠેકો દીએ રે, ઉંચા તે અસમાન; અચરિજ૦
કરી ખ્યાલ ગાવે ભલા રે, કદી ન સાંભળ્યા કાન. અચ૦-૨
વળી ભલા ભલા મુખ ઉચ્ચરે રે, નાટકણી વારંવાર; અચરિજ૦
નાટકીયા શિર સેહરો રે, એ મુજ પ્રાણ આધાર. અચ૦-૩
તુમે મુજ જીવન આતમા રે, પ્યારા વાલમ છો પ્રેમ; અચ૦
સાહસધીર તુમે સાહિબા રે, શું હારી બેઠા છો એમ. અચ૦-૪
ફરી નાટક દેખાડીને રે, રીઝવો રાય ઉલ્લાસ; અચરિજ૦
દાન આપેજો ભૂપતિ રે, તો સવિ પહોંચે આશ. અચ૦-૫
**ઇલાચી** મન ઉમહ્યો રે, હરખ ધરીને અપાર; અચરિજ૦
નાટક કરવા કારણે રે, વંશ ચડ્યો ત્રીજી વાર. અચ૦-૬
રમી કરી તિમ ઉતર્યો રે, આવી નમ્યો નૃપ પાય; અચરિજ૦
નાટક મેં નવિ નિરખીયો રે, નાટક હિત ચિત્ત લાય. અચ૦-૭
રાણીએ નૃપ વાણી સુણી રે, કોપ ચઢ્યો તતકાળ; અચરિજ૦
નાટકણી શું મોહીયો રે, ધિક ધિક એ ભૂપાળ. અચ૦-૮
ઢોલ ધમક્કા વાજતે રે, ચડીયો ચોથી વાર; અચરિજ૦
અનેક કળા ખેલી કરી રે, ઉતરીયો તેણી વાર. અચરિજ-૯
રાયે ઉત્તમ ઈમ ભાખીયો રે, દેખું હવે નૃત્ય ફેર; અચરિજ૦
લોભ વશે જે એ થયો રે, મોહ મદન લીયો ઘેર. અચ૦-૧૦
નાટકણી વળતું કહે રે, અનોપમ નાટક રીત; અચરિજ૦
દેખાડી હવે ભૂપને રે, રીઝવો એહનું ચિત્ત. અચ૦-૧૧
**ઈલાકુમાર** ચડીયો ભલો રે, પાંચમી વાર નિરાબાધ; અચ૦
વંશ મથાળે જઇ રહ્યો રે, તવ દીઠો એક સાધ. અચ૦-૧૨
એ નગરી માંહે આવતો રે, ગોચરીએ અણગાર; અચરિજ૦
**માલમુનિ** કહે અતિ ભલી, ચોથી ઢાળ ઉદાર. અચ૦-૧૩



શ્રી ઈલાચીકુમારની સજ્ઝાય : ૧૧૧--૧૧૨

### દોહા

ફરતો આહારને કારણે, આવ્યો ધનપતિ ગેહ
તસ ઘરણી રૂપસુંદરી, દીઠી એકલી તેહ. -૧
રૂપે રંભા હરાવતી, ચાલંતી ગજગેલ;
સોળ શણગાર સજ્યા ભલા, જાણી એ મોહનવેલ. -૨
અદ્ભુત રૂપ તે દેખીને, થોભે શશિને સૂર;
સાધુ નારી એ બેહુ જણા, ચડતે જોબન પૂર. -૩
સાત આઠ પગ સામા જઈ, જબ દીઠા મુનિરાય;
વાંધા બે કર જોડીને, આણંદ અંગ ન માય. -૪
આજ સફળ દિન માહરો, ચડ્યો ચિંતામણી આજ;
તુમ દરિસણે પાવન થઇ, તારણ તરણ જહાજ. -૫
મોદક લેઈ માનિની, થાળ ભરી મનોહાર;
મધુરાં વચનો બોલતી, વિનવે વારંવાર. -૬
અનુગ્રહ કરો અણગારજી, મુનિ માંહે શિરદાર;
ચતુરા ચોક માંહે રહી, વહોરાવે તેણિ વાર. -૭
નીચી નજર સાધુ તણી, માન્ય કરો મહાનુભાવ;
વંશ ઉપરથી નિરખીયો, ઈલાચી તિણ પ્રસ્તાવ. -૮

---

## ઢાળ પાંચમી

( ૯૭ )

આદિ જિણંદ મયા કરો.—એ રાગ.

**ઇલાચી** ચિત્ત ચિંતવે, ઇંદ્રાણી અવતારો રે;
ધન્ય ધન્ય એ મુનિરાયને, નવિ જુવે નયન વિકારો રે. ઈલા૦-૧

અહો અહો સમતા એહની, અહો નિરલોભી નિર્ગ્રંથ રે;
નિરખે નહીં એ નારીને, અહો અહો સાધુનો પંથ રે. ઇલા૦–૨
એ કુળવંતી સુંદરી, કંચનવરણી કાયા રે;
અદભુત રૂપ ઊભી અછે, પણ મુનિ મન ન ડગાયા રે. ઇલા૦–૩
એક માયે એહને જણ્યો, એક જનમ્યો મુજ માય રે;
સરસવ મેરૂનો આંતરો, કિહાં હું એ મુનિરાયો રે. ઇલાચી૦–૪
ભારેકર્મી હું થયો, મેલી કુલ આચાર રે;
નીચ નાટકણીને કારણે, છોડી દીધો વ્યવહાર રે. ઇલાચી૦–૫
એ નારીના સંગથી, વંશ ચડયો હું આકાશ રે;
જો ચવું એહના ધ્યાનથી, તો પહોચું નરકાવાસ રે. ઈલા૦–૬
દાન લેવાને કારણે, ક્રોડો કરૂં ઉપાય રે;
તો એ પણ દેતો નથી, પડયો મોહફંદે રાય રે. ઇલા૦–૭
સાધુને આપે શ્રાવિકા, મોદક મનને ઉલ્લાસ રે;
લ્યો લ્યો કહેતાં લેતા નથી, તો ધન્ય એહને શાબાશ રે. ઈ૦–૮
ધન્ય વેળા ધન્ય તે ઘડી, મૂકું મોહની જાળ રે;
થઈએ મુનિવર સારીખો, છોડી આળ પંપાળ રે. ઈલા૦–૯
મોહ તણે જોરે કરી, નાટક ફરી ફરી કીધ રે;
પાંચમી ઢાળ સોહામણી, માલે કહી સુપ્રસિદ્ધ રે. ઈલા૦–૧૦

---

## દોહા

કાયા માયા કારમી, કારમો સહુ પરિવાર;
કૂડી રચના મેં કરી, ધિક ધિક વિષય વિકાર.—૧
સંસારે ભમતાં થકાં, બાંધ્યાં બહુલાં કર્મ;
તે છોડી હવે ધ્યાઈ શું, સાચો શ્રી જિનધર્મ.—૨

અનિત્ય ભાવના ભાવતો, પામ્યો કેવળનાણ;
વંશ ઉપર સિંહાસણે, થઈ બેઠો સુખ જાણ. ૩

## ઢાળ છઠ્ઠી

(૯૮)

જીરણશેઠ ભાવના ભાવે રે.—એ રાગ.

હવે નરપતિ મન ચિંતવેજી રે, મેં ધ્યાયો માઠો રે ધ્યાન;
ધન્ય ઇલાચીકુમારનેજી રે, પામ્યા પરમ નિધાન.
સુગુણનર, ભાવ વડો સંસાર.— ૧
નાટકણીના ધ્યાનથીજી રે, મેં બાંધ્યાં બહુલા પાપ;
કૂડાં વિચાર મેં ચિંતવ્યાજી રે, તે કિમ તરશું આપ. સુ૦— ૨
મેં કૃષ્ણલેશ્યાએ કરીજી રે, રૌદ્ર ધ્યાન ધર્યો એમ;
નરક તણાં દળ મેળવ્યાંજી રે, હાહા છૂટીશ હવે કેમ. સુ૦— ૩
અપકીર્તિ મેં નવિ ગણીજી રે, કુળની લોપી મેં લાજ;
કામ રાગ સ્નેહ બાંધીયોજી રે, કિમ પામીશ ભવ પાર. સુ૦— ૪
નરકની ખાણ નારી અછેજી રે, નરકની દીવી છે સાર;
કૂડ કપટની કોથળીજી રે, મળ મૂત્રનો ભંડાર. સુ૦— ૫
શું મોહ્યો તિણ ઉપરેજી રે, ધિકધિક વિષય વિકાર;
એમ ચિંતવતાં રાયનેજી રે, ઉપન્યું કેવળ સાર. સુ૦— ૬
પટરાણી હવે ચિંતવેજી રે, જુઓ રાજાની વાત;
મુજ સરખી રાણી ધરેજી રે, તો પણ વિષયને ધ્યાત. સુ૦— ૭
નાટકણી નીચ જાતનીજી રે, રાજાએ કીધો મોહ;
વિષય વિકારના ધ્યાનથીજી રે, જાય છે બે ભવ ખોહ. સુ૦— ૮
વાંક નહીં એ રાયનોજી રે, મોહે વિટંબ્યા નર વૃંદ;
નારીએ નર છેતર્યાજી રે, મ્હોટો માયાનો ફંદ. સુ૦— ૯

મૂરખ જન મ્હારૂં ગણેજી રે, ર્હારૂં નથી જગ કોય;
કેહનો રાજા કેહની રાણીયોજી રે, કો કેહનું નવિ હોય. સુ૦-૧૦
ધિક વિષય ધિક મોહનીજી રે, ધિક સંસાર અસાર;
છાંડયો તે સુખીયા થયાજી રે, ધન્ય તાસ અવતાર. સુ૦-૧૧
હવે સંયમ આવે ભલોજી રે, તો કારજ હોય સિદ્ધ;
ઇમ ધ્યાતાં તિહાં ઉપન્યુંજી રે, કેવળજ્ઞાન પ્રસિદ્ધ. સુ૦-૧૨
હવે નાટકણી ચિંતવેજી રે, ધિક ધિક વિષય વિકાર;
મુજ કારણ માત તાતનેજી રે, તજ્યાં એણે સંસાર. સુ૦-૧૩
ધિક મુજ કાયા કારમીજી રે, જેણે મોહ્યો ભૂપાળ;
અનરથકારી એ ઘણોજી રે, ધિક રૂપની મોહ જાળ. સુ૦-૧૪
તે ધન્ય માનવ ભવ લહીજી રે, જે કરે જન્મ પ્રમાણ;
મૂકી મમતા મોહનેજી રે, સંયમ લીયે ગુણખાણ. સુ૦-૧૫
મુજ રૂપે મોહ્યા હતાજી રે, ઇલાચી વળી રાય;
પાતક કેમ છૂટશુંજી રે, એમ ઊભી પસ્તાય. સુ૦-૧૬
નિજ આતમને નિંદતીજી રે, ધ્યાતી ધર્મનું ધ્યાન;
નાટકણીને ઉપન્યુંજી રે, ઉત્તમ કેવળજ્ઞાન. સુ૦-૧૭
શાસનદેવી આવીનેજી રે, વેષ આપ્યો તેણી વાર;
કેવલ મહોત્સવ સુર કરેજી રે, આવીને તેણી વાર. સુ૦-૧૮
કર્મ ખપાવી મુગતે ગયાજી રે, ઉત્તમ જીવ એ ચાર;
ઈમ જાણી ભાવ આદરોજી રે, તો પામો ભવ પાર. સુ૦-૧૯
સંવત અઢાર પંચાવનેજી રે, જેઠ માસે સુખકાર;
ષટ ઢાળે કરી ગાઇયોજી રે, રહી ચોમાસો અંજાર. સુ૦-૨૦
શ્રી પૂજ્ય શ્રી ખૂબચંદજી રે, તસ શાસન સુખદાય;
પૂજ્ય નાથાજી પસાયથીજી રે, માલ મુનિ ગુણ ગાય. સુ૦-૨૧

## શ્રી કવિયણ કૃત

# શ્રી ખંધકકુમારની સજ્ઝાય

(૯૯)

ક્ષણ લાખેણી રે જાય.—એ રાગ.

શ્રી સીમંધર પાય નમીજી, માગું એક પસાય;
**ખંધકકુમાર** ગુણ ગાવતાંજી, મારે હઈડે હરખ અપાર.
મુનિવર જુઓ ભગવંતનું રે જ્ઞાન.- ૧
**સાવથ્થી** નગરી સોહામણીજી, **કનકકેતુ** તિહાં રાય;
**ખંધકકુમાર** સોભાગીયોજી, મલી કુંવરી તેની માંય. મુનિ૦ ૨
વન જાય મુનિવર વાંદવાજી, વચન સુણી વૈરાગ;
માતપિતાને એમ કહેજી, લેશું સંયમભાર. મુનિ૦- ૩
માતપિતા વળતાં ઈમ કહેજી, તું નાનડીયોરે બાળ;
ચારિત્ર છે વત્સ દોહીલોજી, જેસી ખાંડાની ધાર. મુનિ૦- ૪
પંચ મહાવ્રત પાળવાજી, પંચ મેરૂ સમાન;
દોષ બેંતાલીશ ટાળવાજી, લેવો સુઝતો આહાર. મુનિ૦- ૫
મોહ દાવાનળ પ્રજળેજી, હઈડે ઉઠી રે ઝાળ;
મ્હારો કુંવર છે નાનડોજી, રખે દુહવ્યો સુકુમાળ. મુનિ૦- ૬
રાય રાણીને વિનવેજી, રાણી કરો ને વિચાર;
પાંચશે જણ વર્તી કરોજી, મેલો કુમારની સાથ. મુનિ૦- ૭
પાંચ સુમતિ તીન ગુપતિશુંજી, મુનિવર કરે રે વિહાર;
નગરી કુંતિ આવીયાજી, જન મન હરખ અપાર. મુનિ૦- ૮
નગરી તો બનેવી તણીજી, ડર નહિ એક લગાર;
નોકર તો કામે ગયાજી, એકલા રહ્યા સાધ. મુનિ૦- ૯

વહોરણ વેળા પાંગર્યાજી, નગરી કીયો રે પ્રવેશ;
શીર દાઝે પાય બળેજી, મમતા નહિ લવ લેશ. મુનિ૦–૧૦
રાય રાણી સોગઠે રમેજી, દષ્ટે દીઠો રે સાધ;
મુજ બંધવ ઈમહી જ હતાજી, નયણ વછુટયાં નીર. મુનિ૦–૧૧
રાય રાણીને નીરખતાંજી, રાય મન હુઓ રે વીખવાદ;
રાયે જન હંકારીયાંજી, જતીનો કરો પરીહાર. મુનિ૦–૧૨
રાયના જન સાથે થયાજી, જતીની સાહી રે બાંહ્ય;
અમને રાયે આદેશીયાજી, બંધન દીધા રે સાધ. મુનિ૦–૧૩
ધીરજ તો સાધુ ધરેજી, ન લીયે આપણો રે નામ;
સમતાભાવે ચાલીયાજી, લેતાં ભગવંતનું રે નામ. મુનિ૦–૧૪
સ્મશાન ભૂમિકા લેઈ ચાલ્યાજી, કોપ ચડયો તેણી વાર;
ત્વચા ઉતારી દેહનીજી, ના આણ્યો રોષ લગાર. મુનિ૦–૧૫
પરિસહ તો સાધુ સહેજી, અંતગડ કેવલી રે હોય;
આઠ કર્મનો ક્ષય કરેજી, પહોંચ્યા મુકિત સોય. મુનિ૦–૧૬
ઝાડે પંખી ધ્રુજીયાંજી, રોયા રોઝ શિયાળ;
ત્વચા ઉતારી જીવતાંજી, તે રાણીનો વીર. મુનિ૦–૧૭
હાહાકાર નગરી હુઈજી, જોવા મળીયાં રે લોક;
રાય રાણી જોવાં મળ્યાંજી, મળીયાં રાણો રાણ. મુનિ૦–૧૮
નોકર તો ચૌદીશે જોઈજી, ના દેખે મુનિના રે પાય;
કયાંય તે દીસે નહિજી, હઇડો મ્હારો ભરાય. મુનિ૦–૧૯
હવે આમણ દુમણ નીકળ્યાજી, ચેડી પૂછે રે વાત;
કીહાંથી આવ્યા કીહાં જશોજી, કુણ તણા રાજદૂત. મુનિ૦–૨૦
સાવથ્થી નગરી અમે વસીયેજી, કનકકેતુ તિહાં રાય;
ખંધકકુમાર સંયમ લીયોજી, તેહની ચોકી થાય. મુનિ૦–૨૧
વચન સુણી ચેડી તણુંજી, હઇડે ઉઠી રે ઝાળ;

હા હા મેં એ શું કર્યુંજી, હણીયો નાનડીયો બાળ. મુનિ૦-૨૨
પરિસહ તો સાધુ સહેજી, અવર સહ્યાં નહિ જાય;
આઠ કરમનો ક્ષય કરીજી, પામ્યાં સુખ અનંત. મુનિ૦-૨૩
રાય રાણીને વિનવેજી, રાણી કરો રે વિચાર;
બંધવનાં દુઃખ દોહીલાંજી, લે શું સંયમ ભાર. મુનિ૦-૨૪
મણિ માણેકને મોતીયાંજી, છોડચો રયણ ભંડાર;
મમતા મૂકી રાજ્યનીજી, લે શું સંયમ ભાર. મુનિ૦-૨૫
મમતા મૂકી રાજ્યનીજી, છોડચો સઘળો રે સાથ;
રાય રાણી સંયમ લીયેજી, પાંચસો ને પરિવાર. મુનિ૦-૨૬
કેવળજ્ઞાની સમોસર્યાજી, પ્રશ્ન પૂછે રે રાય;
આગે હતાં કે નવાં બાંધીયાંજી, તે ભાંખો ઋષિરાય. મુનિ૦-૨૭
ઘણે કાળે બાંધ્યા હુતાજી, જે નથી હુવા રે ક્ષય;
શૂર પણે પરિસહ સહ્યાજી, પહોંચ્યા મુકિત મોઝાર. મુનિ૦-૨૮
વચન સુણી કેવળી તણુંજી, અધિકો હુઓ વૈરાગ;
આઠ કરમનો ક્ષય કરીજી, પહોંચ્યા મુકિત મોઝાર. મુનિ૦-૨૯
કર જોડી **કવિયણ** ભણેજી, સુણજો ભવીયણ લોક;
કર્મતણાં બંધ મત કરોજી, જાઓ શિવપુર લોક. મુનિ૦-૩૦

---

## શ્રી સૌભાગ્યસાગર કૃત

# જંબુસ્વામીનું ચોઢાળીયું

### દોહા

સરસતિ પદપંકજ નમી, પામી સુગુરૂ પસાય;
ગુણ ગાતાં **જંબુસ્વામીના**, મુજ મન હર્ષ ન માય.-૧

યૌવનવય વ્રત આદરી, પાળે નિરતિચાર;
મન વચન કાયા સુદ્ધ શું, જાઉં તસ બલિહાર.–૨

## ઢાળ પહેલી

(૧૦૦)

રાજગૃહી નગરી ભલી રે લાલ, બાર યોજન વિસ્તારરે; ભવિક જન.
**શ્રેણિક** નામે નરેસરૂ રેલાલ, મંત્રી **અભયકુમાર** રે.ભવિક જન.
ભાવ ધરી નિત્ય સાંભળો રે લાલ.—૧
**ૠષભદત્ત** વ્યવહારીયો રે લાલ, વસે તિહાં ધનવંત રે; ભવિક૦
**ધારણી** તેહની ભારજા રે લાલ, શીલાદિક ગુણવંત રે. ભા૦–૨
સુખ સંસારનાં વિલસતાં રે લાલ, ગર્ભ રહ્યો શુભદિન્ન રે; ભ૦
સુપન લહ્યું જંબુવૃક્ષનું રે લાલ, જનમ્યો પુત્ર રતન્ન રે. ભાવ૦–૩
જંબુકુમાર નામ સ્થાપીયું રે લાલ, સ્વપ્ન તણે અનુસાર રે; ભ૦
અનુક્રમે યૌવન પામીયો રે લાલ, હુઓ ગુણભંડાર રે. ભા૦–૪
ગ્રામાનુગ્રામ વિચરતાં રે લાલ, આવીયા સોહમસ્વામી રે; ભ૦
પૂર જન વાંદવાં આવીયાં રે લાલ,સાથે જંબુ ગુણ ધામરે.ભા૦–૫
ભવિક જનના હિત ભણી રે લાલ, ભવ દુઃખ તારણહાર રે; ભવિ૦
દેશના સુણી જંબુકુમારે રે લાલ, સંયમ લીધો મનકોડ રે.ભા–૬

## ઢાળ બીજી

(૧૦૧)

ગુરૂ વાંદી ઘર આવીયા રે, પામી મન વૈરાગ;
માત પિતા પ્રત્યે વીનવે રે, કરશું સંસારનો ત્યાગ.
માતાજી અનુમતિ દ્યો મુજ આજ.—૧
ચારિત્ર પંથ છે દોહીલો રે, વ્રત છે ખાંડાની ધાર;

લઘુવય છે વત્સ તુમ તણી રે, કેમ પળે પંચાચાર.
કુમારજી વ્રતની મ કરો વાત,તું મુજ એકજ અંગ જાત.કુ૦ વ્ર૦-૨
એકલા વિહારે વિચરવું રે, રહેવું વન ઉદ્યાન;
ભૂમિસંથારે પોઢવું રે, ધરવું ધર્મનું ધ્યાન. કુમા૦ વ્રત૦-૩
પાય અડવાણે ચાલવું રે, ફરવું દેશ વિદેશ;
નિરસ આહાર લેવો સદા રે, પરિસહ કેમ સહેશ.કુમા૦ વ્રત૦-૪
કુમાર કહે માતા પ્રતે રે, એ સંસાર અસાર;
તન ધન યૌવન કારમું રે, જાતા ન લાગે વાર. માતા૦ અનુ૦-૫
માતા કહે આલ્હાદથી રે, વત્સ પરણો શુભ નાર;
યૌવનવય સુખ ભોગવી રે, પછી લેજો સંયમ ભાર. કુમ૦ વ્ર૦-૬
માતા પિતાએ આગ્રહ કરી રે, પરણાવી આઠ નાર,
જળથી કમળ જેમ ભિન્ન રહે રે, તેમ રહે જંબુકુમાર. વ્ર૦-૭

---

## ઢાળ ત્રીજી

(૧૦૨)

સનેહી પ્રીતમને કહે કામિની, સુણો સ્વામી અરદાસ, સુગુણી
જન સાંભળો.
સનેહી અમૃતસ્વાદ મૂકી કરી, કહો કોણ પીવે છાશ. સુગુ૦-૧
સનેહી કામકળા રસ કેળવો, મૂકોજી વ્રતનો ધંધ; સુગુણી૦
સનેહી પરણીને શું પરિહરો, હાથ મેલ્યાનો સંબંધ. સુગુ૦-૨
સનેહી ચારિત્ર વેળુ કવળ જિસ્યું, તેમાં કિસ્યો સવાદ; સુગુણી૦
સનેહી ભોગ સામગ્રી પામી કરી, ભોગવો ભોગ આલ્હાદ. સુ૦-૩
સનેહી ભોગ તે રોગ અનાદિનો, પીડે આતમ અંગ; સુગુણી૦
સનેહી તે રોગ સમાવવા, ચારિત્ર છે રે રસાંગ. સુગુણી૦-૪

સનેહી કિંપાકફળ અતિ ફુટડાં, ભક્ષતાં લાગે મિષ્ટ; સુગુણી૦
સનેહી વિષ પસરે જબ અંગમાં, ત્યારે હોવે અનિષ્ટ. સુ૦-૫
સનેહી દીપ ગ્રહી નિજ હાથમાં, કોણ ઝંપાવે કૂપ; સુગુણી૦
સનેહી નારી તે વિષ વેલડી, વિષયફલ વિષ વિરૂપ. સુ૦-૬
સનેહી એહવું જાણી પરિહરો, સંસાર છે માયાજાળ; સુગુણી૦
સનેહી જો મુજશું તુમ નેહ છે,તો વ્રત લ્યો થઈ ઉજમાળ.સુ૦-૭

---

## ઢાલ ચોથી

(૧૦૩)

એહવે **પ્રભવો** આવીયો, પાંચસેં ચોરની સંગ રે;
વિદ્યાએ તાળાં ઉઘાડીયાં, ધન લેવાને ઉમંગ રે. નમો નમો શ્રી
જંબુસ્વામીને.-૧
જંબુએ નવપદ ધ્યાનથી, સ્થંભ્યા તે સવિ દંભ રે;
સ્થંભ તણી પેરે સ્થિર રહ્યા, **પ્રભવો** પામ્યો અચંભ રે. ન૦-૨
**પ્રભવો** કહે જંબુ પ્રત્યે, દ્યો વિદ્યા મુજ એહ રે;
**જંબુ** કહે એ ગુરૂ કને, છે વિદ્યાનું ગેહ રે. નમો નમો૦-૩
પંચ સય ચોર તે બુઝવી, બુઝવ્યાં માય તાય રે;
સાસુ સસરા નારી બુઝવી, સંયમ લેવા જાય રે. નમો૦-૪
પંચ સયા સત્તાવીશ શું, પરવર્યો **જંબુ**કુમાર રે;
**સોહમ** ગણધરની કને, લીયે ચારિત્ર ઉદાર રે. નમો૦ ૫
**વીરથી** વીશમે વરસે, થયા યુગપ્રધાનો રે;
ચૌદ પૂર્વ અવગાહીને, પામ્યા કેવળજ્ઞાનો રે. નમો૦ ૬
વરસ ચોસઠ પદવી ભોગવી, સ્થાપી **પ્રભવ**સ્વામી રે;
અષ્ટ કર્મનો ક્ષય કરી, થયા શિવ ગતિ ગામી રે. નમો૦ ૭

સંવત અઢાર તેરોત્તરે, રહ્યા **પાટણ** ચોમાસ રે;
ચરમ કેવળીને ગાવતાં, હોયે લીલ વિલાસ રે. નમો૦ ૮
**મહિમાસાગર** સદ્દગુરૂ, તાસ તણે સુપસાય રે;
**જંબુસ્વામી** ગુણ ગાઈયા, **સૌભાગ્યે** ધરીય ઉત્સાહ રે. ન૦ ૯

## શ્રી હેતવિજયજીકૃત

# શ્રી જંબુસ્વામીની સજઝાય

(૧૦૪)

રાજગ્રહી નગરી વસે, **ઋષભદત્ત** વ્યવહારી રે;
તસ સુત **જંબુકુમર** નમું, બાળપણે બ્રહ્મચારી રે. ૧
**જંબુ** કહે જનની સુણો, સ્વામી **સુધર્મા** આવ્યા રે;
દીક્ષા લેશું તે કને, અનુમતિ દ્યો મોરી માયા રે. જંબુ૦ ૨
માતા કહે સુણો બેટડા, વાત વિચારી કીજે રે;
તરૂણ પણે તરૂણી વરી, છાંડી કેમ છુટીજે રે. માતા૦ ૩
આગે **અરણિક** મુનિવરા, ફરી પાછા ઘર આવ્યા રે;
નાટકણી નેહે કરી, **આષાઢાભૂતિ** ભોળાયા રે. માતા૦ ૪
વેશ્યા વશ પડીઆ પછી, **નંદિષેણ** નગીનો રે;
આદ્ર દેશનો પાટવી, **આદ્રકુમાર** કાંકીનો રે. માતા૦ ૫
સહસ વરસ સંજમ લીઓ, તોયે પાર ન પાયા રે;
પૂરવને કરમે કરી, પછી ઘણું પસ્તાયા રે. માતા૦ ૬
મુનિવર **રહનેમિજી**, **નેમિ** જિનેસર ભાઈ રે;
**રાજિમતી** દેખી કરી, વિષય તણી મતિ આઈ રે. માતા૦ ૭
દીક્ષા છે વત્સ દોહીલી, પાળવી ખાંડાની ધાર રે;
સરસ નિરસ અન્ન જિમવું, ડાભ સંથારે સૂવું રે. માતા૦ ૮

દીક્ષા છે વત્સ દોહિલી, કહ્યું હમારૂં કીજે રે;
પરણો પનોતા પદમણી, પુરો મનોરથ ભાઈ રે. માતા૦ ૯
જંબુ કહે જનની સુણો, ધન **ધન્નો** અણગાર રે;
**મેઘ** મુનિસર મોટકો, **શાલિભદ્ર** સંભાળો રે. જંબુ૦ ૧૦
**ગજસુકુમાલ** ગુણે ભર્યો, આતમ સાધન કીનો રે;
ષટમાસી તપને પારણે, **ઢંઢણે** કેવલ લીધો રે. જંબુ૦ ૧૧
**દશાણભદ્રે** કેવલ લહી, ઈંદ્રને પાયે લગાડયો રે;
**પ્રસન્નચંદ્ર** કેવલ લહી, પામ્યા છે પરમ આણંદો રે. જંબુ૦ ૧૨
એમ અનેક બહુ મુનિવર હુવા, કહેતાં પાર ન પાવે રે;
અનુમતિ ઘો મોરી માતાજી, ખીણ લાખીણો જાય રે. જંબુ૦ ૧૩
પાંચસેં સતાવીસ સાથે, **જંબુકુમર** પરવરીઓ રે;
પંચમહાવ્રત ઉચરી, ભવજલ સાયર તરીઓ રે. જંબુ૦ ૧૪
જંબુ ચરમ જ કેવલી, તાસ તણા ગુણ ગાયા રે;
પંડિત **લલિતવિજય** તણા, **હેતવિજય** સુપસાયા રે. જંબુ૦ ૧૫

---

(૧૦૫)

સરસ્વતી સામિની વિનવું, સદ્ગુરૂ લાગુંજી પાય;
ગુણરે ગાશું **જંબુસ્વામીના**, હરખ ધરી મનમાંય.
ધન ધન ધન જંબુસ્વામીને. ૧
ચારિત્ર છે વત્સ દોહિલું, વ્રત છે ખાંડાની ધાર;
પાય અડવાણેજી ચાલવું, કરવાજી ઉગ્ર વિહાર. ધન૦ ૨
મધ્યાન્હ પછી કરવી ગોચરી, દિનકર તપે રે નિલાડ;
વેળુ કવળ સમ કોળીઆ, તે કિમ વાળ્યા રે જાય. ધન૦ ૩
કોડી નવાણું સોવન તણી, તમારે છે આઠેજી નાર;
સંસાર તણાં સુખ સુણ્યાં નહિ, ભોગવો ભોગ ઉદાર. ધન૦ ૪

**રામે સીતાને** વિજોગડે, બહોત કિયા રે સંગ્રામ;
છતી રે નારી તુમે કાંઇ તજો, કાંઇ તજો ધનને ધામ. ધન૦ ૫
પરણીને શુંજી પરિહરો, હાથ મેલ્યાનો સંબંધ;
પછી તે કરશો સ્વામી ઓરતો, જિમ કીધો **મેઘમુણિંદ**. ધન૦ ૬
**જંબુ** કહે રે નારી સુણો, અમ મન સંયમ ભાવ;
સાચો સ્નેહ કરી **લેખવો**, તો સંયમ લો અમ સાથ. ધન૦ ૭
તેણે સમે **પ્રભવોજી** આવીઓ, પાંચશે ચોર સંઘાત;
તેને પણ **જંબુસ્વામીએ** બુઝવ્યો, બુઝવ્યા માતને તાત. ધ૦ ૮
સાસુ સસરાને પણ બુઝવ્યા, બુઝવી આઠે નાર;
પાંચસેં સત્તાવીશ શું, લીધોજી સંયમ ભાર. ધન૦ ૯
**સુધર્મા**સ્વામી પાસે આવીયા, વિચરે છે મનને ઉલ્લાસ;
કર્મ ખપાવી કેવળ પામીયા, પહોંચ્યા છે મુક્તિ મોઝાર. ધન૦૧૦

શ્રી શાંતિકુશલમુનિ કૃત

# શ્રી સનતકુમાર ચક્રવર્તિની સજ્ઝાય

(૧૦૬)

સરસતિ સરસ વચન રસ માગું, તોરા પાયે લાગું;
**સનતકુમાર** ચક્રી ગુણ ગાઉં, જિમ હું નિર્મળ થાઉં.
રંગીલા રાણા રહો જીવન રહો રહો, મેરે **સનતકુમાર**,
વિનવે સવિ પરિવાર.– ૧
રૂપ અનુપમ ઇંદ્રે વખાણ્યું, સુર સુણી ઈમ વાચા;
બ્રાહ્મણ રૂપ કરી દોય આયા, ફરી ફરી નિરખત કાયા. રંગી૦– ૨
જેહવો વખાણ્યો તેહવો, રૂપ અનુપમ ભારી;
સ્તવના સાંભળી મનમાં હરખ્યો, આણ્યો ગર્વ અપારી. રં૦– ૩

અબ શું નિરખો લાલ રંગીલે, ખેળ ભરી મુજ કાયા;
નાહી ધોઈ જબ છત્ર ધરાવું, તબ જોજો મોરી કાયા. રં૦– ૪
મુગટ કુંડળ હાર મોતીના, કરી શણુગાર બનાયા;
છત્ર ધરાવી સિંહાસન બેઠા, તબ ફરી બ્રાહ્મણ આયા. રં૦– ૫
દેખી જોતાં રૂપ પલટાણું, સુણુ હો ચક્રી રાયા;
સોળ રોગ તેરી દેહમાં ઉપન્યા, ગર્વ મ કર કાચી કાયા. રં૦– ૬
કળમળીયો ઘણું ચક્રી મનમાં, સાંભળી દેવની વાણી;
તુરત તંબોલ નાંખીને જોવે, રંગ ભરી કાયા પલટાણી. રં૦– ૭
ગઢ મઢ મંદિર માળીયાં મેલ્યાં, મેલી તે સવિ ઠકુરાઇ;
નવનિધિ ચૌદ રતન સવિ મેલ્યાં, મેલી તે સકળ સજાઈ. રં૦– ૮
હય ગય રથ અંતેઉરી મેલી, મેલી તે મમતા માયા;
એકલડો સંયમ લેઈ વિચરે, કેડ ન મેલે રાણા રાયા. રં૦– ૯
પાયે ઘુઘરી ઘમઘમ વાજે, ઠમ ઠમ કરતી આવે;
દશ આંગુલિયે બે કરજોડી, વિનતી ઘણીય કરાવે. રં૦–૧૦
તુમ પાખે મોરૂં દિલડું દાઝે, દિન કેહી પરે ગમીજે,
એક લાખને બાણું સહસને, નયણે કરી નિરખીજે. રં૦–૧૧
માત પિતા હેતે કરી ઝૂરે, અંતેઉર સવિ રોવે;
એકવાર સન્મુખ જુઓ ચક્રી, **સનતકુમાર** નવિ જોવે. રં૦–૧૨
ચામર ઢોળાવો છત્ર ધરાવો, રાજ્યમેં પ્રતપો રૂડા;
છ ખંડ પૃથ્વી આણ મનાવો, તે કિમ જાણ્યા કૂડા. રં૦–૧૩
છત્ર ધરે શિર ચામર ઢાળે, રાજન પ્રતપો રૂડે;
છ ખંડ પૃથ્વી રાજ્ય ભોગવો, છ માસ લગેં ફરે કેડે. રં૦–૧૪
તવ ફરી દેવ છળવા તે કારણ, વૈદ્ય રૂપ લહી આવે;
તપ શક્તિએ કરી લબ્ધિ ઉપની, થુંકે કરી રોગ સમાવે. રં૦–૧૫
બે લાખ વરસ મંડળીક ચક્રી, લાખ વરસની દીક્ષા;

પંદરમાં જિનવરને વારે, નરદેવ કરે જીવ રક્ષા. રં૦-૧૬
**શ્રીવિજયસેનસૂરીશ્વર** વાણી, **તપગચ્છ** રાજે જાણી;
**વિનયકુશળ** પંડિતવર ખાણી, તસ ચરણે ચિત્ત આણી. રં૦-૧૭
સાતસેં વરસે રોગ સમાયો, કંચન સરખી કાયા;
**શાંતિકુશળ** મુનિ એમ પયંપે, દેવલોક ત્રીજા પાયા. રં૦-૧૮

# શ્રી ભરત ચક્રવર્તિની સજ્ઝાય

(૧૦૭)

આભરણ અલંકાર સઘળાં ઉતારી, મસ્તક સેંતી પાગી;
આપો આપ થઈને બેઠા, તવ દેહ દીસે છે નાગી.
**ભરતેશ્વર** ભૂપતિ ભયો રે વૈરાગી.-૧
અનિત્ય ભાવના એસી રે ભાવી, ચાર કરમ ગયા ભાગી;
દેવતાએ દીધો ઓઘો મુહપત્તિ, જેહ જિનશાસનના રાગી.
ભરતે૦-૨
સ્વાંગ દેખી **ભરતેશ્વર** કેરો, સહિયરો હસવાને લાગી;
હસવાની અબ ખબર પડેગી, રહેજો અમશું આઘી. ભરતે૦-૩
ચોરાશી લાખ હયવર ગયવર, છન્નુ ક્રોડ હૈ પાગી;
ચોરાશી લાખ રથ સંગ્રામી, તતક્ષણ દીધા છે ત્યાગી. ભરતે૦-૪
ચાર ક્રોડ મણ અન્ન નિત્ય સીઝે, દશ લાખ મણ લુણ લાગી;
ચોસઠ સહસ અંતે ઉરી ત્યાગી, સુરતા મોક્ષસેં લાગી. ભરતે૦-૫
અડતાલીશ કોસમાં લશ્કર પડે છે, દુશ્મન જાય છે ભાગી;
ચૌદ રતન તો અનુમતિ માગે, મમતા સહુ શું ભાગી. ભરતે૦-૬
તીન ક્રોડ ગોકુળ ઘણુ દુઝે, એક ક્રોડ હળ ત્યાગી;
ચોસઠ સહસ અંતેઉરી ત્યાગી, મમતા સહુ શું ભાગી. ભરતે૦-૭

ભરી સભામાં **ભરતેશ્વર** બોલ્યા, ઉઠો ખડા રહો જાગી;
આ લોક ઉપર નજર ન દેશો, નજર દેજો તુમે આગી. ભરતે૦-૮
વચન સુણી **ભરતેશ્વર** કેરાં, દશ સહસ્ર ઉઠયા છે જાગી;
કુટુંબ કબીલો હાટ હવેલી, તતક્ષણ દીધાં છે ત્યાગી. ભરતે૦-૯
એક લાખ પૂરવ લગે, સંયમ કેવળ સાર;
શેષ અઘાતી કર્મ ખપાવી, પહોંત્યા મુકિત મોઝાર. ભરતે૦-૧૦

## શ્રી રામવિજયજી કૃત

# શ્રી ભરતબાહુબલીનું દ્વિઢાળીયું

### દોહા

સ્વસ્તિ શ્રી સારદા ભણી, પ્રણમી ઋષભ જિણંદ;
ગાશું તસ સુત અતિ બળી, **બાહુબળી** મુનિચંદ.- ૧
**ભરતે** સાઠ સહસ વરસ, સાધ્યા ષટ ખંડ દેશ;
અતિ ઉત્સવ આણંદશું, વિનિતા કીધ પ્રવેશ.- ૨
ચક્રરત્ન આવે નહીં, આયુદ્ધશાળા માંહ;
મંત્રીશ્વર **ભરતને** તદા, કહે સાંભળ તું નાહ.- ૩
સ્વામી તેં નિજ ભુજબળે, વશ કીધા ષટ ખંડ;
પણ **બાહુબળી** ભ્રાતનો, નવિ દીઠો ભુજ દંડ.- ૪
સુર નર માંહે કો નહિ, તસ જીપણ સમરત્થ;
તો પ્રભુ તુમ બળ જાણશું, જો સહશો તુજ હત્થ.- ૫
સુણતાં મંત્રી વયણ ઈમ, ચક્રી હુવો સતેગ;
**બાહુબળી** ભણી મોકલ્યો, નામે દૂત **સુવેગ**.- ૬
ભટ રથ હયવર ઠાઠશું, દૂતે કીધ પ્રયાણ;
શુકન હુવા બહુ બહુ વંકડા, પણ સ્વામીની આણ.- ૭

ધરા ઓલંઘી અતિ ઘણી, આવ્યો **બહુલી** દેશ;
જિહાં કોઈ **બાહુબળી** વિના, જાણે નહિ નરેશ.– ૮
**તક્ષશિલા** નગરી જિહાં, **બાહુબળી** ભૂમિંદ;
દૂત **સુવેગ** જઈ તિહાં, પ્રણમ્યો પાય અરવિંદ.– ૯
**બાહુબળી** પૂછે કુશળ, **ભરત** તણો પરિવાર;
ચતુરાઇ શું દૂત તવ, બોલે બોલ વિચાર.–૧૦
આસન અડધું બેસવા, આપે સુરપતિ જાસ;
લક્ષ જક્ષ સેવા કરે, જગત કરે જસ આશ.–૧૧
હેલે જિત્યા ખંડ ષટ, ખેદ ન હુતો કોય;
**ઋષભદેવ** સાનિધ્ય કરે, તસ કિમ કુશળ ન હોય.–૧૨
પણ પ્રભુ તુમ આવ્યા વિના, માને સકળ નિરત્થ;
કામ નહિ હવે ઢીલનું, સેવો પ્રભુ સમરત્થ.–૧૩
નહિ તો જો તે કોપશે, કોઈ ન રહેશે તીર;
તસ ભુજ દંડ પ્રહાર એક, સહશે તુજ શરીર.–૧૪
એ સેના વળી એ ઋદ્ધિ, તિહાં લગે જાણો સર્વ;
જિહાં લગે એ કોપ્યો નહિ, મૂકો તે ભણી ગર્વ.–૧૫

---

## ઢાળ પહેલી

(૧૦૮)

રાગ બંગાળી

જારે શું તુજ મારૂં દૂત, **બાહુબળી** બોલે થઈ ભૂત; રાજા નહિ નમે.
કોપે ચડયો હું ત્હારો રે નાહિ, એક મુઠીયે ઘરૂં ધરતી માંહિ. રાજા૦—૧

હું તો જાણુતો તો તાતજી જેમ, ભાઈપણાનો હવે જાણ્યો પ્રેમ; રાજા૦
એહ જ માહરો કહેજે ગુજ, જો બળ હોય તો કરજે ઝુજ.
રાજા૦—૨

દેઈ ચપેટા કાઢ્યો દૂત, વિલખો થઈ વિનીતાએ પહુંત; રાજા૦
સંભળાવ્યો સઘળો વૃતાંત, કોપ્યો ભરતપતિ જેમ કૃતાંત.
રાજા૦—૩

રણભંભા વજડાવી જામ, સેના સજ્જ હુઈ સઘળી તામ; રાજા૦
ક્રોડ સવા નિજ પુત્ર સકજ્જ, રણના રસિયા હુવા સજ્જ. રાજા૦-૪

લાખ ચોરાશી વર ગજરાજ, ઘોડા લાખ ચોરાશી સાજ; રાજા૦
લાખ ચોરાશી રથવાળા જાણુ, લાખ ચોરાશી ધૂરે નિશાણ.
રાજા૦—૫

પાયક છન્નુ કોડિ ઝુઝાર, વિદ્યાધર કિન્નર નહિ પાર; રાજા૦
એમ સુભટની કોડા કોડ, રણ રસે બાંધી હોડા હોડ. રાજા૦-૬

પૃથ્વી કંપી સેનાને પૂર, રજશું છાયો અંબર સૂર; રાજા૦
સોળ લાખ વાજે રણતુર, ચક્રી ચાલ્યો સેનાને પૂર. રાજા૦-૭

પહોંત્યો બહુળી દેશની સીમ, સુણી બાહુબળી થયો અતિ
ભીમ; રાજા૦

ત્રણ લાખ બાહુબળીના રે પૂત, ક્રોધે ચઢયા જાણે જમનારે દૂત.
રાજા૦—૮

સેના સમુદ્ર તણે અનુહાર, કહેતાં કિમહી ન આવે પાર; રાજા૦
ચક્રીશ્વરની સેના સર્વ, તૃણ જેમ ગણતો મ્હોટો ગર્વ. રાજા૦-૯

પહેરી કવચ અસવારી કીધ, બાહુબળી રણ ડંકા દીધ; રાજા૦
ભરતે પહેર્યો વજ્ર સનાહ, ગજ રતને ચઢયો અધિક ઉચ્છાહ.
રાજા૦—૧૦

બેહુ સામાં આવ્યાં સેન, કંપ્યા ગગને પૃથ્વી જેણ; રાજા૦
ઘોડે ઘોડા ગજે ગજરાજ, પાળે પાળા અડે રણકાજ; રાજા૦–૧૧
ઝળકે ભાલા ભીમ ખડગ્ગ, તીરે છાયો ગગનનો મગ્ગ; રાજા૦
શૂર સુભટ લડે છે તેમ, નાંખે ઉલાળી ગજ કાંકરી જેમ. રા૦–૧૨
રૂધિર નદીયો વહે ઠામો ઠામ, બાર વરસ એમ કીધો સંગ્રામ; રાજા૦
બેહુમાં કોઈ ન હાર્યો જામ, ચમર સૌધર્મેંદ્ર આવ્યા તામ.
રાજા૦—૧૩
તાતજી સૃષ્ટિ કરી છે એહ, કાંઈ પમાડો તેહને છેહ; રાજા૦
ભાઈ હોય ગ્રહો રણ ભાર, જેમ ન હોય જનનો સંહાર. રા૦–૧૪
માન્યું વચન બે ભાઈએ જામ, દેવે થાપ્યા ત્યાં પંચ સંગ્રામ; રાજા૦
દૃષ્ટિ વચન બાહુ મૂષ્ટિ ને દંડ, બેહુ ભાઈ કરે યુદ્ધ પ્રચંડ.
રાજા૦—૧૫

## દોહા

અનિમિષ નયણે જોવતાં, ઘડી એક થઈ જામ;
ચક્રીનાં નયણે તુરત, આવ્યાં આંસુ તામ. ૧
સિંહનાદ **ભરતે** કિયો, જાણે ફુટયો બ્રહ્માંડ;
ગેંડા નાદ **બાહુબળે**, તે ઢાંકયો અતિ ચંડ. ૨
**ભરતે** બાહુ પસારીયો, તે વાળ્યો જિમ કંબ;
વાનર જિમ હીંચે **ભરત**, **બાહુબળી** ભુજ લંબ. ૩
**ભરતે** મારી મુષ્ટિકા, **બાહુબળી** શિર માંય;
જાનુ લગે **બાહુબળી**, ધરતી માંહિ જાય. ૪
ગગન ઉછાળી **બાહુબળે**, મૂકી એહવી મૂઠ;
પેઠો **ભરતેશ્વર** તુરત, ધરતી માંહે આકંઠ. ૫
**ભરત** દંડે **બાહુ** તણો, ચૂર્યો મુગટ સહેર;

**ભરત** તણો **બાહુબળે**, કિયો કવચ ચકચૂર. ૬
બોલ્યા સાખી દેવતા, હાર્યો **ભરત** નરેશ;
**બાહુબળી** ઉપર થઈ, ફૂલવૃષ્ટિ સુવિશેષ. ૭
ચક્રી અતિ વિલખો થયો, વાચા ચૂકયો તામ;
**બાહુબળી** ભાઈ ભણી, મૂકયું ચક્ર ઉદ્દામ. ૮
ઘરમાં ચક્ર ફરે નહિ, કરી પ્રદક્ષિણા તાસ;
તેજે ઝળહળતું થકું, આવ્યું ચક્રી પાસ. ૯
**બાહુબળી** કોપે ચઢયો, જાણે કરૂં ચકચૂર;
મૂઠી ઉપાડી મારવા, તવ ઉગ્યો દયા અંકુર. ૧૦
તામ વિચારે ચિત્તમેં, કિમ કરી મારૂં ભ્રાત;
મૂઠી પણ કિમ સંહરૂં, આવી બની હોય વાત. ૧૧
હસ્તિ દંત જે નીકળ્યા, તે કિમ પાછા જાય;
એમ જાણી નિજ કેશનો, લોચ કરે નર રાય. ૧૨

## ઢાળ બીજી

જિન વચને વૈરાગીયો હો ધન્ના—એ રાગ.

(૧૦૯)

તવ **ભરતેશ્વર** વિનવે રે ભાઈ, ખમો ખમો મુજ અપરાધ;
હું ઓછો ને ઉછાંછળોરે ભાઈ, તું છે અતિહી અગાધ રે.
**બાહુબળી** ભાઈ, યું કયું કીજે બે....૧. એ આંકણી.
તું મુંજ શિરનો શેહરો રે ભાઇ, હું તુજ પગની રે ખેહ;
એ સવિ રાજ્ય છે તાહરૂં રે ભાઇ, મને માને તસ દેય રે.
બાહુ૦ યું૦ ૨
હું અપરાધી પાપીઓ રે ભાઈ, કીધાં અનેક અકાજ;
**લોભવશે મુકાવીયાં** રે ભાઈ, ભાઈ અઠ્ઠાણુંના રાજ રે. બાહુ૦ યું૦ ૩

એક બંધવ પણ તું માહરે રે ભાઈ, તે પણ આદરે એમ;
તો હું અપજશ આગળો રે ભાઈ, રહીશું જગમાં કેમ રે.
બાહુ૦ ચું૦ ૪
ક્રોડ વાર કહું તુજને રે ભાઇ, તાતજી **ઋષભની** આણ;
એક વાર હસી બોલને રે ભાઈ, કર મુજ જન્મ પ્રમાણ રે.
બાહુ૦ ચું૦ ૫
ગુનોહ ઘણો છે માહરો રે ભાઈ, બક્ષીસ કરીય પસાય;
રાખો રખે દુમણુ કિશી રે ભાઈ, લળી લળી લાગું છું પાયરે.
બાહુ૦ ચું૦ ૬
ચક્રીને નયણે ઝરે રે ભાઈ, આંસુડાં કેરી ધાર;
તે દુઃખ જાણે તે ઉરે રે ભાઇ, કે જાણે કિરતાર રે. બાહુ૦ ચું૦ ૭
નિજ નયરી વિનીતા ભણી રે ભાઇ, જાતાં ન વહે પાય;
હા! હા! મૂરખ મેં શું કિયું રે ભાઈ, ઈમ ઊભો પસ્તાય રે.
બાહુ૦ ચું૦ ૮
વિવિધ વચન **ભરતેશ**નાં રે ભાઈ, સુણિ નવિ રાચ્યા તેહ;
લીધું વ્રત તે કયું ફિરે રે ભાઈ, જિમ હથેળીમાં રેહ રે.
બાહુ૦ ચું૦ ૯
કેવલ લહી મુગતે ગયા રે ભાઈ, **બાહુબળી** અણગાર;
પ્રાતઃસમય નિત્ય પ્રણમીયે રે ભાઈ, જિમ હોય જય જયકાર રે.
બાહુ૦ ચું૦ ૧૦

**કળશ**

**શ્રી ઋષભજિન**ના સુપસાય ઇણિ પરે, સંવત સત્તર ઇકોતરે,
ભાદ્રવા સુદિ પડવા તણે દિન, રવિવાર ઉલટ ભરે;
**વિમળવિજય** ઉવઝાય સદ્ગુરૂ, શીશ તસ શ્રી શુભવરે,
**બાહુબળી** મુનિરાજ ગાતાં. **રામવિજય** જય શ્રી વરે. ૧૧

### શ્રી જીવવિજયજી કૃત

# શ્રી પૃથ્વીચંદ્ર અને ગુણસાગરનું ત્રિઢાળિયું

## દોહા

શાસન નાયક સુખકરૂં, વંદી વીર જિણંદ;
**પૃથ્વીચંદ્ર** મુનિ ગાવશું, **ગુણસાગર** સુખકંદ.—૧
ઉત્તમના ગુણ ગાવતાં, ગુણ આવે નિજ અંગ;
વાત ઘણી વૈરાગ્યની, સાંભળજો મન રંગ.—૨
**શંખ કળાવતી** ભવ થકી, ભવ એકવીશ સંબંધ;
ઉત્તરોત્તર સુખ ભોગવી, એકવીશમે ભવે સિદ્ધ.—૩
પણ એકવીશમા ભવ તણો, અલ્પ કહું અધિકાર;
સાંભળજો સનમુખ થઈ, આતમને હિતકાર.—૪

## ઢાળ પહેલી

(૧૧૦)

કંત તમાકુ પરિહરો.—એ રાગ.

નગરી અયોધ્યા અતિ ભલી, રાજ્ય કરે હરિસિંહ; મેરે લાલ
પ્રિયા પદ્માવતી તેહને, સુખવિલસે ગુણ ગેહ. મેરે લાલ.
ચતુર સનેહી સાંભળો. એ રાગ.—૧
સર્વારથથી સુર ચવી, તસ કુખે અવતાર; મેરે લાલ.
રૂપકળા ગુણ આગળો, પૃથ્વીચંદ્ર કુમાર. મેરે લાલ. ચતુર૦—૨
સમ પરિણામી મુનિ સમો, નિરાગી નિરધાર; મેરે૦
પિતા પરણાવે આગ્રહે, કન્યા આઠ ઉદાર. મેરે૦ ચતુર૦—૩

ગીત વિલાપની સમ ગણે, નાટક કાય કલેશ; મેરે૦
આભૂષણ તનુ ભાર છે, ભોગને રોગ ગણેશ. મેરે૦ ચતુર૦-૪
હું નિજ તાતને આગ્રહે, સંકટ પડીયો જેમ; મેરે૦
પણ પ્રતિબોધું એ પ્રિયા, માત પિતા પણ એમ. મેરે૦ ચતુર૦-૫
જો સવિ સંયમ આદરે, તો થાયે ઉપકાર; મેરે૦
એમ શુભધ્યાને ગુણનિલો, પહોંત્યો ભવન મોઝાર. મેરે.ચતુર૦-૬
નારી આઠને ઈમ કહે, સાંભળો ગુણની ખાણ; મેરે૦
ભોગવતાં સુખ ભોગ છે, વિપાક કડવાં જાણ. મેરે૦ ચતુર૦-૭
કિંપાક ફ્ળ અતિ મધુર છે, ખાધે છંડે પ્રાણ; મેરે૦
તેમ વિષય સુખ જાણજો, એહવી જિનની વાણ. મેરે૦ ચતુર૦-૮
અગ્નિ જો તૃપ્તિ ઇંધણે, નદીએ જલધિ પૂરાય; મેરે૦
તો વિષયસુખ ભોગથી, જીવ એ તૃપ્તો થાય. મેરે૦ ચતુર૦-૯
ભવ ભવ ભમતાં જીવડે, જેહ આરોગ્યાં ધાન; મેરે૦
તે સવિ એકઠાં જો કરે, તો સવિ ગિરિવર માન. મેરે૦ ચતુર૦-૧૦
વિષયસુખ પરલોકમેં, ભોગવીયાં ઈણ જીવ; મેરે૦
તો પણ તૃપ્ત જ નવિ થયો, કાળ અસંખ્ય અતીવ. મેરે૦ ચ૦-૧૧
ચતુરાં સમજો સુંદરી, મુંઝો મત વિષયને કાજ; મેરે૦
સંસાર અટવી ઉતરી, લહિયે શિવપુર રાજ. મેરે૦ ચતુર૦-૧૨
કુમરની વાણી સાંભળી, બુઝી ચતુર સુજાણ; મેરે૦
લઘુકર્મી કહે સાહિબા, ઉપાય કહો ગુણખાણ. મેરે૦ ચતુર૦-૧૩
કુમર કહે સંયમ ગ્રહો, અદ્ભુત એહ ઉપાય; મેરે૦
નારી કહે એમ વિસરજો, સંયમે વાર ન થાય. મેરે૦ ચતુર૦-૧૪
કુમર કહે પડખો તુમે, હમણાં નહિ ગુરૂ જોગ; મેરે૦
સદ્ગુરૂ જોગે સાધશું, સંયમ છંડી ભોગ. મેરે૦ ચતુર૦-૧૫

માત પિતા મન ચિંતવે, નારીને વશ નવિ થાય; મેરે૦
ઉલટી નારી વશ કરી, કુમરનું ગાયું ગાય. મેરે૦ ચતુર૦—૧૬
જો હવે રાજા કીજીએ, તો ભળશે રાજ્યને કાજ; મેરે૦
નરપતિ ઇમ મન ચિંતવી, થાપે કુમરને રાજ. મેરે૦ ચતુર૦—૧૭
પિતા ઉપરોધે આદરે, ચિંતે મોહના ઘાટ; મેરે૦
પાળે રાજ્ય વૈરાગિયો, જોતો ગુરૂની વાટ. મેરે૦ ચતુર૦—૧૮
રાજ્યસભાએ અન્યદા, પૃથ્વીચંદ્ર સોહંત; મેરે૦
ઇણુ અવસર વ્યવહારીયો, **સુધન** નામ આવંત. મેરે૦ ચ૦—૧૯
રાજા પૂછે તેહને, કોણુ કોણુ જોયા દેશ; મેરે૦
આશ્ચર્ય દીઠું જે તમે, ભાંખો તેહ વિશેષ. મેરે૦ ચતુર૦—૨૦
શેઠ કહે સુણુ સાહિબા, એક વિનોદની વાત; મેરે૦
સાંભળતાં સુખ ઉપજે, ભાખું તે અવદાત. મેરે૦ ચતુર૦—૨૧

## દોહા

કૌતુક જોતાં બહુ ગયો, કાળ અનાદિ અનંત;
પણુ તે કૌતુક જગ વડું, સુણુતાં આતમ શાંત.—૧
કૌતુક સુણુતાં જે હુવે, આતમને ઉપકાર;
વક્તા શ્રોતા મન ગહગહે, કૌતુક તેહ ઉદાર.—૨

## ઢાળ બીજી

(૧૧૧)

ગિરિ વૈતાઢ્યની ઉપરે. એ—રાગ

આવ્યા ગજપુર નયરથી, તિહાં વસે વ્યવહારી રે લો;
અહો તિહાં વસે વ્યવહારી રે લો.
રત્નસંચય તસ નામ છે, સુમંગળા તસ નારી રે લો;
અહો સુમંગળા તસ નારી રે લો.—૧

**ગુણસાગર** તસ નંદનો, વિદ્યા ગુણનો દરીયો રે લો; અ૦વિ૦
ગોખે બેઠો અન્યદા, જુએ તે સુખ ભરીયો રે લો. અ૦જુ૦–૨
રાજપંથે મુનિ મલપતો, દીઠો સમતા ભરીયો રે લો; અ૦દી૦
તે દેખી શુભ ચિંતવે, પૂરવ ચરણ સાંભળીયો રે લો. અ૦પૂ૦–૩
માતપિતાને એમ કહે, સુખીયો મુજ કીજે રે લો; અ૦સુ૦
સંયમ લેશું હું સહી, આજ્ઞા મુજ દીજે રે લો. અ૦આ૦–૪
માતપિતા કહે નાનડા, સંયમે ઉમાહ્યો રે લો; અ૦સં૦
તો પણ પરણો પદમણી, અમ મન હરખાવો રે લો. અ૦અ૦–૫
સંયમ લેજો તે પછી, અંતરાય ન કરશું રે લો; અ૦અં૦
વિનયે વાત અંગીકરી, પછે સંયમ વરશું રે લો. અ૦પ૦–૬
આઠ કન્યાના તાતને, ઈમ ભાખે વ્યવહારી રે લો; અ૦ઇ૦
અમ સુત પરણવા માત્રથી, થાશે સંયમધારી રે લો. અ૦થા૦–૭
ઈમ સુણી મન ચમકિયા, વર બીજો કરશું રે લો; અ૦વ૦
કન્યા કહે નિજ તાતને, આ ભવ અવર ન વરશું રે લો; અ૦આ૦-૮
જે કરશે એ ગુણનિધિ, અમો તેહ આદરશું રે લો; અ૦અ૦
રાગી વૈરાગી હોયમેં, તસ આણા શિરે ધરશું રે લો. જ૦ત૦–૯
કન્યા આઠના વચનથી, હરખ્યા તે વ્યવહારી રે લો; અ૦હ૦
વિવાહ મહોત્સવ માંડીયા, ધવળ ગાવે નારી રે લો. અ૦ધ૦–૧૦
**ગુણસાગર** ગિરૂઓ હવે, વરઘોડે વર સોહે રે લો; અ૦વ૦
ચોરી માંહે આવીયા, કન્યાનાં મન મોહે રે લો. અ૦ક૦–૧૧
હાથ મેળાવો હર્ષશું, સાજન જન સહુ મળિયા રે લો; અ૦સા૦
હવે કુમર શુભ ચિત્તમેં, ધર્મધ્યાન સાંભળીયાં રે લો. અ૦ધ૦-૧૨
સંયમ લેઈ સદ્‌ગુરૂ કને, શ્રુત ભણસું સુખકારી રે લો; અ૦શ્રુ૦
સમતા રસમાં ઝીલશું, કામ કષાયને વારી રે લો. અ૦કા૦–૧૩

ગુરૂ વિનય નિત્ય સેવશું, તપ તપશું મનોહારી રે લો; અ૦ત૦
દોષ બેંતાલીશ ટાળીશું, માયા લોભ નિવારી રે લો. અ૦મા૦-૧૪
જીવિત મરણે સમપણું, સમ તૃણ મણિ ગણશું રે લો; અ૦સ૦
સંયમ યોગે થિર થઈ, મોહરિપુને હણશું રે લો. અ૦મો૦-૧૫
**ગુણસાગર** ગુણશ્રેણિયે, થયા કેવળનાણી રે લો; અ૦થ૦
નારી પણ મન ચિંતવે, વરીયે અમે ગુણખાણીરે લો. અ૦વ૦-૧૬
અમે પણ સંયમ સાધશું, નાથ નગીના સાથે રે લો; અ૦ના૦
એમ આઠે થઈ કેવળી, કર પિયુડા હાથે રે લો. અ૦ક૦-૧૭
અંબર ગાજે દુંદુભિ, જય જયારવ કરતા રે લો; અ૦જ૦
સાધુવેષ તે સુરવરા, સેવાને અનુસરતા રે; અ૦સે૦-૧૮
**ગુણસાગર** મુનિરાજના, માતપિતા તે દેખી રે લો; અ૦મા૦
શુભ સંવેગે કેવળી, ઘાતી ચાર ઉવેખી રે લો. અ૦ઘા૦-૧૯
નરપતિ આવે વાંદવા, મન આશ્ચર્ય આણી રે લો; અ૦મ૦
**શંખ કળાવતિ** ભવ થકી, નિજ ચરિત્ર વખાણી રે લો.
અ૦નિ૦-૨૦
ભવ એકવીશ તે સાંભળી, બુઝયા કેઈ પ્રાણી રે લો; અ૦બુ૦
**સુધન** કહે સુણો સાહિબા, અત્ર આવ્યો ઉમાહી રે લો.
અ૦અ૦-૨૧
પણ તે કોતુક દેખવા, મનડો મુજ હરખાયો રે લો; અ૦મ૦
કેવળજ્ઞાની મુઝ કહે, શું કોતુક ઉલ્લાસે રે લો. અ૦શું૦-૨૨
એહથી અધિકું દેખશો, અયોધ્યા નામે ગ્રામે રે લો; અ૦અ૦
તે નિસુણી મુનિ પાય નમી, આવ્યો ઈણ ઠામેરે લો. અ૦આ૦-૨૩
કોતુક તુમ પ્રાસાદથી, જો શું સુજશકામી રે લો; અ૦સુ૦
એમ કહીને **સુધન** તિહાં, ઊભો શિર નામીરે લો. અ૦ઊ૦-૨૪

## દોહા

**પૃથ્વીચંદ્ર** તે સાંભળી, વાધ્યો મન વૈરાગ;
ધનધન તે **ગુણસાગરૂ**, પામ્યો ભવજલ તાગ. -૧
હું નિજ તાતને દાક્ષિણ્યે, પડિયો રાજ્ય મોઝાર;
પણ હવે નીસરશું કદા, થાશું કબ અણગાર. -૨

---

## ઢાળ ત્રીજી

### ( ૧૧૨ )

પૂજ્ય પધારો હો નગરી અમ તણી. એ રાગ.

ધન ધન જે મુનિવર ધ્યાને રમે, કરતાં આતમ શુદ્ધ; મુનીસર.
રાજા ચિંતે સદ્ગુરૂ સેવના, કરશું નિર્મળ બુદ્ધ. ધનધન૦- ૧
કબહુ શમ દમ સુમતિ સેવશું, ધરશું આતમધ્યાન; મુની૦
ઇમ ચિંતવતાં અપૂરવ ગુણ ચઢે, શ્રેણિએ શુકલધ્યાન.
મુ૦ ધન૦- ૨
ધ્યાનબળે સવિ આવરણ ક્ષય કરી, પામ્યા કેવળજ્ઞાન; મુની૦
હર્ષ ધરી સોહમપતિ આવીયા, દઈ વેશ વંદે બહુમાન.
મુ૦ ધન૦- ૩
સાંભળી માતપિતા મન સંભ્રમે, આવ્યા પુત્રની પાસ; મુની૦
એ શું એ શું એણી પરે બોલતાં, હરિસિંહ હર્ષ ઉલ્લાસ.
મુ૦ ધન૦- ૪
દયિતા આઠ સુણી મન હર્ષથી, ઉલટ અંગ ન માય; મુની૦
સંવેગ રંગ તરંગમેં ઝીલતી, આઠે કેવળી થાય.
મુ૦ ધન૦- ૫
સારથ **સુધન** મન ચિંતવે, કૌતુક અદ્ભુત દીઠ; મુની૦

નરપતિ પૂછે મુનિ ચરણે નમી, સ્નેહનું કારણ જિહ્‌.
મુ૦ ધન૦– ૬
કેવળી કહે પૂરવભવ સાંભળો, નયરી ચંપા જયરાય; મુની૦
સુંદરી પ્રિયમતિ નામે તેહને, કુસુમાયુધ સુત થાય.
મુ૦ ધન૦– ૭
સંપતિ સંયમ પાળી શુભ મના, વિજય વિમાન તે જાય; મુની૦
અનુત્તર સુખ વિલસી સુર તે ચવ્યાં, થયાં તુમે રાણી ને રાય.
મુ૦ ધન૦– ૮
કુસુમાયુધ પણ સંયમ સુર ચવી, થયો તુમ સુત તણે નેહ; મુની૦
માતપિતા પણ **પૃથ્વીચંદ્રનાં**, સુણી થયાં કેવળી તેહ.
મુ૦ ધન૦– ૯
સારથં પૂછે પૃથ્વીચંદ્રને, **ગુણસાગર** તુમે કેમ; મુનીસર૦
મુનિ કહે પૂરવ ભવ અમ નંદનો, કુસુમકેતુ તસ નામ.
મુ૦ ધન૦–૧૦
એહિ જ દયિતા હોયને તે ભવે, સંયમ પાળી તે સાર; મુની૦
સમ ધર્મેં સવિ અનુત્તર ઉપન્યા, આ ભવ પણ થઇ નાર.
મુ૦ ધન૦–૧૧
સાંભળી **સુધન** શ્રાવક વ્રત લહે, બીજા પણ બહુ બોધ; મુની૦
પૃથ્વી વિચરં **પૃથ્વીચંદ્રજી**, સાદિ અનંત થયા સિદ્ધ.
મુ૦ ધન૦–૧૨
નિતનિત ઉઠી હું તસ વંદન કરૂં, જેણે જગ જિત્યોરે મોહ;મુની૦
ચડતે રંગે હો સમ સુખ સાગરૂ, કરતો શ્રેણિ આરોહ.
મુ૦ ધન૦–૧૩
જગ ઉપકારી હો જગહેતુ વચ્છળુ, દીઠે પરમ કલ્યાણ; મુની૦

વિરહ મ પડશો હો એહવા મુનિ તણો, જાવ લહું નિરવાણ.
મુ૦ ધન૦-૧૪
મુનિવર ધ્યાને હો જન ઉત્તમ પદ વરે, રૂપ કળા ગુણ જ્ઞાન; મુની૦
કીર્તિ કમળા હો વિમળા વિસ્તરે, જીવવિજય ધરે ધ્યાન.
મુ૦ ધન૦-૧૫

---

શ્રી પૂજ્ય પાનાચંદજી કૃત

# શ્રી સુબાહુકુમારની સજ્ઝાય

(૧૧૩)

આજ હજારી ઢોલા પ્રાહુણો.—એ રાગ.

હવે **સુબાહુકુમાર** એમ ચિંતવે, અમે લેશું સંજમ ભાર;
માડી મોરી રે.
મા મેં વીરપ્રભુની વાણી સાંભળી, તેથી મેં જાણ્યો અથિર સંસાર.
માડી મોરી રે, હવે હું નહિ રાચું રે સંસારમાં.-૧
હાંરે જાયા સંજમ પંથ ઘણો આકરો, વ્રત છે ખાંડાની ધાર;
જાયા મોરા રે.
બાવીસ પરીસહ જિતવા, કરવાજી ઉગ્ર વિહાર. જાયા મોરા રે
તુજ વિના ઘડીએ ન નીસરે.—૨
હાંરે જાયા તુજ વિના સુના મંદિરમાળીયાં, તુજ વિના સુનો
સંસાર; જાયા૦
માણેક મોતીને મુદ્રિકા, કાંઈ ઋદ્ધિ તણો નહીં પાર. જા૦ તુ૦-૩

હાંરે માજી વનમાં તે રહે છે મરગલાં,તેની કોણુ કરે સંભાળ; મા૦
એ વન મૃગની પરે વિચરશું, અમે એકલડાં નિરધાર. માડી૦
હવે૦—૪
હાંરે માજી નરક નિગોદમાં હું ભમ્યો, કુંભીયે અનંતીવાર; મા૦
છેદન ભેદન મેં સહ્યાં, તે દુઃખ કહ્યો નવિ જાય. માડી૦ હ૦-૫
હાંરે જાયા પાંચશેં પાંચશેં નારીયો, કાંઈ રૂપે અપ્સરા સમાન; જા૦
ઉંચા તે કુળની ઉપની, રહેવા પાંચશો પાંચશો મહેલ. જાયા૦
તુજ૦—૬
હવે પાંચશેં વહુઓ એમ વિનવે, કાંઈ વડેરી કરે રે વિલાપ;
વાલમ મોરા રે.
તુમે તો સંયમ લેઈ ચાલશો, અમને કોણુનો દ્યો છો આધાર.
વાલમ મોરારે, વાલમ વિના કેમ રહી શકું.—૭
હાંરે માજી મુસાફર આવ્યો કોઈ પરૂણુલો, ફરી ભેગો થાય
કે ન થાય; માડી૦
એમ મનુષ્યભવ પામવો અતિ આકરો, ધર્મ વિના દુર્ગતિ
જાય. માડી૦ હવે૦—૮
હાંરે માજી કાચી તે કાયા કારમી, સડી પડી બગડી વીણુસી
જાય; માડી૦
એમ જીવડો જાય ને કાયા પડી રહે,મુવા પછી બાળી કરશે રાખ.
માડી૦ હવે૦—૯
હાંરે માજી માતપિતાને ભાઈ બ્હેનડી,નારી કુટુંબ પરીવાર; મા૦
અંતકાળે સહુ અળગા રહે, એક જિન ધર્મ તારણુહાર. મા૦
હવે૦—૧૦
હવે **ધારણી** માતા એમ ચીંતવે, આ પુત્ર નહિ રહે સંસાર;
ભવિક જનરે.

એક દિવસનું રાજ ભોગવી, સંજમ લીધો મહાવીર પાસ.
ભવિક જનરે, **સુબાહુકુમારે** સંજમ આદર્યો.—૧૧
તપ જપ કરી કાયા શોષવી, આરાધક થઈ ગયા પહેલે દેવલોક; ભવિક૦
પંદર ભવ જ્યાં પુરા થશે, મહાવિદેહક્ષેત્રે જાશે મોક્ષ. ભવિ૦ સુબાહુ૦—૧૨
સંવત અઢાર ત્રાણું સાલમાં, **વઢવાણ** શહેર મોઝાર; ભવિક૦
પૂજ્ય **ખુશાલજી**ના શિષ્ય ભણે, **પાનાચંદજી** કિયા ગુણગ્રામ.
ભવિ૦ 'સુબાહુ૦—૧૩

## શ્રી કવિયણ વિરચિત

# શ્રી અર્જુનમાળીની સજઝાય

(૧૧૪)

કિસકે ચેલે કિસકે પૂત.-એ રાગ.

સદ્ગુરૂ ચરણે નમિ કહું સાર,
**અર્જુનમાળી** મુનિ અધિકાર; ભવિ સાંભળો.
રૂડી રાજગૃહી પુરી જાણ,
રાજ કરે **શ્રેણિક** મહિ રાણ. ભવિ૦— ૧
નગરી નિકટ એક વાડી અનુપ,
સકળ તરૂ જિહાં શોભે સરૂપ; ભવિ૦
દીપે **મુદ્દગરયક્ષ** તિહાં દેવ,
**અર્જુનમાળી** કરે તસ સેવ; ભવિ૦— ૨

બંધુમતિ ગૃહિણી તસ જાણ,
રૂપ યોવને કરી રંભ સમાન; ભવિ૦
એકદા અર્જુનને ત્રિયા દેવ ગેહ,
ગયા વાડીએ બિહુ ધરી નેહ. ભવિ૦– ૩
ગોઠિલ ષટ્ નર આવ્યા તે વાર,
વિકળ થયા દેખી બંધુમતિ નાર; ભવિ૦
અર્જુનને બાંધી એકાંત,
ભોગવી બંધુમતિ હો મનને ખાંત; ભવિ૦– ૪
અર્જુન ચિંતે મુદ્દગરપાણિ આજ,
સેવકની તું કરજે સાજ; ભવિ૦
ઈમ નિસુણી યક્ષ પેઠો હો અંગ,
બંધન તોડી ચાલ્યો મન રંગ. ભવિ૦– ૫
ગોઠિલ ષટ નર સાતમી નાર,
મુદ્દગર શું મારીને ચાલ્યો તે વાર; ભ૦
દિન દિન ષટ નરને એક નાર,
હણ્યા છ માસ લગે એક હજાર. ભવિ૦– ૬
અસ્સેં સાઠ વળી ઉપર જાણ,
હણ્યા તે માણુસ મુદ્દગરપાણ; ભવિ૦
વિસ્તરી નગરી માંહે તે વાત,
લોક બીન્યા તે બહાર ન જાત. ભવિ૦– ૭
ઈણ અવસર રાજગૃહી ઉદ્યાન,
સમવસર્યા મહાવીર સુજાણ; ભવિ૦
શેઠ સુદર્શન સુણી તતકાળ,
વંદનને ચાલ્યો સુકુમાળ. ભવિ૦– ૮



શ્રી અર્જુનમાળીની સજ્ઝાય : પૃષ્ઠ ૧૪૨—૩

દેખી દોડયો યક્ષ હણુવાને કાજ,
શેઠે પ્રતિજ્ઞા કરી પંથમાં જ; ભવિ૦
ઉપસર્ગથી જો ઉગરૂં ઈણુ વાર,
પાળું નહિ તો જાવજીવ ચોવિહાર. ભ૦- ૯
કરી નમુત્થુણં ધરે હવે ધ્યાન,
ઉપાડયો હણુવા મુદ્‌ગરપાણુ; ભવિ૦
ધર્મ પ્રભાવે હાથ થંભ્યા આકાશ,
ગયો અર્જુન દેહથી યક્ષ નાશ. ભવિ૦-૧૦
ધરતી ઉપર પડયો અર્જુન દેહ,
ચિત્ત વળ્યું ઘડી એકને છેહ; ભવિ૦
શેઠ પ્રતિજ્ઞા અર્જુન પેખી,
કિહાં જાશો પૂછે સુવિશેષ. ભવિ૦-૧૧
વંદવા જાશું શ્રી મહાવીર,
સાંભળી સાથે થયો તે ધીર; ભવિ૦
વાણી સુણી ઉપજ્યો વૈરાગ,
લીધું ચારિત્ર અર્જુને ધરી રાગ. ભવિ૦-૧૨
કીધાં રે કર્મ ખપાવવા કાજ,
રાજગૃહી પાસે રહ્યા રૂષિરાજ; ભવિ૦
યક્ષ રૂપે હણીયા જે જીવ,
તેહનું વૈર વાળી મારે સદૈવ. ભાવિ૦-૧૩
થપાટ પાટુને મૂઠીના માર,
નિવિહ જોડા ને પત્થર પ્રહાર; ભવિ૦
ઝાપટ ઈંટ કોરડા નહિ પાર,
હણે લાઠી કેઇ નર હજાર. ભવિ૦-૧૪

શુભ પરિણામે સાધુ સહે સદૈવ,
　　ત્હારાં કીધાં તું ભોગવે જીવ; ભવિ૦
અભ્યાસે આંણી શુભ ધ્યાન,
　　કેવળ લહી પામ્યા શિવ થાન. ભવિ૦-૧૫
સંવત સત્તર સુડતાળે ઉલ્લાસ,
　　શહેર **રાણકપુર** કર્યું ચોમાસ; ભવિ૦
કહે **કુવિયણ** કરજોડી હેવ,
　　**મુક્તિ** તણા ફળ દેજ્યો દેવ. ભવિ૦-૧૬

---

શ્રી કવિયણ વિરચિત

# શ્રી ધન્નાશાલિભદ્રની સજ્ઝાય

(૧૧૫)

રાજગૃહી નગરી મોઝારેજી, વણઝારા દેશાવર સારેજી;
　ઇણ વણજેજી, રતનકંબળ લેઇ આવીયાજી.- ૧
લાખ લાખની વસ્તુ લાખેણી, એ વસ્તુ છે અતિ ઝીણી;
　કાંઈ પરિમલજી, ગઢમઢ મંદિર પરિહરીજી.- ૨
પૂછે ગામને ચોતરે, લોક મળ્યા વિધવિધ પરે;
　જઇ પૂછોજી, **શાલિભદ્રને** મંદિરેજી.- ૩
શેઠાણી **ભદ્રા** નિરખેજી, રતનકંબળ લેઈ પરખેજી;
　લેઈ પહોંચાડીજી, **શાલિભદ્રને** મંદિરેજી.- ૪
તેડાવ્યો ભંડારીજી, વીશ લાખ નિરધારીજી;
　ગણી દેજોજી, એહને ઘર પહોંચાડજોજી.- ૫

રાણી કહે રાજાજી, આપણું રાજ કિશે કાજજી;
મુજ કાજેજી, એક ન લીધી કાંમળીજી.– ૬
સુણ હો ચેલણા રાણીજી, એ વાત મેં જાણીજી;
પીછાણીજી, એ વાતનો અચંબો ઘણોજી.– ૭
દાતણ તો જબ કરશુંજી, શાલિભદ્ર મુખ જોશુંજી;
શણગારોજી, ગજ રથ ઘોડા પાલખીજી.– ૮
આગળ કુંતલ હીંચાવંતા, પાછળ પાત્ર નચાવંતા;
રાય શ્રેણિકજી, શાલિભદ્ર ઘેર આવીયાજી.– ૯
પહેલે ભવને પગ દીયો, રાજા મનમાં ચમકિયો;
કાંઈ જોજોજી, આ ઘર તો ચાકર તણાંજી.–૧૦
બીજે ભંવને પગ દીયો, રાજા મનમાં ચમકિયો;
કાંઈ જોજોજી, આ ઘર તો સેવક તણાંજી.–૧૧
ત્રીજે ભવને પગ દીયો, રાજા મનમાં ચમકિયો;
કાંઈ જોજોજી, આ ઘર તો દાસી તણાંજી.–૧૨
ચોથે ભવને પગ દીયો, રાજા મનમાં ચમકિયો;
કાંઈ જોજોજી, આ ઘર તો શ્રેષ્ઠિ તણાંજી.–૧૩
રાજા શ્રેણિકની મુદ્રિકા, ખોવાઇ ખોળ કરેજી કાં;
માય ભદ્રાજી, થાળ ભરી તવ લાવીયાંજી.–૧૪
જાગો જાગો મોરા નંદનજી, કેમ સૂતા આણંદજી;
કાંઈ આંગણેજી, શ્રેણિક રાય પધારીયાંજી.–૧૫
હું નવિ જાણું માતા બોલમાં, હું નવિ જાણું માતા તોલમાં;
તુમે લેજોજી, જેમ તમને સુખ ઉપજેજી.–૧૬
પૂર્વે કદી પૂછંતાં નહિ, તો આમાં શું પૂછો સહિ;
મોરી માતાજી, હું નવિ જાણું વણજમાંજી.–૧૭

રાય કરિયાણું લેજોજી, મ્હો માગ્યા દામ દેજોજી;
  નાણું ચૂકવીજી, રાય ભંડારે નંખાવી દીયોજી.–૧૮
વળતી માતા ઇમ કહે, સાચ નંદન સદ્દહે;
  કાંઈ સાચેજી, શ્રેણિક રાય પધારીયાજી.–૧૯
ક્ષણમાં કરે કાંઈ રાજીયો, ક્ષણમાં કરે બેરાજીયો;
  કાંઈ ક્ષણમાંજી, ન્યાય અન્યાય કરે સહિજી.–૨૦
પૂર્વે સુકૃત નવિ કીધાં, સુપાત્રે દાન નવિ દીધાં;
  મુજ માથેજી, હજુ પણ એહવા નાથ છે જી.–૨૧
અબ તો કરણી કરશુંજી, પંચવિષય પરિહરશુંજી;
  પાળી સંયમજી, નાથ અનાથ થશું સહિજી.–૨૨
ઇંદુયત અંગ તેજજી, આવે સહુને હેજજી;
  નખશિખ લગેજી, અંગોપાંગ શોભે ઘણુંજી.–૨૩
મુક્તાફળ જિમ ચળકેજી, કાને કુંડલ ઝળકેજી;
  રાજા શ્રેણિકેજી, શાલિભદ્ર ખોળે લીયોજી.–૨૪
રાજા કહે સુણો માતાજી, તુમ કુમર સુખશાતાજી;
  હવે એહનેજી, પાછો મંદિર મોકલોજી.–૨૫
શાલિભદ્ર નિજ ઘર આવ્યાજી, રાય શ્રેણિક મહેલ સિધાવીયાજી;
  પછી શાલિભદ્રજી, ચિંતા કરે મનમાં ઘણીજી.–૨૬
શ્રીજિનનો ધર્મ આદરૂં, મોહ માયાને પરિહરૂં;
  હું છાંડુંજી, ગજ રથ ઘોડા પાલખીજી.–૨૭
સુણીને માતા વિલખેજી, નારીયો સઘળી તલખેજી;
  તિણ વેળાજી, અશાતા પામ્યાં ઘણીજી.–૨૮
માત પિતાને ભ્રાતજી, સહુ આળ પંપાળની વાતજી;
  ઈણ જગમાંજી, સ્વારથનાં સરવે સગાંજી.–૨૯

હંસ વિના શાં સરોવરિયાં, પિયુ વિનાં શાં મંદિરીયાં;
મોહ વશ થકાંજી, ઉચાટ એમ કરે ઘણોજી.–૩૦
સર્વ નીર અમૂલ્યજી, વાટકડે તેલ કુલેલજી;
શાહ ધન્નેજી, શરીર સમારણ માંડીઓજી.–૩૧
ધન્ના ઘેર સુભદ્રા નારીજી, બેઠા મહેલ મોઝારીજી;
શરીર સમારંતાંજી, એકજ આંસુ ખેરીયુંજી.–૩૨
ગોભદ્ર શેઠની બેટડી, ભદ્રાબાઈ તોરી માવડી;
સુણ સુંદરીજી, તેં કેમ આંસુ ખેરીયુંજી.–૩૩
શાલિભદ્રની બેનડી, બત્રીશ ભોજાઈની નણદડલી;
તે તાહરેજી, શા માટે રોવું પડેજી.–૩૪
જગમાં એક જ ભાઈ માહરે, સંયમ લેવા મન કરે;
નારી એક એકજી, દિન દિન પ્રત્યે પરીહરેજી.–૩૫
એ તો મિત્ર કાયરૂ, શું લે સંયમ ભાયરૂં;
જીભલડીજી, મુખ માથાની જુદી જાણવીજી.–૩૬
કહેવું તો ઘણું સોહલું, પણ કરવું અતિ દોહલું;
સુણો સ્વામીજી, એહવી ઋદ્ધિ કુણ પરીહરેજી.–૩૭
કહેવું તો ઘણું સોહલું, પણ કરવું અતિ દોહલું;
સુણ સુંદરીજી, આજથી ત્યાગી તુજનેજી.–૩૮
હું તો હસતી મલકીને, તુમે કિયો તમાસો હલકીને;
સુણો સ્વામીજી, અબ તો ચિંતા નવિ ધરૂંજી.–૩૯
ચોટી અંબોડો વાળીને, શાહ ધન્નો ઉઠયા ચાલીને;
કાંઈ આવ્યાજી, શાલિભદ્રને મંદિરેજી.–૪૦
ઉઠો મિત્ર કાયરૂ, સંયમ લઈએ ભાયરૂ;
આપણુ હોય જણાજી, સંયમ શુદ્ધ આરાધીયેજી.–૪૧

**શાલિભદ્ર** વૈરાગીયા, શાહ **ધન્નો** અતિ ત્યાગીયા;
દોનુ વૈરાગીયાજી, **શ્રીવીર** સમીપે આવીયાજી.-૪૨
સંયમ મારગ લીનોજી, તપસ્યાએ મન ભીનોજી;
શાહ **ધન્નોજી**, માસખમણુ કરે પારણુંજી.-૪૩
તપ કરી દેહને ગાળીજી, દુષણ સઘળાં ટાળીજી;
**વૈભારગિરિજી**, ઉપર અણુસણુ આદર્યોજી.-૪૪
ચઢતે પરિણામે સોયજી, કાળ કરી જણુ દોયજી;
દેવગતિયેજી, અનુત્તર વિમાને ઉપન્યાજી.-૪૫
સુર સુખને તિહાં ભોગવી, ત્યાંથી દેવ દોનું ચવિ;
મહાવિદેહેજી, મનુષ્યપણું તેહ પામશેજી.-૪૬
સુધો સંયમ આદરી, સકળ કર્મને ક્ષય કરી;
લહી કેવળજી, મોક્ષગતિને પામશેજી.—૪૭
દાન તણું ફળ દેખોજી, **ધન્નો શાલિભદ્ર** પેખોજી;
નહિ લેખોજી, અતુલ સુખ તિહાં પામશેજી.—૪૮
ઇમ જાણી સુપાત્રને પેખોજી, જિમ વેગે પામો મોક્ષોજી;
નહિ ધોખોજી, કદીયે જીવને ઉપજેજી.—૪૯
ઉત્તમના ગુણ ગાવેજી, મનવંછિત સુખ પાવેજી;
કહે **કુવિયણજી**, શ્રોતા જન તુમે સાંભળોજી.—૫૦

## વાચક શ્રી સમયસુંદરજી વિરચિત

# શ્રી ધન્નાશાલિભદ્રની સજ્ઝાય

(૧૧૬)

પ્રથમ ગોવાળીયા તણા ભવેજી રે, દીધું મુનિવર દાન;

નયરી રાજગૃહી અવતર્યોજી, રૂપે મયણુ સમાન.
સોભાગી રે, **શાલિભદ્ર** ભોગી રે હોય.—૧
બત્રીશ લક્ષણુ ગુણે ભર્યોજી રે, પરણ્યો બત્રીશ નાર;
માણુસને ભવે દેવનાંજી રે, સુખ વિલસે સંસાર. સોભાગી૦-૨
**ગોભદ્ર** શેઠ તિહાં પૂરવેજી રે, નિત નિત નવલા રે ભોગ;
કરે **સુભદ્રા** ઓવારણાંજી રે, સેવા કરે બહુ લોક. સોભા૦-૩
એક દિન **શ્રેણિક** રાજીઓજી રે, જોવા આવ્યો રે રૂપ;
શરીર સુકોમળ અતિ ઘણુંજી રે, દેખી હરખ્યો ભૂપ. સો૦-૪
વત્સ વૈરાગે ચિંતવેજી રે, મુજ શિર **શ્રેણિક** રાય;
પૂરવ પુણ્ય મેં નવિ કર્યાંજી રે, હવે તપ આદરશું માય.
સોભાગી૦—૫
ઇણે અવસરે શ્રી જિનવરૂજી રે, આવ્યા નયરી ઉદ્યાન;
**શાલિભદ્ર** મન ઉજમ્યોજી રે, વાંદ્યા પ્રભુના પાય. સોભા૦-૬
વીર તણી વાણી સુણીજી રે, તૂઠ્યો મેહ અકાળ;
એકેકી દિન પરિહરેજી રે, જિમ જળ છંડે રે પાળ. સો૦-૭
માતા દેખી ટળવળેજી રે, જિમ માછલડી વિણુ નીર;
નારી સઘળી પાયે પડેજી રે, મમ છંડો સાહસ ધીર. સો૦-૮
વહુઅર સઘળી વીનવેજી રે, સાંભળો સાસુ વિચાર;
સર છંડી પાળે ચઢયોજી રે, હંસલો ઊડણુહાર. સોભા૦-૯
ઈણુ અવસર તિહાં ન્હાવતાંજી રે, **ધન્ના** શિર આંસુ પડંત;
કવણુ દુઃખ તુજ સાંભર્યુંજી રે, ઉંચું જોઈ કહે કંત. સો૦-૧૦
ચંદ્રમુખી મૃગલોચનીજી રે, બોલાવી ભરતાર;
બંધવની વાત મેં સાંભળીજી રે, નારીનો પરિહાર. સોભા૦—૧૧
**ધન્નો** ભણે સુણુ ઘેલડીજી રે, **શાલિભદ્ર** પૂરો ગમાર;
જો મન આણ્યું છંડવાજી રે, વિલંબ ન કીજે લગાર. સો૦-૧૨

કર જોડી કહે કામિનીજી રે, બાંધવ સમો નહીં કોય;
કહેતાં વાતજ સોહીલીજી રે, કરતાં દોહીલી હોય. સો૦-૧૩
જા રે જો તેં ઇમ કહ્યુંજી રે, તો મેં છંડી રે આઠ;
પિઉડા મેં હસતાં કહ્યુંજી રે, મૂકો છો શા માટ. સોભા૦-૧૪
ઘરણી વચને ધન્નો નીકર્યોજી રે, જાણે પંચાયણ સિંહ;
જઈ સાળાને સાદજ કર્યોજી રે, ઘેલા ઉઠ અબીહ. સો૦-૧૫
કાળ આહેડી નિત્ય ભમેજી રે, પૂંઠે મ જોઇશ વાટ;
નારી બંધન દોરડીજી રે, તોડી લે શુભ વાટ. સોભાગી૦-૧૬
જિમ ધીવર તિમ માછલોજી રે, ધીવરે નાંખી રે જાળ;
પુરુષ પડે જિમ માછલોજી રે, તિમહી અચિંત્યો કાળ. સો૦-૧૭
જોબનભર બેહુ નીસર્યાંજી રે, પહોંચ્યા વીરજીની પાસ;
દીક્ષા લીધી રૂઅડીજી રે, પાળે મન ઉલ્લાસ. સોભાગી૦-૧૮
માસખમણને પારણેજી રે, પૂછે શ્રી જિનરાજ;
અમને શુદ્ધ જ ગોચરીજી રે, લાભ દેશે કુણ આજ, સો૦-૧૯
માતા હાથે પારણુંજી રે, થાશે તુમને રે આજ;
વીર વચન નિશ્ચય કરીજી રે, સામી મળી તેણિ વાર. સો૦-૨૦
ઘર આવ્યા નવિ ઓળખ્યાજી રે, ફરીયા નગરી મોઝાર;
મારગ જાતાં મહીયારડીજીરે, સામી મળી તેણિ વાર. સો૦-૨૧
મુનિ દેખી મન ઉલ્લસ્યુંજી રે, વિકસિત થઈ તસ દેહ;
મસ્તક ગોરસ સૂઝતોજી રે, પડિલાભ્યો ધરી નેહ. સો૦-૨૨
મુનિવર વહોરી ચાલીયાજી રે, શ્રીજિન પાસે રે આય;
મુનિ સંશય જઈ પુછીયોજી રે, દાન ન દીધું માય. સો૦-૨૩
વીર કહે તુમે સાંભળોજી રે, ગોરસ વહોર્યો રે જેહ;
મારગ મળી મહીયારડીજી રે, પૂર્વ જન્મ માય એહ. સો૦-૨૪

પૂરવ ભવ જિન મુખ લહેજી રે, એકત્ર ભાવે રે દોય;
આહાર કરી મુનિ ધારીયોજીરે, અણુસણુ શુદ્ધ જ હોય. સો૦–૨૫
જિન આદેશ લહી કરીજી રે, ચઢીયા ગિરિ **વૈભાર**;
શિલા ઉપર જઈ કરેજી રે, દોય મુનિ અણુસણુ ધાર. સો૦–૨૬
માતા **ભદ્રા** સંચર્યાંજી રે, સાથે બહુ પરિવાર;
અંતેઉર પુત્ર જ તણોજી રે, લીધો સઘળો લાર. સો૦–૨૭
સમવસરણે આવી કરીજી રે, વાંદ્યા વીર જગ તાત;
સકળ સાધુ વંદી કરીજી રે, પુત્ર જોવે નિજ માત. સો૦–૨૮
જોઈ સઘળી પરખદાજી રે, દીઠા ન દોય મુનિરાય;
કરજોડી કરે વીનતીજી રે, ભાખે શ્રી જિનરાય. સો૦–૨૯
**વભારગિરિ** જાઈ ચઢચાજી રે, મુનિ દરિસણુ ઉમંગ;
સહ પરિવારે પરિવર્યાજી રે, પહોંત્યા ગિરિવર શ્રૃંગ. સો૦–૩૦
દોય મુનિ અણુસણુ ઉચ્ચરીજી રે, ઝીલે ધ્યાન મોઝાર;
મુનિ દેખી વિલખાં થયાંજી રે, નયણે નીર અપાર. સો૦–૩૧
ગદગદ શબ્દે બોલતીજી રે, મળી બત્રીશે રે નાર;
પિઉડા બોલો બોલડાજી રે, જિમ સુખ હોય અપાર. સો૦–૩૨
અમે તો અવગુણુ ભર્યાંજી રે, તુમે સહી ગુણુ ભંડાર;
મુનિવર ધ્યાન ચૂકચા નહિજી રે, તેહના વચને લગાર. સો૦–૩૩
વીરા નયણે નિહાળીએજી રે, જિમ મન થાય પ્રમોદ;
નયણુ ઉઘાડી જોઇએજી રે, માતા પામે મોદ. સો૦–૩૪
**શાલિભદ્ર** માતા મોહથીજી રે, પહોંત્યા અમર વિમાન;
મહાવિદેહે સીઝશેજી રે, પામી કેવળજ્ઞાન. સો૦–૩૫
**ધન્નો** ધર્મીં મુગતે ગયોજી રે, પામી શુકલધ્યાન;
જે નર નારી ગાવશેજી રે, **સમયસુંદર**ની વાણુ. સો૦–૩૬

શ્રી મનકવિજયજી વિરચિત

# શ્રી ગજસુકુમાલનું દ્વિઢાળીયું

## ઢાળ પહેલી

(૧૧૭)

સરસતિ સમરૂં શારદા રે, પભણું સુગુરૂ પસાય;
**ગજસુકુમાળ** ગુણે ભર્યા રે, ઉલટ અંગ સવાય.
મોરા જીવન, ધર્મ હૈયામાં ધાર. -૧
દીપે નગરી દ્વારિકા રે, **વસુદેવ** નરપતિ ચંદ;
શ્રી **કૃષ્ણ** રાજ્ય કરે તિહાં રે, પ્રગટ્યો પુનિમચંદ. મો૦-૨
ન્યાયવંત નગરી ધણી રે, બળીયો **બળભદ્ર** વીર;
સર્વ કળા ગુણે કરી રે, આપે અતિ મન ધીર. મો૦-૩
સ્વામી **નેમિ** સમોસર્યા રે; **સહસાંમ્રવન** મોઝાર;
બહુ પરિવારે પરિવર્યા રે, ગુણમણિના ભંડાર. મો૦-૪
વંદન આવ્યા વિવેકથી રે, **કૃષ્ણાદિક** નર નાર;
વાણી સુણાવે **નેમિજી** રે, બેઠી પર્ષદા બાર. મો૦-૫
**ગજસુકુમાળ** ગુણે ભર્યા રે, આવ્યા વંદન એહ;
વિનય કરીને વાંદીયાં રે, ત્રિકરણ કરીને તેહ. મો૦-૬
દે દેશના પ્રભુ **નેમિજી** રે, આ છે અથિર સંસાર;
એક ઘડીમાં ઉઠ ચલે રે, કોઇ નહિ રાખણહાર. મો૦-૭
વિધ વિધ કરીને વીનવું રે, સાંભળો સહુ નર નાર;
અંતે કોઇ કેહનું નહિ રે, આખર ધર્મ આધાર. મો૦-૮

સ્વામીની વાણી સાંભળી રે, **ગજસુકુમાળ** ગુણવંત;
વૈરાગ્યે મન વાળીયું રે, આણવા ભવનો અંત. મો૦-૯
આવ્યા ઘેર ઉતાવળા રે, ન કર્યો વિલંબ લગાર;
માતા મુજ અનુમતિ દીયો રે, લેશું સંયમ ભાર. મો૦-૧૦

---

## ઢાળ બીજી

### (૧૧૮)

કહે માતા કુમારને રે લાલ, સાંભળો **ગજસુકુમાળ** રે;
પ્રવીણ પુત્ર.
દીક્ષા દુષ્કર પાળવી રે લાલ, તું છે ન્હાનો બાળ રે. પ્રવીણ૦
અનુમતિ હું આપું નહિ રે લાલ. ૧
સાંભળો સુત સુખ ભોગવો રે લાલ, મણિ માણેક ભંડાર રે; પ્ર૦
સુખ ઈહાં છે સુણો હાથમાં રે લાલ, તુમે પરિહરો કવણ પ્રકાર રે.
ચાર મહાવ્રત કહ્યાં **નેમિજી**રે લાલ, મોંઘાં મૂલ્ય જેવાં હોય હો;
મોરી માત.
નાણાં દીયે તે નહિ મળે રે લાલ, સુણ્યા અવલ મુજ એહ હો.
મોરી માત, દીયો અનુમતિ દીક્ષા લઉં રે લાલ.
સાંભળો સુત સંયમ ભણી રે લાલ, પંચ પારધી જેહ રે; પ્ર૦
આઠ કરમ આવી નડે રે લાલ, તેહને તું કેમ જિતેશ રે. પ્ર૦ અ૦
મન નિર્મળ નાળે કરૂં રે લાલ, જ્ઞાનના ગોળા જેહ હો; મોરી૦
ઉપસર્ગ અગ્નિ દારૂ દીયું રે લાલ, ઉડાડી દેઉં એહ હો. મો૦ દિ૦
ચાર ચોર અતિ આકરા રે લાલ, લોંઠા લૂંટી જાય રે; પ્રવીણ૦
દશ દુશ્મન વળી તાહરા રે લાલ, આડા હેવે ધાય રે. પ્ર૦ અ૦
ક્ષેમ ખજાનો માહરો રે લાલ, લૂંટ્યો કેણે ન લૂંટાય હો; મો૦

શિયળ સેના સુખી કરૂંરે લાલ, મ્હારા દુશ્મન દૂરે જાય હો. મો૦ દિ૦
મોહ મહીપતિ જેહ મોટકો રે લાલ, ધીરજ કેમ ધરેશ રે; પ્ર૦
જાલિમ એ જુગતે નડે રે લાલ, તેહને તું કેમ જિતેશ રે. પ્ર૦
કોમળ મન કમાનથી રે લાલ, ભાવ ભાથો ભરપૂર હો; મો૦
ત્રિકરણ મન તીર જ કરૂં રે લાલ, મોહ મહીપતિ કરૂં દૂર હો. મો૦
ભોજન ભલી ભલી ભાતનાં રે લાલ, સુખડી સાતે ભાત રે; પ્ર૦
સરસ નિરસ આહાર આવશે રે લાલ, તે ખાશો કેમ કરી ખાંત રે.
સમકિત સાતે સુખડી રે લાલ, મન સ્થિર મોતીચૂર હો; મો૦
ગગન ગાંઠીયા જ્ઞાનના રે લાલ, ભાવ ભલો ભરપૂર હો. મો૦ દિ૦
સોવનથાળ સોહામણો રે લાલ, શાળ દાળ ઘૃત ગોળ રે; પ્ર૦
સરવે ભોજન મન ભાવતાં રે લાલ, ઉપર મુખ તંબોળ રે. પ્ર૦
અકિંચન થાળી કાચલી રે લાલ, સમતા શાળ ઘૃત ગોળ હો; મો૦
સરસ ભોજન સંતોષનાં રે લાલ, સ્થિર મન મુખ તંબોળ હો. મો૦
ઉપસર્ગ તુજને અતિ ઘણા રે લાલ, પરિસહ વળી બાવીશ રે; પ્ર૦
ખમી ન શકે તું ખરો રે લાલ, પછી પસ્તાવો કરીશ રે. પ્ર૦
ઉપસર્ગ જે મુજ ઉપજે રે લાલ, તે ક્ષમાયે કરીને ખમીશ હો; મો૦
પ્રીતે કરી પરિસહ સહુ રે લાલ, બળીયા જે કોઈ બાવીશ હો. મો૦
વચન સુણી વૈરાગ્યનાં રે લાલ, મૂર્છાણી તવ માત રે; પ્રવીણ૦
નયણે તે આંસુ નીતર્યાં રે લાલ, સાંભળ સુત સુજાત રે. પ્ર૦
માન વચન માતા તણાં રે લાલ, તુજને કહું છું હું એહ રે;
સોભાગી સુંદર.

સુગુણ સુતા **સોમલ** તણી રે લાલ, પરણો પનોતા એહ રે.
ધર્મ હૈયામા શું ધરો રે લાલ. સો૦ ધ૦

માત મનોરથ પૂરવા રે લાલ, ન કહશો મુખ નકાર રે; સોભા૦

ઓચ્છવ મહોચ્છવ કરી ઘણા રે લાલ, પરણાવું પુત્ર કુમાર રે. સો૦
કહે કુમાર માતા ભણી રે લાલ, સાંભળો મોરી માય હો;
મોરી માત.
મન મ્હારૂં વૈરાગ્યમાં રે લાલ, એક ક્ષણુ લાખેણી જાય હો. મો૦
માતા વિચારે ચિત્તમાં રે લાલ, રાખ્યો ન રહે એહરે; પ્રવી૦
આશિષ આપી અતિ ઘણી રે લાલ, લિયો દીક્ષા ધરી નેહ રે. પ્ર૦
ધર્મ હૈયામાંહી ધરો રે લાલ.
બેસાર્યો સેવકો સુત ભણી રે લાલ, ઓચ્છવ કીધો અપાર રે; સો૦
આવ્યા **નેમિજી** આગળે રે લાલ, ભાવે લે સંયમ સાર રે. સો૦
માતા કહે નિજ પુત્રને રે લાલ, સાંભળ સુત સુજાણ રે; સો૦
સંયમ સુધો પાળજો રે લાલ, પામજો પદ નિર્વાણ રે. સો૦ ધ૦
એમ આશિષ માતા દિયે રે લાલ, આવ્યાં સહુ ઘેર એહ રે; સો૦
આવ્યા **નેમિજી** આગળે રે લાલ, **ગજસુકુમાળ** ગુણ ગેહ રે.
આજ્ઞા આપો શ્રી **નેમિજી** રે લાલ, કાઉસગ કરૂં સ્મશાન રે; સો૦
મન સ્થિર રાખીશ માહરૂં રે લાલ, પામવા પદ નિર્વાણ રે. સો૦
આજ્ઞા આપી **નેમિજી**યે રે લાલ, આવ્યા જિહાં સ્મશાન રે; સો૦
મન સ્થિર રાખી આપણું રે લાલ, ધરવા લાગ્યા ધ્યાન રે. સો૦
**સોમલ** સસરે દેખીયા રે લાલ, ઉપન્યું મનમાં પૂરવ વૈર રે; સો૦
કુમતિ **સોમલ** ક્રોધે ચડયો રે લાલ, મનમાં ન આણી મહેર રે.
શિર ઉપર બાંધી સુણો રે લાલ, માટી કેરી પાળ રે; સો૦
ખેર અંગારા ધગધગતા રે લાલ, તે મૂકયા તતકાળ રે. સો૦ ધ૦
ફટફટ ફુટે હાડકાં રે લાલ, તટતટ ત્રુટે ચામ રે; સો૦
અસંતોષી સસરો મળ્યો રે લાલ, તુરત સાર્યું તેણું કામ રે. સો૦
સોભાગી શુકલધ્યાને ચઢયા રે લાલ, ઉપન્યું કેવળનાણ રે; સો૦
ક્ષણમાં કર્મ ખપાવીને રે લાલ, મુનિ મુગતે ગયા જાણ રે. સો૦

**ગજસુકુમાળ** મુગતે ગયા રે લાલ, વંદુ વારંવાર રે; સો૦
મન સ્થિર રાખ્યું આપણું રે લાલ, પામ્યા ભવનો પાર રે. સો૦ ૫૦
**શ્રીવિજયધર્મ**સૂરી તણારે લાલ, **રાજવિજય** ઉવઝાયરે; સો૦
તસ શિષ્ય લક્ષણ ગુણે કરી રે લાલ, પભણું તે સુગુરૂ પસાય. સો૦
સોળસેંને બાસઠ સંવતે રે લાલ, નગર **સાંગાનેર** મોઝાર રે; સો૦
ગુણ ગાયા માસ ફાગુણે રે લાલ, શુકલ પક્ષ છઠ સોમવાર રે. સો૦
કહે **મનક મોહન** તણો રે લાલ, સાધુ તણી સજઝાય રે; સો૦
ભણજો ગણજો ભલી ભાતશું રે લાલ, પામજો ભવનો પાર રે.
સો૦ ૫૦–૩૩

---

શ્રી સિદ્ધસૌભાગ્યજી વિરચિત

# શ્રી ગજસુકુમાલની સજઝાય

(૧૧૯)

સોરઠ દેશ મોઝાર, દ્વારિકા નગરી અતિસાર;
આજ હો **વસુદેવ** રાજા રાજ્ય કરે તિહાંજી.– ૧
ભાઈ દશે દસાર, **બળભદ્ર કાન્હ** કુમાર;
આજ હો દીસે રે સોહાગણ રાણી **દેવકી**જી.– ૨
તસ લઘુ પુત્ર રસાળ, નામે **ગજસુકુમાલ**;
આજ હો માતપિતાને વહાલો પ્રાણથીજી.– ૩
એક દિન નેમિજિણંદ, સાથે સુર નર વૃંદ;
આજ હો શિવસુખદાયક સ્વામી સમોસર્યાજી.– ૪
વંદન કાજ કુમાર, આવે પ્રેમ અપાર;
આજ હો અમિય સમાણી વાણી સાંભળીજી.– ૫

પામ્યો મન વૈરાગ, ચારિત્ર ઉપરી રાગ;
આજ હો હોય કર જોડી માતને વિનવીજી.– ૬
જિન વચનામૃત પાન, કીધો સુખ નિધાન;
આજ હો મોહ સૂરાનો મદ તે મુજ ઉતર્યોજી.– ૭
જાણ્યો અથિર સંસાર, લેશું સંજમભાર;
આજ હો માત મયા કરી અનુમતિ આપશોજી.– ૮
વચન અપૂરવ જેહ, શ્રવણ ન સુણે એહ;
આજ હો જળ ભરી નયણે બોલે દેવકીજી.– ૯
સુણ વત્સ તું લઘુ વેશ, હું કીમ દેઉં આદેશ;
આજ હો સંયમ અસિ ધારા ઉપરી ચાલવોજી.–૧૦
તે પુત્ર નવ લે દીખ, માંગી સહગુરૂ શીખ;
આજ હો ઘર ઘર ભમવો ફરી દોહિલોજી.–૧૧
કુસુમ સેજ મોઝાર, તુજ નાવે નિંદ લગાર;
આજ હો સજ્જારે સંથારે, સુખ કીમ પામશોજી.–૧૨
સાલી દાલી ઘૃત ગોલ, પરિહરવો તંબોલ;
આજ હો આહાર તે કરવો છે તિહાંજી કાચલીજી.–૧૩
પીવો નીર સમીર, સહવો દુઃખ શરીર;
આજ હો સુત રે તરવો સાયર દોહીલોજી.–૧૪
બાઉલ દેવી બાથ, લોહ ચણા લેઈ હાથ;
આજ હો મીણને દાંતે ચાવવા દોહીલાજી.–૧૫
તિમ એ સંયમ ભાર, દોહીલો છે નિરધાર;
આજ હો એહવું જાણીને ઘરે સુખ ભોગવોજી.–૧૬
વળતો અકલ અબીલ, વચન વદે થઈ સિંહ;
આજ હો કાયરના હઈડા કંપે ઈમ સુણીજી.–૧૭

તુમ અંગજ શૂર, પાળી સંયમ પૂર;
આજ હો મોહ મહીપતિ જીપી જયવરૂજી.-૧૮
ઇંદ્ર ચંદ્ર નરેંદ્ર, દાનવ દેવ મુણિંદ;
આજ હો અથિર સંસાર એ સહૂ આથમ્યોજી -૧૯
તીર્થંકર ગણધાર, વાસુદેવ ચક્રધાર;
આજ હો એ નર ઉત્તમ જો નવિ સ્થિર રહ્યાજી.-૨૦
તું અમર કુણ માત, ઈમ અવધારો વાત;
આજ હો મોહ નિવારો મોરી માવડી માહરોજી.-૨૧
માતા કહે સુણો પુત્ર, તું મુજ ઘર છે સુત;
આજ હો સુત પાખે માવડી કિમ રહેજી.-૨૨
તુઝ શું પ્રેમ અપાર, તું મુઝ છે આધાર;
આજ હો મનોરથ પૂરવો માહરોજી.-૨૩
રૂપ કળા ગુણ પાત્ર, નિરૂપમ નિલ હો ગાત્ર;
આજ હો **સોમલ**ની બેટી પરણો પદમણીજી.-૨૪
પછે સંયમભાર, આદરજો આધાર;
આજ હો લાડી રે લાખીણી પરણો લાડકાજી.-૨૫
પરિણતી મનહ ધરેહ, પાણિગ્રહણ કરેહ;
આજ હો અનુમતિ માગે માત પીતા કનેજી.-૨૬
માતા અમૃત વાણ, સુતનો નિશ્ચય જાણ;
આજ હો આશિષ દેઈ તે સુતનાં લેતી ભામણાંજી.-૨૭
દુક્કર દુક્કર કાર, પંચ મહાવ્રત સાર;
આજ હો બાવીશ પરિસહ સહ બળવંત જીપજોજી.-૨૮
ધરજો ધરમનો ધ્યાન, દિન દિન ચઢતે વાન;
આજ હો સિંહ થઈને સંયમ પાળજોજી.-૨૯

નેમિ જિણેસર પાસ, સંયમ લેઈ ઉલ્લાસ;
આજ હો સુગુરૂ સમીપે આગમ અભ્યાસીયાજી.–૩૦
દ્વારિકા નગરી પ્રવેશ, એક દિન જિન આદેશ;
આજ હો રિષિ રે સમશાને કાઉસગ્ગ કરી રહ્યોજી.–૩૧
દીઠા સાસરે તેમ, **સોમલ** ચિંતે એમ;
આજ હો વૈર ઉલ્લસીઉં પૂરવ ભવ તણુંજી.–૩૨
જલજલતા અંગાર, શિર ઉપર દુખકાર;
આજ હો પાળ તે બાંધી માટી કેરડીજી.–૩૩
મુનિ ચઢયો શુભ ધ્યાન, પામી કેવળજ્ઞાન;
આજ હો કરમ સવિ નાશી મુનિ મુક્તે ગયાજી.–૩૪
પંડીત **સુરસૌભાગ્ય**, સેવક **સિદ્ધસૌભાગ્ય**;
આજ હો એહને સમરે એ મુનિ રાજિઓજી.–૩૫

---

શ્રાવક કવિ શ્રીઋષભદાસ વિરચિત

# શ્રી સ્થૂલિભદ્રની સજ્ઝાય

(૧૨૦)

**શ્રીસ્થૂલિભદ્ર** મુનિ ગણુમાં શિરદાર જો, ચોમાસું આવ્યા **કોશ્યા** આગાર જો; ચિત્રામણ શાળાએ તપ જપ આદર્યાં જો.–૧
આદરીયાં વ્રત આવ્યા છો અમ ગેહ જો, સુંદરી સુંદર ચંપક–વરણી દેહ જો;
અમ તુમ સરીખો મેળો આ સંસારમાં જો.–૨
સંસારે મેં જોયું સકળ સ્વરૂપ જો, દર્પણુની છાયામાં જેવું રૂપ જો;
સુપનાની સુખલડી ભૂખ ભાગે નહિ જો.–૩

ના કહેશો તો નાટક કરશું આજ જો, બારવરસની માયા છે
મુનિરાજ જો;
તે છોડી કેમ જાઉં હું આશા ભરી જો.–૪
આશા ભરીયો ચેતન કાળ અનાદિ જો, ભમ્યો ધરમને હીણુ
થયો પરમાદી જો;
ન જાણી મેં સુખની કરણી યોગની જો.–૫
યોગી તો જંગલમાં વાસો વસિયા જો, વેશ્યાને મંદિરીયે
ભોજન રસિયા જો;
તુમને દીઠા એવા સંયમ સાધતાં જો.–૬
સાધ શું સંયમ ઇચ્છા રોધ વિચારી જો, કુર્માપુત્ર થયા
નાણી ઘરબારી જો;
પાણી માંહે પંકજ કોરૂં જાણીયે જો.–૭
જાણી એ તો સઘળી તુમારી વાત જો, મેવા મીઠા રસવંતા
બહુ ભાત જો;
અંબર ભૂષણુ નવ નવલી ભાતે લાવતા જો.–૮
લાવતાં તો તું દેતી આદરમાનજો, કાયા જાણું રંગ પતંગ સમાનજો,
ઠાલીને શી કરવી એવી પ્રીતડી જો.–૯
પ્રીતલડી કરતાં તે રંગભર સેજ જો; રમતાંને દેખાડંતા ઘણું હેજજો
રીસાણી મનાવી મુજને સાંભરે જો.–૧૦
સાંભરે તો મુનિવર મનડું વાળે જો, ઢાંકયો અગ્નિ ઉઘાડયો
પરજાળે જો;
સંયમમાંહી એ છે દૂષણુ મોટકું જો.–૧૧
મોટકું આવ્યું હતું નંદનું તેડું જો, જાતાં ન વળે કાંઈ તમારૂં;
મનડું જો;
મેં તુમને તિહાં કોલ કરીને મોકલ્યા જો.–૧૨

મોકલ્યા તો મારગ માંહિ મળિયા જો, સંભુતિ આચારજ જ્ઞાને બળીયા જો;
સંયમ દીધું સમકિત તેણે શીખવ્યું જો.–૧૩
શીખવ્યું તો કહિ દેખાડો અમને જો, ધરમ કરતાં પુણ્ય ઘણેરૂં તમને જો;
સમતાને ઘેર આવી વેશ્યા ઈમ કહે જો.–૧૪
વદે મુનિશ્વર શંકાને પરિહાર જો, સમકિત મૂલે શ્રાવકનાં વ્રત બાર જો;
પ્રાણાતિપાતાદિક સ્થુલથી ઉચ્ચરે જો.–૧૫
ઉચ્ચરે તો વીત્યું છે ચોમાસું જો, આણા લઈને આવ્યા ગુરૂની પાસે જો;
શ્રુતજ્ઞાની કહેવાણા ચૌદે પૂરવી જો.–૧૬
પૂરવી થઇને તાર્યા પ્રાણી થોક જો, ઉજ્વળ ધ્યાને તેહ ગયા દેવલોક જો;
ઋષભ કહે નિત્ય કરીએ તેહને વંદના જો.–૧૭

### શ્રી રૂપવિજયજી કૃત

## શ્રી સ્થૂલિભદ્રજીની સજ્ઝાય

(૧૨૧)

આંબો મોરચો હે આંગણે, પરિમલ પુહવી ન માય;
પાસે ફુલી હે કેતકી, ભ્રમર રહ્યો હે લુભાય. આંબો૦–૧
આવો સ્થૂલિભદ્ર વાહલા, લાછલદેના હો નંદ;
તુમ શું મુજ મન મોહીયું, જિમ સાયરને હો ચંદ. આંબો૦–૨
સુગુણા સાથે હો પ્રીતડી, દિનદિન અધિકી હો થાય;
એહો રંગ મજીઠનો, કદીએ ચટકી ન જાય. આંબો૦–૩

નેહ વિહુણાં રે માણુસાં, જેહવાં આવળ ફૂલ;
દીસંતાં રળીયામણાં, પણ નવિ પામે હો મૂલ. આંબો૦-૪
કોયલડી ટહુકા કરે, આંબે લેહકે રે લુંબ;
**સ્થૂલિભદ્ર** સુરતરૂ સારીખો, **કોશ્યા** કણયર કંબ. આંબો૦-૫
**સ્થૂલભદ્રે કોશાને** બુઝવી, દીધો સમકિત સાર;
**રૂપવિજય** કહે શીલથી, લહીએ સુખ અપાર. આંબો૦-૬

શ્રી ક્ષમાકલ્યાણકજી વિરચિત

# શ્રી સ્થૂલિભદ્રજીની સજ્ઝાય

( ૧૨૨ )

શ્રી મહાવીર જિનેસરૂ, ત્રિભુવન ગુરૂજી;
તસુ અષ્ટમ પટધાર, શ્રી **સ્થૂલિભદ્ર** નમો.-૧
પાટલિપુત્ર સોહામણું, મહિમંડણુંજી; તિહાં પાયો અવતાર.-૨
નંદનરિંદ મંત્રીશ્વરૂ, ગુણઆગરૂજી; શ્રી **સકડાલ** સુપુત્ર.-૩
**લાછલદે**નંદન ભલો, મુનિ ગુણનિલોજી, નાગરદ્વિજ કૂલદીપ.-૪
શ્રી **સંભુતિવિજય** ગુરૂ, પૂરવધરૂજી, વ્રત લીધું તસુ પાસ.-૫
કોશા વેશ્યા પ્રતિબોધવે, સુગુરૂ તવેજી, દુક્કર દુક્કરકાર.-૬
ચાર પૂરવ શિખ્યો વળી, શ્રુતકેવળીજી, શ્રી**ભદ્રબાહુ** સમીપ.-૭
સંયમ પાળ્યો નિર્મળો, ત્રિવિધે ભલોજી, જંગમ યુગપ્રધાન.-૮
પંચમાસ પંચદિન સહી, ઉપર કહીજી, વરસ નવાણું આય.-૯
કરી અણસણ આરાધના, શુભવાસનાજી, પહોંચ્યા સ્વર્ગ મોઝાર
શ્રી૦-૧૦
ચોરાશી ચોવીશી લગે, જસ ઝગમગેજી, રહેશે જેનું નામ.-૧૧

૮ ૨ ૧
વસુયુગ ચંદ્ર સંવત્વરે, પાટલીપુરેજી, જસુ પદ થાપના કીધ.–૧૨
વાચક **અમૃતધર્મ**નો, થુણે શુભ મનોજી,શિષ્ય **ક્ષમાકલ્યાણ.**
શ્રી૦–૧૩

---

શ્રી રૂપવિજયજી કૃત

# શ્રી નેમ રાજુલની સજ્ઝાય

(૧૨૩)

નદી યમુનાકે તીર ઉડે દોય પંખીયાં–એ રાગ

પિયુજી પિયુજી રે નામ જપું દિન રાતીયાં,
પિયુજી ચાલ્યા પરદેશ તપે મોરી છાતીયાં;
પગપગ જોતી વાટ વાલેસર કબ મિલે,
નીર વિછોયાં મીન કે તે જ્યું ટળવળે.–૧
સુંદર મંદિર સેજ સાહિબ વિણ નવિ ગમે,
જિહાં રે વાલેસર **નેમ** તિહાં મારૂં મન ભમે;
જો હોવે સજ્જન દૂર તોહી પાસે વસે,
કિહાં પંકજ કિહાં ચંદ દેખી મન ઉલ્લસે.–૨
નિઃસ્નેહી શું પ્રિત મ કરજો કો સહી,
પતંગ જલાવે દેહ દીપક મનમેં નહીં;
વહાલા માણુસનો વિયોગ ન હોજો કેહને,
સાલે રે સાલ સમાન હૈયામાં તેહને.–૩
વિરહ વ્યથાની પીડ યૌવન વયે અતિ દહે,
જેનો પિયુ પરદેશ છે તે માણુસ દુઃખ સહે;

ઝુરી પંજર કીધ કાયા કમલ જિસી,
હજિઅ જુએ ન નયણેં હસી.–૪
જેહને જેહ શું રાગ ટાલ્યો તે તો નવિ ટલે,
ચકવી રયણી વિજોગ તે તો દિવસૈ મલે;
આંબા કેરો સ્વાદ લીંબુ તે તો નવિ કરે,
જે નાહ્યા ગંગા નીર તે છિલ્લર જલ કિમ તરે.–૫
જે રમ્યા માલતી ફૂલ તે ધંતૂરે કિમ રમે,
જેહને ઘૃતશું પ્રેમ તે તેલે કિમ જમે;
જેહને ચતુરશું નેહ તે અવરને શું કરે,
નવ યૌવના તજી **નેમ** વરાગી થઈને ફરે.–૬
**રાજુલ** રૂપનિધાન પોહોતી સહસાવનેં,
જઈ વાંદ્યા પ્રભુ **નેમ** સંજમ લેઈ એક મનેં;
પામ્યાં કેવલજ્ઞાન પહોંતી મનની રલી,
**રૂપવિજય** પ્રભુ નેમ, ભેટે આશા ફલી.–૭

## શ્રી ધર્મવિજયજી કૃત.

(૧૨૪)

હલકો હાંકોને સ્વામી હાથીયો હો લાલ, હું આવું તુમારી પાસ રે; નગીના નેમ.
ત્યારે તમે ત્યાંથી ચાલ જો હો લાલ, મુજને મળવાની ઘણી હોંશ રે. ન૦ હલકો૦–૧
ભેળા થઈને મુજને ભાવથી હો લાલ, વળતી વનમાંહિ જાવ રે;
તોરણથી શું પાછા વળો હો લાલ, ભંગ કરીને મારા ભાવ રે. ન૦ હલકો૦–૨

દયા જાણી તિર્યંચની હો લાલ, તેવી જાણી મુજ નાથ રે;
આશા પૂરણ કરો આ સમે હો લાલ, હેતે ગ્રહીને મારો હાથ રે.
ન૦ હલકો૦-૩

દયાળુ થઇને દીલમાં હો લાલ, દૂર કરો મારૂં દુઃખ રે; ન૦
હુંશ ઘણી છે હૈયા વિષે હો લાલ, તુમ શું ભોગવવા સુખ રે.
ન૦ હલકો૦-૪

પોંચી ચતુરા તિહાં ચોંપથી હો લાલ, કરતી અતિ ઉચાટ રે;
આગળ આવી ઊભી રહી હો લાલ, રોકી રસીલાની વાટ રે.
ન૦ હલકો૦-૫

પકડી કરને કોડે કરગરે હો લાલ, જોવંતી જોડીને હાથ રે;
અપરાધ શો અબળા તણો હો લાલ, નક્કી કહો તમે નાથ રે.
ન૦ હલકો૦-૬

કહ્યું માન્યું નહિ કોઈનું હો લાલ, જ્યારે તમે જદુરાય રે;
ત્યારે પડ્યું મારે આવવું હો લાલ, એકલા ચાલીને પાય રે.
ન૦ હલકો૦-૭

રાખોને રાજવી માહરો હો લાલ, આવ્યા તણો ઈતબાર રે;
ઘણી થઈ છે વાતો ગામમાં હો લાલ, કહું શું વારંવાર રે.
ન૦ હલકો૦-૮

પરણોને પિયુ પાછા વળી હો લાલ, અંદેશો તજી ઉર રે; ન૦
દીન દારા દુભવો નહિ હો લાલ, જક જાવા ઘો દૂર રે.
ન૦ હલકો૦-૯

ના કહેતાં નહિ થાય છુટકો હો લાલ, કર જોડીને કહું કંથ રે;
ઝાઝું કરો તો યાદવપતિ હો લાલ, આપું નહિ જાવા પંથ રે.
ન૦ હલકો૦-૧૦

આઠ ભવની પિયુ પ્રીતડી હો લાલ, નવમે ભવ તજી નાર રે;
ગિરિ ગિરનાર પર પામીયા હો લાલ, ધર્મપસાયે ભવપાર રે.
ન૦ હલકો૦–૧૧

શ્રી રૂપવિજયજી કૃત

# રાજુલનો પત્ર

(૧૨૫)

રાગ સામેરી

સ્વસ્તિ શ્રી રેવયગિરિવરા, વહાલા નેમજી જીવન પ્રાણ;
લેખ લખું હોંસે કરી, રાણી રાજુલ ચતુર સુજાણ.
વહેલા ઘેર આવજો, મ્હારા જીવન યાદવરાય, વાર મ લાવજો.–૧
મેં તો લિખ્યા હોંશે લેખ, મનમાં ભાવજો;
વળી જે હોય વેધક જાણ, તાસ સંભળાવ જો. વ૦ મ્હા૦–૨
ક્ષેમકુશળ વરતે ઈહાં, વહાલા જપતાં પ્રભુજીનું નામ;
સાહિબ સુખ શાતા તણો, મુજ લીખજો લેખ તામ. વ૦–૩
સાવ સોવન કાગળ કરૂં, વહાલા અક્ષર રયણ રચંત;
મણી માણેક મોતી લેખણ જડું, હું તો પિયુ ગુણ પ્રેમે લખંત.
વહેલા૦–૪
જેહ તોરણથી પાછા વળ્યા, તેહને કાગળ લખું કઈ રીત;
પણ ન રહે મન માહરૂં, મુને સાલે પૂરવ પ્રીત. વહેલા૦–૫
દિવસ જેમ તેમ કરી નિર્ગમું, મુને રયણી વરસ હજાર;
જો હોય મન મળવા તણું, તો વહેલા કરજો સાર. વહેલા૦–૬
નવયૌવને પિયુ ઘર નહીં, વસવું તે દુરજન વાસ;
બોલે બોલ દાખવે વહાલા, ઉંડા મર્મ વિમાસ. વહેલા૦–૭

સહુકો રમે નિજ માળીએ, વહાલા કામિની કંથ સહેજ;
થર થર ધ્રૂજે મહારી દેહડી, મ્હારી સુની દેખીને સેજ. વ૦-૮
વીતી હશે તે જાણશે, વહાલા વિરહની વેદના પૂર;
ચતુર ચિત્તમાં સમજશે, શું લહે મૂરખ ભૂર. વહેલા૦-૯
પતંગ રંગ દીસે ભલો, વહાલા ન ખમે તાવડ રીઠ;
ફાટે પણ ફીટે નહીં, હું તો વારી ચોળ મજીઠ. વહેલા૦-૧૦
ઉત્તમ સજ્જન પ્રીતડી, જેમ જળમાં તેલ નિરધાર;
છાંયડી ત્રીજા પહોરની, તે તો વડ જેવી વિસ્તાર. વહેલા૦-૧૧
દૂર થકી ગુણ સાંભળ્યા, વહાલા મન મળવાને થાય;
વ્હાલેસર મુજ વિનતી, તે તો જિહાં તિહાં કહી ન જાય.
વહેલા૦-૧૨
એક મ્હેલી બીજે મળે, વહાલા મનમાં નહિ તસ નેહ;
લીધા મૂકી જે કરે, તે તો આખર આપે છેહ. વહેલા૦-૧૩
જે મન તે તેહ મિલી રહ્યા, વહાલા ઉત્તમ ઉપમ તાસ;
જો જો તિલ ફૂલની પ્રીતડી, તેહની જગમાં રહી સુવાસ. વ૦-૧૪
ખાવા પીવા પહેરવા, વહાલા મન ગમતા શણગાર,
ભર યૌવન પિયુ ઘર નહિ, તેહનો એળે ગયો અવતાર. વ૦-૧૫
બાળપણે વિદ્યા ભણે, ભર યૌવન ભાવે ભોગ;
વૃદ્ધ પણે તપ આદરે, તે તો અવિચળ પાળે યોગ. વ૦-૧૬
કાગળ જગ ભલે સરજીયો, વહાલા સાચો તે મિત્ર કહાય;
મનનું દુઃખ માંડી લખું, તે તો આંસુડે ગળી ગળી જાય.
વહેલા૦-૧૭
લેખ લાખેણો રાજુલે લખ્યો, વહાલા નેમજી ગુણ અભિરામ;
અક્ષરે અક્ષર વાંચજો, મહારી કોડા કોડ સલામ. વહે૦-૧૮

નેમ રાજુલ શિવપુરી મળ્યાં, પૂગી તે મન કેરી આશ;
શ્રી વિનયવિજય ઉવઝાયનો, શિષ્ય રૂપ સદા સુખ વાસ.
વહેલા૦-૧૯

---

કવિશ્રી લાવણ્યસમય વિરચિત

# શ્રી નેમરાજુલની સજ્ઝાય

(૧૨૬)

સરસતિ સામીણી વીનવું, ગોયમ લાગું રે પાય;
રાજુલ નારી રે વીનવે, બે કર જોડી રે આય.- ૧
તેં મન મોહ્યું રે નેમજી, બોલે રાજુલ નાર;
કંતા કાં રથ વાળીઓ, આવ્યો તોરણ બાર. તેં૦- ૨
બે કર જોડી વીનવું, પ્રીતમ લાગું રે પાય;
નારી નવ ભવ કેરડી, કાં મુજ મેલીને જાય. તેં૦- ૩
ગજ રથ ઘોડા રે છે ઘણા, પાયક સંખ્યા ન પાર;
જોતાં જાન તુમારડી, હીયડે હર્ષ અપાર. તેં૦- ૪
કુંડળ સોવન કેરડાં, હૈયડે નવસેરો હાર;
ચઢીને ગયવર ઉપરે, સોહે સબ શણગાર. તેં૦- ૫
મંડપ મોટાં રે માંડીયા, નાચે નવલાં રે પાત્ર;
થાનક થાનક થોકડે, જોવા સરખી છે જાન. તેં૦- ૬
માને બળભદ્ર કાનજી, માને મહોટા રે ભૂપ;
સુર નર સેવે રે સામટા, તાહરૂં અકળ સ્વરૂપ. તેં૦- ૭
તવ સુરંગુ રે સાસરૂં, પીયર પનોતી માય;
કર્મે લખ્યું જે તિમ કરૂં, પિયુનું યૌવન જાય. તેં૦- ૮

યાદવ કોડીએ રે પરિવર્યા, સાથે દશે દસાર;
**નેમજી** ગયવર ચઢીયા, આવ્યા તોરણબાર. તેં૦- ૯
સ્વામી પૂછે રે સારથી, એ શા ભરીયા રે વાડ;
તુમ પ્રભાતે રે પરગડો, હોશે પશુડાનો ઘાત. તેં૦-૧૦
હરણી બોલે રે હરણુલા, તેં કાં કીધો રે પોકાર;
રહે રહે છાનો રે છુટશું, આવ્યો **નેમિ** કુમાર. તેં૦-૧૧
સાબર બોલે રે સાબરી, સાંભળ સુંદરી વાત;
જાયા જોશું રે આપણાં, આવ્યો ત્રિભુવન તાત. તેં૦-૧૨
રોઝ ભણે સુણ રોઝડી, ઘડી ઘડી ઉથલ ન થાય;
આવ્યો દેવ દયાળુઓ, હૈયડે હર્ષ ન માય. તેં૦-૧૩
કાળો ઘોડો રે કાબલો, સામળીઓ અસવાર;
**નેમજી** ઘોડોરે વાળીઓ, જઈ ચઢયા ગઢ **ગિરનાર**. તેં૦૧૪
સ્વામી પૂછે સુણ સારથી, આશા ભરીયા રે વાડ;
સાબર મૂકયા રે મોકળા, વેગે વરી રથ વાળ. તેં૦-૧૫
નિજ નિજ ઠામે રે તે ગયા, બોલે મધુરી રે વાણ;
કોડી વરસાં રે જીવજો, **રાજુલ** પ્રીતિ નિર્વાણ. તેં૦-૧૬
**નેમ** જિનેસર વીનવે, નહિ સંસારનું કામ;
એક સ્રીને રે કારણે, એવડો પશુઓનો ઘાત. તેં૦-૧૭
વરસીદાન જ વરસીયો, પૃથ્વી ઉરણ કીધ;
ચઢીઓ **ગિરનારે** જઈ, તારક ચારિત્ર લીધ. તેં૦-૧૮
ગાજી વાજી રે ગડગડયો, વરસ્યો ગઢ **ગિરનાર**;
**સહસાવન** સરોવર ભર્યું, તરસી **રાજુલ** નાર. તેં૦-૧૯
હયવર હીંસે રે હંસલા, ગયવર બાંધ્યા રે બાર;
ભોગ ભલી પરે ભોગવો, રૂડી **રાજુલ** નાર. તેં૦-૨૦

કહો કેમ કીજે રે સાજના, કર્મને દીજે રે દોષ;
કારણ વિહૂણી રે પરહરી, એ શું એવડો રે રોષ. તે૦–૨૧
આપે કીધો રે ઓરતો, લોપી અવિચળ વાટ;
પાપ તો કીધાં રે મેં ઘણાં, ધર્મ ન વાહી રે વાત. તે૦–૨૨
રંભા સરખી રે અંગના, તે કાં મૂકી રે **નેમ**;
પંચ વિષય સુખ ભોગવો, બોલે **શિવાદેવી** એમ. તે૦–૨૩
રાખી માતા રે માઉલે, રાખી નહિ હાં રે કીધ;
રાખે **રાજુલ** કેટલાં, રાખે **બલભદ્ર** ભ્રાત. તે૦–૨૪
સુણ સુણ મહારી રે માવડી, એમ બોલે જિનવર **નેમ**;
કારમો રંગ પતંગનો, તે રંગ ધરીએ કેમ. તે૦–૨૫
**રાજુલ** જઈ **નેમ**ને મળે, વંદે પ્રભુના પાય;
સ્વામીજી સંયમ આપીયે, જિણ વેષે સુખ થાય. તે૦–૨૬
પૂંઠે પહોતી રે પદ્મિની, નયણે નિરખંત નાર;
**લાવણ્યસમય** મુનિ એમ ભણે, જેમ તરીએ સંસાર. તે૦–૨૭

## શ્રી વિરવિજયજી કૃત

# નેમરાજુલના બાર માસા.

( ૧૨૭ )

સખી તોરણ આઈ કંથ ગયા નિજ મંદિરે,
જે નજર મેળાવો કીધ તે મુજ સાંભરે,
ઘર લાવત ઝાલી હાથ, હું હેઠ ઉતરી,
પણ કરી વરઘોડો આત, છબીલો છેતરી;
મધુબિંદુ સમો સંસાર, મુંઝાણા મહાલતા,
સંસારે સુખી અણગાર, જિનેશ્વર બોલતા.– ૧

સખી શારે કહું અવદાત, વિયોગી દુઃખી તણા,
દુનિયામાં દુર્જન લોક, હાંસી કરે ઘણા;
મીઠી લાગે પરની વાત, અગન પગ ના લહે,
કેનાં મોભ ચુવે કેનાં નેવ, તે મુખ ના કહે. મધુ૦- ૨

સખી **શ્રાવણ** છઠે મેલી, મહીયરીયા તળે,
છઠ્ઠી છટકી વારથી વેલ, વાળી નહિ વળે;
કામ વરતી ફરતી ધરતી, ઝરતી વાદળી,
ગયો **શ્રાવણ** માસ. નિરાશ, **રાજુલ** એકલી. મધુ૦- ૩

સખી **ભાદરવે** ભરથાર, વિના કેમ રીઝીએ,
વિરહાનલ ઉઠી ઝાળ, ધુંવા વિણ દાઝીએ;
ફળ પાકયાં વર્ષણ શાળ, ન ખાઈએ ખેલીએ,
હોત દુઃખના દહાડા બે ચાર, આઘા ઠેલીએ. મધુ૦- ૪

બેન **આસો** માસે સેવ, સુંવાળી સુખડી,
ગયા દસરે દશેરાના દિન્ન, દિવાળી ઢુંકડી;
સખી લાંઘણ કરીએ લાખ, સરસ નવિ ભોજના,
રંગ તાનને નાટક શાળ, પિયુ વિના પેખણાં. મધુ૦- ૫

માસ **કાર્તિકે** કેલિ કરે, નરનારી બાગમાં,
જેણે માસે ટબુકે ટાઢ, કુમારી રાગમાં,
જેના વાલમ ગયા વિદેશ, સંદેશા મોકલે,
મારે ગામ ઘણી ઘરવટ, વસે પિયુ વેગળે. મધુ૦- ૬

સખી **માગશીરે** માગણુના, મનોરથ પૂરતા,
મને મેલી બાળે વેશ, ચતુર ગુણ ચૂરતા;
સખી કોઈ રે સંદેશો લેઈ, આપી જાય મુજ કને,
તેને દેઉં રે મોતનકો હાર, અમુલખ ભૂષણે. મધુ૦- ૭

**પોષ** માસે પોતાની છંડી, શિયાળે ચાલીયા,
વાલેસર વિના વેરણુ રાત, સૂના મહેલ માળીયાં;
જાય જોબનીયું ભરપૂર, અરણ્ય જેમ માલતી,
જેના પિયુ રે ગયા પરદેશ, દુઃખે દીન કાઢતી. મધુ૦– ૮
પિયુ **મહા** માસે મત જાઓ રે, હિમાળો હાલશે,
રયણી એક વરસ સમાન, વિયોગી સાલશે;
લંકાથી **સીતા** ષટ માસે, **રામ** ઘર લાવીયા,
એવા વહી ગયા સાતે માસ, પ્રીતમ ઘેર ન આવીયા. મ૦–૯

હલકારો હસંત વસંત, આકાશથી ઉતર્યો,
માનું **ફાગણુ** સુર નર રાય, મળીને નોતર્યો;
હોળી ખેલે **ગોપી ગોવિંદ,** હમુ ઘર આવતી,
અતિ કેસુઆં ઝંપાપાત, વિયોગે માલતી. મધુ૦–૧૦
સખી **ચૈતરે** ચિત્ત થકી, વિછોહી વાલમે,
આવા દુઃખના દહાડા કિમ જાય, ઉગે રવિ આથમે;
આંખ મીંચાણે મળી જાય રે, ઉઘાડે વેગળો,
સામળીઓ સિદ્ધ સરૂપ, સુપનમાં આગળો. મધુ૦–૧૧
રમે હંસયુગલ શુક મોર, ચકોર સરોવરે,
નિજ નાથ સહિયરને સાથ, સુખે રમે વન ઘરે;
સુખ મંજરી આંબા ડાળે, કોયલ ટહુકતી,
સખી વાતમાં વીત્યો વસંત, રૂએ **રાજિમતી.** મધુ૦–૧૨
સખી **વૈશાખે** વનમાંહે રે, હીંચોળા હીંચતાં,
કદલીઘર ફૂલ બિછાય, ખુશીથી નાચતા;
સરોવર જળ કમળે કેલ, કરંતા રાજવી,
મુજ સરખી છબીલી નાર, લગન લેઈ લાજવી. મધુ૦–૧૩

**જેઠ** માસે જુલમના તાપ, તપંતી ભૂતળા,
આઠ માસનો મેઘ વિયોગ, બળે તરૂ કુતળા;
પશુ પંખી વિસામા ખાય રે, શીતળ છાયા તરૂ;
મારે પિયુ વિના નહિ વિસરામ, નાતીને નોતરૂં. મધુ૦-૧૪

સખી આવીયો માસ **આષાઢ**, ભરે જળ વાદળી,
ગરજારવે ટહુકે મોર, ઝબુકે વીજળી;
વરસાદે વસુધા નવપલ્લવ હરીઆં ધરે,
નદી નાળે ભરીઆં નીર, બપૈયો પિયુ પિયુ કરે. મધુ૦-૧૫

ચોમાસે કરી તરૂ માળા, રમતાં પંખીયાં,
એમ વીત્યા બારે માસ, પ્રીતમ ઘેર ન આવીયા;
**શ્રાવણ** સુદી છઠ્ઠે સ્વામી, ગયા **સહસાવને**,
લેઈ સંયમ કેવળી થાય, દીન પંચાવને. મધુ૦-૧૬

**નેમ** મુખથી **રાજુલ** નવ ભવ, નેહ નિહાળતી,
વૈરાગ સુધારસ લીન, સદા મન વાળતી;
કાળાંતરે **નેમ** દયાળ, તિહાં દેશના દીએ,
પ્રભુ હાથ સાહેલી સાથ, **રાજુલ** દીક્ષા લીએ. મધુ૦-૧૭

લઈ કેવળ કરી પરીસાટન, બેહુ મુગતિ ગયા,
બની પ્રીત તે સાદી અનંત, ભાગ્યે ભેળાં થયાં;
**શુભ વીરવિજય** સુખ લીલ, મગન વિશેષતા;
લોકનાળની નાટક શાળ, સમયમાં દેખતા. મધુ૦-૧૮

## શ્રી ભકિતવિજયજી વિરચિત.

# શ્રી હીરવિજયસૂરિ સજ્ઝાય

(૧૨૮)

બે કર જોડી વિનવુંજી, સારદા લાગુંજી પાય;
વાણી આપો નિર્મળીજી, ગાશું **તપગચ્છ** રાય.
તેં મન મોહ્યું રે હીરજી.–૧

**અકબર** કાગળ મોકલે, **હીરજી** વાંચે ને જોય;
તુજ મળવા અલજો ઘણો, **બીરબલ** કરનોજી જોય. તેં૦-૨

**અકબર** કરેજી વિનતિ, **ટોડરમલ** લાગેજી પાય;
પૂજ્ય ચોમાસું ઈહાં કરો, હોશે ધર્મ સવાય. તેં૦–૩

તેજ ઘોડાજી આતે અતિ ઘણા, પાયક સંખ્યા નહિ પાર;
મહાજન આવેજી અતિ ઘણા, **થાનસિંહ** શાહ ઉદાર.તેં૦–૪

પહેલું ચોમાસુંજી **આગરે**, બીજું **લાહોર** માંહિ;
ત્રીજું ચોમાસું **ફત્તેપુરે**, **અકબર** કરેરે ઉત્સાહિ. તેં૦–૫

ડામર સરોવર છોડીયાં, છોડયાં બંદીનાં બંધ;
છોડયાં પંખીને મૃગલાં, **અકબર** દે બહુમાન. તેં૦–૬

**તપગચ્છનાયક** રાજિઓ, **શ્રીવિજયસેન** સૂરીંદ;
તાસ શિષ્ય **ભક્તિ** ભણે, હોજો મુજ આનંદ. તેં૦–૭

---

## શ્રી રાજરતનજી વિરચિત

# શ્રી નેમરાજુલના બાર માસા

(૧૨૯)

સનેહી વીરજી જયકારી રે—એ રાગ.

**ચૈત્ર** માસે તે ચતુરા ચિંતે રે, **નેમ** જઈ વસ્યા એકાંત રે;
મનની કેમ ભાગે ભ્રાંત.
દયાળુ **નેમજી** દીલ વસીયો રે, એ તો શિવરમણીનો
રસીયો. દયાળુ૦— ૧

**વૈશાખે** વનિતા વિલખેરે; દુઃખ દેખીને મનડું કલખે રે;
પિયુ મળવાને તનડું તલપે. દયાળુ૦— ૨

**જેઠે** યૌવન યુવતિ લાજે રે, તડકા લૂ ઉના વાજે રે;
વિરહી દીલ ભીતર દાઝે. દયાળુ૦— ૩

અબળા એકેલી **આષાઢે** રે, વેલડી વળગી છે વાડે રે;
કર્યાં પંખીએ માળા ઝાડે. દયાળુ૦— ૪

**શ્રાવણ** સુંદર સોભાગી રે, વરસે ઝરમર ઝરમર ઝડ લાગી રે;
પીઉ મોર મધુર સ્વર રાગી. દયાળુ૦— ૫

ભલી ભામિની **ભાદરવા** માસેરે, પિયુને મળવાની આશે રે;
દીન રેન ગમે વિશ્વાસે. દયાળુ૦— ૬

**આસો** એ તો અવનિ ઓપે રે, તરૂણીની શોભા લોપે રે;
રાણી **રાજુલ** રતિય ન કોપે રે. દયાળુ૦— ૭

કહે **કાર્તિક** કામિની કાતી રે, પિયુ વિરહે દાઝે છાતી રે;
દીસે ગુંજા તણી પરે રાતી. દયાળુ૦— ૮

**માગશીરે** માનની મદમાતી રે, કોકિલ સમ કંઠે ગાતી રે;
દીપે કનકલતા તનુ ભાતી રે. દયાળુ૦– ૯
**પોષે** પ્રેમ સવાયો કીજે રે, અકળાયો અંત ન લીજે રે;
ઉપશમ રસ અમૃત પીજે. દયાળુ૦–૧૦
**મહા** મહીને મનોહર નારી રે, **ઉગ્રસેન** ધૂઆકની સારી રે;
વાલમ તમે જુઓ વિચારી. દયાળુ૦–૧૧
**ફાલ્ગુને** કેસુ વન ફળીઆં રે, **નેમજી રાજુલ**ને મળીઆંરે;
ભવભવનાં પાતિક ટળીઆં. દયાળુ૦–૧૨
બાર માસ ભલી પરે ગાયા રે, આજ અધિકાનંદ મેં પાયા રે;
**રાજરતન રસુલપુર** ઠાયા, દયાળુ**નેમજી** દીલ વસીયો રે.–૧૩

## શ્રી નેમજીના સાત વાર

(૧૩૦)

રાગ ઉપર મુજબ

**રવિવારે** તે હો રઢીયાળા રે, આદિત્યની આકરી ઝાળા રે;
એમ **રાજમતિ** કહે વહાલા, પ્રભુજી માનીએ અરદાસ રે,
વિસરી ન મૂકો નિરાશ. પ્રભુ૦–૧
**સોમ** સોળે કળાએ પૂરો રે, શશિ ચંદ નહીં અધૂરો રે;
તે માટે ચિંતા ચૂરો. પ્રભુ૦–૨
**ભોમ** મંગળ ભાગ્ય નિધાન રે, જેણે દૂર કર્યું અભિમાન રે;
નમીએ **નેમજી** ભગવાન. પ્રભુ૦–૩
**બુધે** પ્રભુ બોધ વધાર્યો રે, જેણે સંસારનો ભય વાર્યો રે;
ભવ્ય જીવને પાર ઉતાર્યો રે. પ્રભુ૦–૪
**ગુરૂ** બૃહસ્પતિ હાર્યો રે, જેણે મોહ મત્સર મદ માર્યો રે;
જીવન જમ ભયથી ઉગાર્યો. પ્રભુ૦–૫

ભૃગુ **શુક્ર** થકી ભય ભાગો રે, જેમ નાહર આગે છાગો રે;
નિજ થાનક જોવા લાગો. પ્રભુ૦–૬
**શનિશ્ચર** ચીડ કહી જે રે, સ્થિર સ્થાનક વાર લહીજે રે;
પ્રભુ ગુણ અવગુણ પરખીજે. પ્રભુ૦–૭
સાતવાર એ **રાજુલ** રાણી રે, કહે **રાજરતન** એમ વાણી રે;
પ્રભુ ગુણ ગાયે સુખીયા પ્રાણી. પ્રભુ૦–૮

---

## રાજુલની પંદર તિથિ

### (૧૩૧)

રાગ ઉપર મુજબ

**પડવે** પિયુ પ્રીતજ પાળો રે, પ્રેમદા શું અબોલા ટાળો રે;
નેહ કરીને નજરે ભાળો, મનોહર મળવું સુધારસ તોલે રે.
રાણી **રાજુલ** એણી પરે બોલે. મનોહર૦–૧

**બીજે** બીજો નેહ ન કીજે રે, છોગાળા છેહ ન દીજે રે;
ખોટી વાતનો અંત ન લીજે. મનોહર૦–૨

**ત્રીજે** તે તમને નમીએ રે, પિયુ પરદેશ કિમ ભમીએ રે;
નિજ સ્વામીની સંગે રમીએ. મનોહર૦–૩

**ચોથે** ચિત્ત ચોકખું કીધું રે, જેણે દાન અભય જગ દીધું રે;
તેણે જીવિતનું ફળ લીધું. મનોહર૦–૪

**પાંચમે** પંચમ જગપતિ જોઈ રે, ભાખે કેસરની ખુશબોઇ રે;
કીમ કાઢી નંખાયે ધોઈ. મનોહર૦–૫

**છઠે** ષડવિધ જીવના માતા રે, જિમ આઠે પ્રવચન માતા રે;
એ તો સાચે કરમ વિધાતા. મનોહર૦–૬

ગયો શોક **સાતમ** તિથી સારી રે, **નેમ** નિરંજન બ્રહ્મચારી રે;
તેના નામની જાઉં બલિહારી. મનોહર૦–૭
આવી **આઠમ** આનંદકારી રે, હું તો આઠ ભવાંતર નારી રે;
વાલમ મત મૂકો વિસારી. મનોહર૦–૮
**નોમે** નવમો ભવ સારો રે, **નેમ રાજુલ**નો આધારો રે;
નેહ નિર્વહી પાર ઉતારો રે. મનોહર૦–૯
**દશમે** પ્રભુ દયા ધરી જે રે, અબળાની આશિષ લીજે રે;
તે માટે દરિશણુ દીજે. મનોહર૦–૧૦
**અગિયારસે** એકલી નારી રે, પિયુ મેલી તમે નિરધારી રે;
પ્રીતમ તમે પર ઉપકારી. મનોહર૦–૧૧
**બારસના** બોલ સંભાળો રે, આડો આવ્યો વરસાળો રે;
મોહન કીમ ભરીએ ઉચાળો. મનોહર૦–૧૨
**તેરશે** તોરણુથી ફરીઆ રે, ગીરનાર ભણી સંચરીઆ રે;
**નેમ રાજિમતી** નહિ વરીયા. મનોહર૦–૧૩
**ચૌદશથી** ચિંતા ભાંગી રે, સુત સમુદ્રવિજય લય લાગી રે;
પ્રભુ થઈ બેઠા નિરાગી. મનોહર૦–૧૪
**પુનમે** તો પરમ પદ ધારી રે, થયા જન્મ મરણુ ભય વારી રે;
પ્રભુએ **રાજુલને** તારી. મનોહર૦–૧૫
પંદર તિથિ પૂરી ગાઈ રે, કહે **રાજરતન** સુખદાઈ રે;
તેજ **ખેટકપુરમાં** સવાઈ. મનોહર૦–૧૬

## શ્રી વીરવિજયજી વિરચિત

# રાજિમતી અને રહનેમિનો સંવાદ

(૧૩૨)

વાયા વાયા ઉત્તર દિશિના વાય જો.–એ રાગ.

**રહનેમિ** અંબર વિણુ **રાજુલ** દેખી જો,
મદનોદય મોહ્યા મુનિ ચિત્ત ગવેષી જો;
કહે સુંદરી સુંદર મેળા સંસારમાં જો.– ૧

સંસારી મેળા આવે શા કાજ જો,
ચીર ધરી કહે **રાજુલ** તુમે મુનિરાજ જો;
આજ કિશું સંભાળો મેળા વિસર્યા જો.– ૨

વિસરે નહિ રાગીને પૂરવ પ્રીત જો,
પ્રીત કરી રહે દૂર એ મૂરખ રીત જો;
ચતુર શું ચિત્ત મેળાવો ચતુરને સાંભળે જો.– ૩

સાંભળે પણ હમશું તુમ શો મેળાપ જો,
દીયર ભોજાઈ પણાની જગમાં છાપ જો;
તેમાં શો ચિત્ત મેળો ફોગટ રાગનો જો.– ૪

ફોગટ રાગે રોતાં તુમે ઘરમાંહી જો,
તજી તુમને મુજ ભાઈ ગયા વનમાંહી જો;
અમે તુમ ઘેર નિત વાત વિસામે આવતાં જો.– ૫

આવતાં તો હું દેતી આદરમાન જો,
પ્રીતમ લઘુ બંધવ મુજ ભાઈ સમાન જો;
કંત વિયોગે તુમશું વાત વિસામતી જો.– ૬

વિસામા વનિતાને વલ્લભ કેરા જો,
અણુ પરણી કન્યાને કંત ઘણેરા જો;
એક પખો જે રાગ તે ધરવો નવિ ઘટે જો.— ૭
નવિ ઘટે સતીઓ જે નામ ધરાવે જો,
બીજો વર વરવા ઇચ્છા નવિ ભાવે જો;
ન ફરે પંચની સાખે જે તિલકે ધર્યો જો.— ૮
તિલક ધરે તે તો સામાન્ય ઠરાય જો,
મંગળ વરતે કર મેળાપક થાય જો;
માય પછી વોળાવે કન્યા સાસરે જો.— ૯
સાસરીયે કુમારી જમવા જાય જો,
વસ્તુ સામાન્ય વિશેષે લઇ સમજાય જો;
કર મેળાવા પહેલાં મન મેળા કરે જો.—૧૦
મેળા કરવા અમે તુમ ઘેર આવંતાં જો,
ભૂષણ ચીવર મેવા ફળ લાવંતાં જો;
તુમ લેતાં અમને થઈ આશા મોટકી જો.—૧૧
મ્હોટી આશા શી થઈ તુમ દીલમાંહી જો,
દેવર જાણી હું લેતી ઉચ્છાંહી જો;
સસરાનું ઘર લહી ન ધરી શંકા અમે જો.—૧૨
અમે જાણ્યું પતિ વિણુ રાજુલ ઓશિયાળી જો,
એહને પરણી સુખ ભર પ્રીતડી પાળી જો;
દંપતિ દીક્ષા લેશું યૌવનમાં નહિ જો.—૧૩
નહિ ઓશિયાળી હું જગમાં કહેવાણી જો,
ત્રણ જગતના રાજાની હું રાણી જો;
ભૂતળ સ્વર્ગે ગવાણી પ્રભુ ચરણે રહી જો.—૧૪

રહી ચરણે તો સુખ સંસાર ઠગાણી જો,
ચંપકવરણી તુજ કાયા શોષાણી જો;
તપ જપ કષ્ટ જે કરવું તે વૃદ્ધાપણે જો.–૧૫
વૃદ્ધાપણે મુનિને નવિ થાય વિહાર જો,
થિર વાસે એક ઠામ રહે અણગાર જો;
જે જે કારજ કરવું તે જોબન વયે જો.–૧૬
જોબન વય ઝગમગતી તુમ હમ જોગ જો,
ચાલો ઘેર જઈ વિલસીયે સુખ ભોગ જો;
વાત બની એકાંતે ગુફામાં પુણ્યથી જો.–૧૭
પુણ્યે દીક્ષા લીધી પ્રભુની પાસ જો,
સંયમથી સુર મુગતિ તણા સુખવાસ જો;
વિરૂઆ વિષ ફળ ખાવા ઇચ્છા શી કરો જો.–૧૮
શી કરો તો **પાસ** પ્રભુ અણગાર જો,
ઉપદેશે ઘર છંડી થશે મુનિ ચાર જો;
તે ભવ મોક્ષ સુણીને કિમ જઈ ઘરે વસ્યા જો.–૧૯
ઘરે વસ્યા પણ મુનિ દીઠા તપ કરતા જો,
પશ્ચાતાપ કરી ફરી સંયમ ધરતા જો;
પરિશાટન કરી પરમાતમ પદવી વર્યા જો.–૨૦
વરી પદવી પણ ભુક્તભોગી થઈ તેહ જો,
તુમ ઉપર અમને પૂરવનો નેહ જો;
અધુરાને દુક્કર સંયમ સાધન વિધિ જો.–૨૧
વિધિએ વ્રત ધરી **થાવચ્ચાકુમાર** જો,
સિદ્ધગિરિ સિધ્યા સાથે સાધુ હજાર જો;
**વીરને** વારે **અઇમુત્તા** મુગતે જશે જો.–૨૨

જશે ખરા પણ બાળપણામાં જોગી જો,
વાત ન જાણે સા સંસારિક ભોગી જો;
ભુગત ભોગી થઈ અંતે સંયમ સાધશું જો.—૨૩
સાધશું અંતે સંયમ તે સવિ ખોટું જો,
જરા પણાનું દુઃખ સંસારે મ્હોટું જો;
વ્રત ભાંગીને જીવ્યા તે નરકે ગયા જો.—૨૪
ગયા નરકે તે જેણે ફરી વ્રત નવિ ધરીયા જો,
ભાંગે પરિણામે સંયમ આચરીયા જો;
ચારિત્રે ચિત્ત ઠરશે ઇચ્છા પૂરણે જો.—૨૫
ઇચ્છા પૂરણ કોઈ કાળે નવિ થાવે જો,
સ્વર્ગ તણા સુખ વાર અનંતી પાવે જો;
ભવભય પામી પંડિત દીક્ષા નવિ તજે જો.—૨૬
નવિ તજે તો પૂરવધર કિમ ચૂકયા જો,
રહી ઘર વાસે તપ જપ વેષ જ મૂકયા જો;
અરિહા વાત એકાંતે શાસન નવિ કહે જો.—૨૭
કહે એકાંતે બ્રહ્મચર્ય જિનવરીયા જો,
વ્રત તજી પૂરવધર નિગોદે પડીયા જો;
વિષ ખાતાં સંસારે કુણ સુખીયા થયા જો.—૨૮
થયા જિનેશ્વર સુખ વિલસી સંસારે જો,
કેવળ પામી પછી જગતને તારે જો;
દીક્ષા લેશું આપણે સુખ લીલા કરી જો.—૨૯
કિરીયા સંયમ જિન આણા શિર ધારો જો,
ચળચિત્ત કરીને ચરણ તણું ફળ હારો જો;
વમન ભખંતાં શ્વાન પરે વાંછા કરો જો.—૩૦

કર્યો અમને તુમે શ્વાન બરાબર સાચો જો,
તો તુમશું હવે રાગ તે ધરવો કાચો જો;
લાગ્યો તમાચો શિક્ષાનો મુજને ઘણો જો.–૩૧
મુજને ઘણો છે દીયરીઆનો નેહ જો,
તેણે કહું છું અગંધન કૂળના નાગ જો;
અગનિ પડે પણ વિષ વમીયું ચૂસે નહિ જો.–૩૨
ચૂસે નહિ તિર્યંચ પશુ વિખ્યાત જો,
તેથી ભુંડો હું નર ક્ષત્રિય જાત જો;
તમે ગુરૂ માતા વાત કિહાં કરશો નહિ જો.–૩૩
કરશો નહિ પણ જાણે જિનવર જ્ઞાની જો,
જ્ઞાની આગળ વાત ન જગમાં છાની જો;
પ્રભુ પાસે આલોયણ લઈ નિર્મળ થાવું જો.–૩૪
નિર્મળ થાવા જઈશું પ્રભુની પાસે જો,
મિચ્છામિદુક્કડં તુમશું શુભ વાસે જો;
કૂપ પડંતાં તુમે કર ઝાલી રાખીયો જો.–૩૫
રાખે આતમ પોતાનો મુનિરાયા જો,
સ્વામી સહોદર માત **શિવા**ના જાયા જો;
**રહનેમ** સંયમે ઠરીયા ઈમ સાંભળી જો.–૩૬
સાંભળી જઈ પ્રભુ ચરણે શીશ નમાવી જો,
આલોયણ લઈ ઉજ્વલ ભાવના ભાવી જો;
કેવળ પામી શિવ પદવી વરીયા સુખે જો.–૩૭
સુખે રહ્યા ઘરમાં શત વરસ તે ચાર જો,
એક વરસ છદ્મસ્થે **રાજુલ** નાર જો;
એક વિહુણાં પાંચશેં વરસ જ કેવળી જો.–૩૮

કેવળી થઈને વિચર્યા દેશ વિદેશ જો,
બહુ જન તાર્યા દેઈ વર ઉપદેશ જો;
શિવ સુખ સજ્જાએ પોઢ્યા અગુરૂલઘુ ગુણેજો.–૩૯
ગુણે કરી હોય ગાથા સુણજો સયણાં જો,
એક એક ગાથા અંતર બેહુનાં વયણાં જો;
**શ્રીશુભવીર** વિવેકી નિત્ય વંદન કરે જો.–૪૦

---

## શ્રી ઉત્તમચંદજી વિરચિત.

# શ્રીરાજિમતિ રહનેમિની સજ્ઝાય

(૧૩૩)

એક દિવસ વિષે **રહનેમિ** રહ્યા કાઉસગ્ગ ધ્યાને;
**રાજુલ** રહી તસ ગુફામાંહી, ચીવર સૂકાવે છાને. એ આંકણી.
ઋષિ **રાજુલ** દેખીને ગળીયા છે, કાઉસગ્ગ કરવાને બળીયા છે;
મુનિ માંહીથી ચળીયા છે. એક૦–૧
**રહનેમ** હર્ષ હૈડે લાવે, પેખી **રાજિમતી** બહુ સુખ પાવે,
મન ચિંતવે **રાજુલ** પ્રિયે આવે, ઓ વહુઅરજી,
અમ સાથે સંસાર તણાં સુખ માણો; સો પરિહરીજી,
પ્રેમ પ્રિય કે બંધવ ઉપર આણો. એક૦–૨
આપણે સંસાર સફળ કરશું, પછી વૃદ્ધ પણે વળી વ્રત ધરશું;
લેઈ સંયમ ભવસાગર તરશું. ઓ વહુઅરજી૦–૩
ઇમ નિસુણી વચન **રાજુલ**નારી, દે સાર શિખામણ સુખકારી;
કહે ઉત્તમ વાણી હિતકારી, ઓ દેવરજી,
વ્રત ભૂલ્યાં ભમશો લહેશો ભવ ભારી.–૪

વ્રત ચૂકીને દુર્ગતિ અવતરશો, પરમાધામીને વશ પડશો;
જો આળ હમારી તુમે કરશો. ઓ દેવરજી૦-૫
તેં નિજ કૂળની લજ્જા મૂકી, અતિચાર ગયો સંયમ ચૂકી;
કુણ નિરખે હો મુનિ નિજ થૂંકી. ઓ દેવરજી૦-૬
એહ વાત તુંને નવિ છાજે છે, ઈમ જપંતાં યદુકૂળ લાજે છે;
વળી મહાવ્રત તમારાં ભાંજે છે. ઓ દેવરજી૦-૭
જુઓ અમ સરખી રાણી રૂડી, ભર યૌવન તુમ ભ્રાતે છોડી;
તોય મૂરખ પ્રીતિ કિસી જોડી, ઓ **રહનેમિ**;
**નેમિ** તણી હું નારી તે જોને વિચારી, અતિ હિતકારી;
ગુરૂ બંધવની નારી તે જનની ત્હારી.-૮
પ્રતિબોધ ઈત્યાદિક ઈમ આપી, દેવરનું દિલડું સ્થિર સ્થાપી;
દેઈ મિથ્યા દુષ્કૃત અઘ કાપી. ઓ રહનેમિ૦-૯
તવ તે તિહાંથી તુરત જ વળીયા, કહે ઉત્તમ જન પંથે ભળીયા;
**રહનેમિ રાજુલ** જિનને મળીયા. ઓ રહનેમિ૦-૧૦
સહસાવન સંયમ નિરધારી, શિવ પહોંત્યા જિન **રાજુલ** નારી;
એ અવિચળ જોડ યદુ અવતારી, પ્રભુ સુખકારી,
લેઈ સંયમ **રહનેમિ** વર્યા શિવનારી, ભવિ ઉપગારી,
**નેમિ** નવ ભવ નેહ પ્રથમ પ્રિય તારી.-૧૧
**રહનેમિ** સંસાર જણાવ્યો છે, **રાજુલ** શુદ્ધ માર્ગ સુણાવ્યો છે;
ઈહાં એ અધિકાર બનાવ્યો છે. પ્રભુ ઉપગારી૦-૧૨
સંવત પંચોતેર અઢારે, કાર્તિક સુદી બીજ રવિવારે;
ચિત્ત ચોકસ ચાર ચતુર ધારે. પ્રભુ ઉપગારી૦-૧૩
ગુરૂ **ગૌતમ** નામે જસ પાયો, તસ શિષ્ય **ખુશાલવિજય** ભાયો;
તસ શિષ્ય **ઉત્તમચંદ** ગુણ ગાયો. પ્રભુ ઉપગારી૦-૧૪

# શ્રી વસતા મુનિ વિરચિત

(૧૩૪)

કાઉસગ્ગ થકીરે **રહનેમિ**, **રાજુલ** નિહાળી, ચિત્તડું ચળીયું;
તવ બોલે **રાજુલ** નાર રે, દેવરીયા મુનિવર ધ્યાનમાં રહેજો;
ધ્યાન થકી હોય ભવનો પાર રે. દેવરીયા૦—૧

ઉત્તમકુળના યાદવકુળને અજુવાળી, લીધો છે સંયમભાર રે; દે૦
હું રે વ્રતી રે તું છે સંયમધારી, જાશો સર્વે વ્રતહારી રે. દેવ૦–૨

વિષધર વિષ વમી આપ ન લેવે, કરે પાવક પરિચાર રે; દેવ૦
તુજ રે બાંધવ **નેમજી**એ મુજને રે વમી, વમ્યો ન ઘટે તુમને આહાર રે. દેવ૦—૩

નારીઅછેરે જગમાં વિષની રે,વેલી,નારી છે અવગુણનો ભંડારરે;દે૦
નારી મોહે રે મુનિવર જેહ વિગૂતા, તે નવિ લહે ભવનો પાર રે. દેવરીયા૦—૪

નારીનું રૂપ દેખી મુનિને ન રહેવું,એ છે આગમમાં અધિકારરે; દે૦
નારી નિઃસંગી તે તો મુનિવર કહીએ, ન કરે ફરી સંસાર રે. દેવરીયા૦—૫

એરે સતીનાં મુનિવર વચન સુણીને, પામ્યા તવ પ્રતિબોધરે; દે૦
**નેમજી** ભેટીને ફરી સંયમ લીધો,કર્યો છે આતમ શોધ રે.દે૦–૬

ધન્ય રે સતી જેણે મુનિપ્રતિબોધ્યા,ધન્ય ધન્ય એ અણગાર રે;દે૦
એ રે **વસતા**મુનિના વચન સુણીને, ફરી ન કરે સંસાર રે. દેવરીયા૦—૭

## શ્રી વિમળદીપ વિરચિત

# શ્રી વરદત્તકુમારની સજ્ઝાય

(૧૩૫)

વિચરંતા **નેમિ** જિણેસર આવીયારે,ગઢ **ગિરનાર** સહસાવન જાય;
સહસ અઢાર સંઘાતે સાધુ શોભતા રે, ધર્મ પ્રકાશે પર્ષદામાંય.
ધનધન દહાડો રે ધન ઘડી આજની રે.—૧
વનપાળકની સુણી વધામણી રે, હરખ્યા **કૃષ્ણાદિક** નરનાર;
હય ગય રથ પાયક પરિવારશું રે,વાંદીને સફળ કર્યો અવતાર.ધ૦
દોય દશ આવર્ત્તે કરી વંદના રે, **નેમિ** જિનેસર ને મુનિરાય;
શત્રુમિત્ર સર્વે સમભાવશું રે, તે સુણિ હરિ મન હર્ષિત થાય.
ધન૦—૩
સોળ શણગાર સજી સહુ સુંદરીરે, શિયળવંત **સત્યભામા રૂકિમણી** નાર;
પ્રભુને વાંદીને ચૂરતાં કર્મને રે, નિરખતાં પ્રભુનો દેદાર. ધ૦-૪
કોઈ મુનિ ધ્યાન ધરે જોગાસને રે,કોઈ મુનિ કરતા તે જ્ઞાન અભ્યાસ;
કોઈ મુનિ તપ જપ કિરિયા આદરે રે, કરવા આતમ નિજ ઉપગાર. ધન૦–૫
ભવજળ તારણી સુણીને દેશના રે,**વરદત્ત** કુમારને **રાજુલ** નાર;
સહસ પુરૂષશું સંયમ આદર્યો રે, કરવા શિવરમણી શું મેળાપ.
ધન૦—૬
પંચ આચાર નિવારો ક્રોધને રે,ઇચ્છા નિરોધી સંબળ લેજો સાર;
એહવા મુનિરાજને કરૂં વંદના રે, **વિમળદીપ** કહે તેણિ વાર.
ધન૦—૭

## શ્રી રૂપવિજયજી વિરચિત.

# શ્રી રહનેમિની સજ્ઝાય

(૧૩૬)

કાઉસગ્ગધ્યાને મુનિ **રહેનેમિ** નામે, રહ્યા છે ગુફામાં શુભ પરિણામ રે;
દેવરીયા મુનિવર ધ્યાનમાં રહેજો, ધ્યાન થકી હોય ભવનો પારરે. દે૦
વરસાદે ભીનાં ચીર મોકળાં કરવા, **રાજુલ** આવ્યા તિણે ઠામરે. દેવ૦—૧
રૂપે રતિરે વસ્ત્ર વર્જિત બાળા, દેખી ખોલાણો તેણે કામરે; દેવ૦
દિલડું ખોલાણું જાણી **રાજુલ** ભાખે, રાખો સ્થિર મન ગુણના ધામ રે. દેવ૦-૨
જાદવકુળમાં જિનજી **નેમ** નગીનો, વમન કરી છે મુજને તેણ રે; દેવ૦
બંધવ તેહના તમે **શિવાદેવીના** જાયા, એવડો પટંતર કારણ કેણ રે. દેવ૦-૩
પરદારા સેવી પ્રાણી નરકમાં જાય, દુર્લભબોધી હોય પ્રાય રે; દે૦
સાધવી સાથે ચૂકી પાપ જે બાંધે, તેહનો છુટકારો કદીય ન થાય રે. દેવ૦—૪
અશુચિ કાયા રે મળ મૂત્રની ક્યારી, તમને કેમ લાગી એવડી પ્યારી રે; દેવ૦
હું રે સંયમી તમે મહાવ્રત ધારી, કામે મહાવ્રત જાશો હારીરે. દે૦૫
ભોગ વમ્યા રે મુનિ મનથી ન ઈચ્છે, નાગ અગંધન કૂલની જેમ રે; દેવ૦

ધિક્ક કૂળ નીચા થઈ નેહથી નિહાળે, ન રહે સંયમ શોભા
એમ રે. દેવ૦—૬
એવા રસીલા રાજુલ વયણ સુણીને, બુઝયા રહનેમી પ્રભુજી
પાસ રે; દેવ૦
પાપ આલોઈ ફરી સંયમ લીધું, અનુક્રમે પામ્યા શિવ વાસ રે.
દેવ૦—૭
ધન્ય ધન્ય જે નરનારી સંયમ પાળે, સમુદ્ર તર્યાં સમ વ્રત છે
એહ રે; દેવ૦
રૂપ કહે તેહના નામથી હોવે, અમ મન નિર્મળ સુંદર દેહ રે. દે૦૮

---

શ્રી જિનહર્ષસૂરિ કૃત

## શ્રી રાજમતિની સજ્ઝાય

(૧૩૭)

કેસર વરણો હો કાઢ. કસુંબો મારા લાલ.—એ રાગ

કાંઈ રીસાણા હો નેમ નગીના, મારા લાલ.
તું પર વારી હો બુદ્ધે લીના; મારા લાલ.
વિરહ વિછોહી હો, ઊભી છોડી, મારા લાલ.
પ્રીતિ પુરાણી હો કે, તેં તો તોડી. મારા લાલ.—૧

સયણ સનેહી હો કે, કહ્યું પણ રાખો, મારા લાલ.
જે સુખ લીણા હો કે, છેહ ન દાખો; મારા લાલ.
નેમ ન હોજો હો, કે નિપટ નિરાગી, મારા લાલ.
કયે અવગુણે હો, કે મુજને ત્યાગી. મારા લાલ.—૨

સાસુ જાયા હો, કે મંદિર આવો, મારા લાલ.
વિરહ બુઝાવો હો, કે પ્રેમ બતાવો; મારા લાલ.
કાંઈ વનવાસી હો, કે કાંઈ ઉદાસી, મારા લાલ.
જોબન જાસી હો, કે ફેર ન આસી. મારા લાલ.–૩

જોબન લાહો હો, કે વાલમ લીજે, મારા લાલ.
અંગ ઉમાહો હો, કે સફળ કરી જે; મારા લાલ.
હું તો દાસી હો, કે આઠ ભવાંરી, મારા લાલ.
નવમે ભવ પણ હો, કે કામણગારી. મારા લાલ.–૪

રાજુલ દીક્ષા હો, કે લહી દુઃખ વારે, મારા લાલ.
દીયર રહનેમિ હો, કે તેહને તારે; મારા લાલ.
નેમ તે પહેલાં હો, કે કેવળ પામી, મારા લાલ.
કહે જિનહર્ષે હો, કે મુક્તિ ગામી. મારા લાલ.–૫

# શ્રી વંકચૂલની સજ્ઝાય

( ૧૩૮ )

કોઇ લો પર્વત ધૂંધલો રે લાલ. એ રાગ

જંબુદ્વીપમાં દીપતું રે લાલ, ક્ષેત્ર ભરત સુવિશાળ રે; વિવેકી.
શ્રીપુર નગરનો રાજીઓ રે લાલ, વિમળયશા ભૂપાળ રે. વિ૦
આદરજો કાંઇ આખડી રે લાલ.–૧ એ આંકણી.

સુમંગલા પટરાણીએ રે લાલ, જનમ્યા તે યુગલ અમૂલ રે; વિ૦
નામ ઠવ્યું દોય બાળનું રે લાલ, પુષ્પચૂલા વંકચૂલ રે.
વિવેકી. આ૦–૨

અનુક્રમે ઉદ્ધત થયો રે લાલ, લોક કહે વંકચૂલ રે; વિ૦

લોક વચનથી ભૂપતિ રે લાલ, કાઢચો સુત **વંકચૂલ** રે.
વિવેકી. આ૦-૩
**પુષ્પચૂલા** લઈ બેનડી રે લાલ, પલ્લીમાં ગયો **વંકચૂલ** રે; વિ૦
પલ્લીપતિ કર્યો ભિલ્લડે રે લાલ, ધર્મ થકી પ્રતિકૂળ રે.
વિવેકી. આ૦-૪
સાત વ્યસન સરસેં રમે રે લાલ, ન ગમે ધર્મની વાત રે; વિ૦
ધાડ પાડે ને ચોરી કરે રે લાલ, પાંચસે તેણી સંગાથ રે.
વિવેકી. આ૦-૫
**ગજપુર**પતિ દીયે દીકરી રે લાલ, રાખવા નગરનું રાજ રે; વિ૦
સિંહગુફા તિણે પલ્લીમાં રે લાલ, નિર્ભય રહે ભિલ્લ રાજ રે.
વિવેકી. આ૦-૬
**સુસ્થિત** સદ્‌ગુરૂથી તેણે રે લાલ, પામ્યા નિયમ તે ચાર રે; વિ૦
ફળ અજાણ્યું કાગ માંસનો રે લાલ, પટરાણી પરિહાર રે.
વિવેકી. આ૦-૭
સાત ચરણ ઓસર્યા બિના રે લાલ, ન દેવો રિપુ શિર ઘાવ રે;
અનુક્રમે તે ચારે નિયમના રે લાલ, પારખાં લહે ભિલ્લરાય રે.
વિવેકી. આ૦-૮
**વંકચૂલે** ચારે નિયમના રે લાલ, ફળ ભોગવ્યાં પ્રત્યક્ષ રે; વિ૦
પરભવે સુર સુખ પામીયો રે લાલ, આગળ લહશે મોક્ષ રે.
વિવેકી. આ૦-૯
કષ્ટ પડે જે સાહસી રે લાલ, ન લોપે નિજ સીમ રે; વિ૦
કહે **મતિ** નીકી તેહની રે લાલ, જેહ કરે ધર્મ નીમ રે.
વિવેકી. આદર૦-૧૦

---

# શ્રી મેઘરથ રાજાની સજ્ઝાય

( ૧૩૯ )

દશમે ભવે શ્રી શાંતિજી, **મેઘરથ** જીવડો રાય; રૂડા રાજા.
પોષધ શાલામાં એકલા, પોસહ લીયો મન ભાય. રૂડા રાજા.
ધન્ય ધન્ય **મેઘરથ** રાયજી, જીવદયા ગુણખાણ. ધર્મી રાજા.
ધન્ય૦—૧

ઈશાનાધિપ ઈંદ્રજી, વખાણ્યો **મેઘરથ** રાય; રૂડા રાજા.
ધર્મે ચળાવ્યો નવિ ચળે, મહાસુર દેવતા રાય. રૂડા૦ ધન્ય૦—૨
પારેવું સીંચાણા મુખે અવતરી, પડીયું પારેવું ખોળામાંય; રૂડા૦
રાખ રાખ મુજ રાજવી, મુજને સીંચાણો ખાય. રૂડા૦ ધન્ય૦—૩
સીંચાણો કહે સુણો રાજીયા, એ છે માહરો આહાર; રૂડા૦
**મેઘરથ** કહે સુણ પંખીયા, હિંસાથી નરક અવતાર. રૂ૦ ધ૦—૪
શરણે આવ્યું રે પારેવડું, નહીં આપું નિરધાર; રૂડા૦
માટી મંગાવી તુજને દેઉં, તેહનો તું કર આહાર. રૂડા પંખી.
ધન્ય૦—૫

માટી ખપે મુજ એહની, કાં વળી તાહરી દેહ; રૂડા રાજા.
જીવદયા **મેઘરથ** વશી, સત્ય ન મેલે ધર્મી તેહ. રૂ૦ ધ૦—૬
કાતી લેઈ પિંડ કાપીને, લે માંસ તું સીંચાણ; રૂડા પંખી.
ત્રાજવે તોળાવી મુજને દીઓ, એ પારેવા પ્રમાણ. રૂ૦ ધ૦—૭
ત્રાજવું મંગાવી **મેઘરથ** રાયજી, કાપી કાપી મૂકે છે માંસ; રૂ૦
દેવ માયા ધારણ સમી, નાવે એકણ અંશ. રૂડા રા૦ ધ૦—૮
ભાઈ સુત રાણી વલવલે, હાથ ઝાલી કહે તેહ; ઘેલા રાજા.
એક પારેવાને કારણે, શું કાપો છો દેહ. ઘેલા રાજા. ધ૦—૯

મહાજન લોક વારે સહુ, મ કરો એવડી વાત; રૂડા રાજા.
**મેઘરથ** કહે ધર્મફળ ભલાં, જીવદયા મુજ ધાત. રૂ૦ ધ૦-૧૦
ત્રાજવે બેઠા રાજવી, જે ભાવે તે ખાય; રૂડા પંખી.
જીવથી પારેવો અધિકો ગણ્યો, ધન્ય પિતા તુજ માય. રૂડા રાજા. ધન્ય૦-૧૧
ચડતે પરિણામે રાજવી, સુર પ્રગટ્યો તિહાં આય; રૂડા રાજા.
ખમાવે બહુવિધે કરી, લળી લળી લાગે પાય. રૂ૦ ધ૦-૧૨
ઇંદ્રે પ્રશંસા તાહરી કરી, તેહવો તું છે રાય; રૂડા રાજા.
**મેઘરથ** કાયા સાજી કરી, સુર પહોતો નિજ ઠાય. રૂ૦ધ૦-૧૩
સંયમ લીધો **મેઘરથ** રાયજી, લાખ પૂરવનું આય; રૂડા રા૦
વીશસ્થાનક વિધિએ સેવીયાં, તીર્થંકર ગોત્ર બંધાય. રૂ૦ ધ૦-૧૪
ઇગ્યારમે ભવે શ્રી**શાંતિજી**, પહોતા સર્વાર્થસિદ્ધ; રૂડા રાજા.
તેત્રીસ સાગર આઉખું, સુખ વિલસે સુર રિદ્ધ. રૂ૦ ધ૦-૧૫
એક પારેવાની દયા થકી, બે પદવી પામ્યા નરિંદ; રૂડા રાજા.
પાંચમા ચક્રવર્ત્તિ જાણીએ, સોળમા શાંતિ જિણંદ. રૂ૦ ધ૦-૧૬
બારમા ભવે શ્રી**શાંતિજી**, અચિરા કૂખે અવતાર; રૂડા રાજા.
દીક્ષા લેઇને કેવળ વર્યા, પહોતા મુગતિ મોઝાર. રૂ૦ ધ૦-૧૭
ત્રીજે ભવે શિવસુખ લહ્યા, પામ્યા અનંતુ જ્ઞાન; રૂડા રાજા.
તીર્થંકર પદવી લહી, લાખ વર્ષ આયુ જાણ. રૂડા૦ ધ૦-૧૮
દયા થકી નવનિધિ હોવે, દયા તે સુખની ખાણ; રૂડા રાજા.
ભવ અનંતની એ સગી, દયા તે માતા જાણ. રૂ૦ ધ૦-૧૯
ગજ ભવે સસલો રાખીઓ, **મેઘકુમાર** ગુણખાણ; રૂડા રા૦
**શ્રેણિકરાય** સુત સુખ લહ્યાં, પહોતો અનુત્તર વિમાન. રૂ૦ધ૦-૨૦
એમ જાણી દયા પાળજો, મનમાંહિ કરૂણા આણ; રૂડા રાજા૦
**સમયસુંદર** એમ વીનવે, દયાથી સુખ નિરવાણ. રૂ૦ધ૦-૨૧

શ્રી ભાણુચંદ્રજી વિરચિત

# શ્રી સંગ્રામસોનીની સજ્ઝાય

(૧૪૦)

રાગ વેલાવળ

## દોહા

શ્રી **શંખેશ્વર** પાય નમી, શારદ માત પસાય;
**સોની શ્રી સંગ્રામના**, ગુણગાયે નવનિધિ થાય.–૧
**માંડવગઢનો** રાજિયો, **ગ્યાસુદ્દીન** પાતશાહ;
એક દિન બહાર ખેલવા, ચાલ્યો ધરી ઉછાહ.–૨
સાથે સીત્તેર ખાન છે, બહોંતેર ઉમરાવ જાણ;
**સોની** પણ **સંગ્રામ** છે, તેહનાં કરૂં વખાણ.–૩

## ઢાળ

મારગ માથે આમવૃક્ષ, ઉગ્યો અતિ સાર;
તે દેખી કોઇ દુષ્ટ જીવ, બોલ્યો તેણિ વાર.—૧
એ આંબા હૈ વાંઝીયા, સુણો સાહિબ મેરા;
ભૂપ કહે તુમ દૂર કરો, રાખો મત નેડા. મારગ૦–૨
વળતો **સોની** ઉચરે, હું કરૂં અરદાસ;
આંબો મુજને સાન કરે, કહો તો જાઉં પાસ. મારગ૦–૩
હુકમ લેઈને ત્યાં ગયો, દીયે આંબા શું કાન;
માંડી વાત છાની કહી, આવ્યો તે બુદ્ધિનિધાન, મારગ૦–૪
સુણો સુલતાન આંબે કહી, મુજને એક વાત;
આવતા વર્ષે જો નવિ ફળું, તો કરજો મુજ ઘાત. મારગ૦–૫

**ગ્યાસુદ્દીન** જાણી કહે, જૂઠે હો **સંગ્રામ**;
મોં શું ન બોલે રૂખડા, યહ બકાલકે કામ. મારગ૦-૬
વળતું **સોની** ઉચરે, ન ફળે જો એહ;
એને કરતાં તે તમે, મુજને કરજો તેહ. મારગ૦-૭
નિજનિજ સ્થાનક સહુ વલ્યા, **સોની** કરે ઉપાય;
દેવ ગુરૂની પૂજા કરે, આંબા પાસે જાય. મારગ૦-૮
પ્રેમ સહીત ગહૂંલી કરે, સમરે ગુરૂદેવ;
જો મુજ ધર્મની આસતા, ફળજો નિતમેવ.
પુણ્યે વંછિત સબ ફળે.-૯
અનુક્રમે આંબો મોરિયો, માળી આવી વધાવે;
સર્વ આંબા પહેલાં ફળ્યો, **સોની** તિહાં આવે. પુણ્યે૦-૧૦
પુત્ર બેસાડી હાથીએ, કર સોવન થાળ;
આંબ ભરી પાદશાહને, મૂકયા રે રસાળ. પુણ્યે૦-૧૧
રૂમાલ પાછો કરી પૂછીયો, તુમ આંબકે તાંઈ;
ગાજતે વાજતે હરખ શું, કયા કરી બડાઈ. પુણ્યે૦-૧૨
વળતો **સોની** ઉચરે, વાંઝીયા સહકાર;
તેણે મેં પક કસી કરી, આણી હર્ષ અપાર. પુણ્યે૦-૧૩
**ગ્યાસુદ્દીન** ઘોડે ચડી, સાથે સબ પરિવાર;
એ આંબા ફાલ્યા ફુલ્યા, દેખી હર્ષ અપાર. પુણ્યે૦-૧૪
**ગ્યાસુદ્દીન** જાણી કહે, ન ફલ્યા એ આમ;
તેરી એ શ્રદ્ધા ફલી, એ સબ ધર્મકા કામ. પુણ્યે૦-૧૫
સોનેરી વાઘા સવે, પહેરાવ્યા સહુ સાથ;
ધન ધન તેરી માતકું, ધન્ય ધન્ય તેરી જાત. પુણ્યે૦-૧૬

કેતા દિન વીત્યા પછે, ઉત્તમ **ભગવતીસૂત્ર**;
ગુરૂ કને જઈ સાંભળે, કરે જનમ પવિત્ર. પુણ્યે૦-૧૭
મેલે સોનૈયા પ્રશ્ન પ્રતે, જગ ઉત્તમ નામ;
છત્રીશ સહસ સંખ્યા હુવે, કીધાં ધર્મનાં કામ. પુણ્યે૦-૧૮
સકલ વાચક શિરોમણી, **ભાનુચંદ્ર** કહાવે;
તસ શિષ્ય **ભાણુચંદ્ર** ભણે, ભણે દોલત પાવે. પુણ્યે૦-૧૯

---

શ્રી લબ્ધિવિજયજી વિરચિત.

## શ્રી મનક મુનિની સજઝાય

(૧૪૧)

નમો નમો **મનક** મહામુનિ, બાળ પણે વ્રત લીધો રે;
પ્રેમ પિતાશું રે પરઠીયો, માયશું મોહ ન કીધો રે.
નમો નમો૦-૧

પૂરવ ચોદ પૂરવ ધણી, **સિજજંભવ** જસ તાતો રે;
ચોથો પટોધર વીરનો, મહીયલ માંહી વિખ્યાતો રે. નમો૦-૨

શ્રી **સિજજંભવ** ગણધરે, ઉદ્દેશી નિજ પુત્રો રે;
સકળ સિદ્ધાંતથી ઉદ્ધર્યો, **દશવૈકાલિક** સૂત્રો રે. નમો૦-૩

માસ છએ પૂરણ ભણ્યો, દશ અધ્યયન રસાળો રે;
આળસ અંગથી પરીહરી, ધન ધન એ મુનિ બાળો રે. નમો૦-૪

ચારિત્ર ષટ માસ વાડલા, પાળી પુણ્ય પવિત્રો રે;
સ્વર્ગ સમાધે સીધાવીયો, કરી જગ જનને મિત્રો રે. નમો૦-૫

પુત્ર મરણ પામ્યા પછી, સિજ્જંભવ ગણધારો રે;
બહુશ્રુત દુઃખ મનમાં ધરે, તેમ નયને જળધારો રે. નમો૦-૬

પ્રભુ તુમે બહુ પ્રતિબોધીયા, સમ સંવેગીયા સાધ રે;
અમે આંસુ નવિ દીઠડાં, તુમ નયણે નિરાબાધ રે. નમો૦-૭

અમને એ મુનિ મનકલો, સુત સંબંધથી મળીયો રે;
વિણસે અર્થ કહ્યાં થકાં, પણ કેણે નવિ કળીયો રે. નમો૦-૮

શું કહીએ સંસારીને, એ એહવી સ્થિતિ દીસે રે;
તન દીઠે મન ઉલ્લસે, જોતાં હિયડલું હીસે રે. નમો૦-૯

લબ્ધિ કહે ભવિયણ તુમે, મ કરો મોહ વિકારો રે;
તો તુમે મનક તણી પરે, પામો સદ્‌ગતિ સારો રે. નમો૦-૧૦

---

શ્રી ધર્મસિંહજી વિરચિત.

## શ્રી દેવકીના છ પુત્રની સજ્ઝાય

(૧૪૨)

ઇણ અવસર એક આવી જંબુકી રે.-એ રાગ.

મનડું તે મોહ્યું મુનિવર માહરૂં રે, દેવકી કહે સુવિચાર રોતીજી;
ત્રણ વાર આવ્યા તુમે રે, મ્હારો સફળ કર્યો અવતાર રે.
મનડું૦-૧

સાધુ કહે સુણ દેવકી રે, અમે છીએ છએ ભ્રાત રે;
ત્રણ સંઘાડે ઘર તાહરે રે, લેવા આહારની દાત રે. મનડું૦-૨

સરખી વય સરખી કળા રે, સરખાં રૂપ શરીર રે;
તન વાન શોભે સરીખાં રે, દેખી ભૂલી ધીર રે. મનડું૦-૩

પૂરવ નેહ ધરી **દેવકી** રે, પૂછે સાધુને વાત રે;
કોણુ ગામ વસતાં તુમે રે, કોણુ પિતા કોણુ માત રે. મનડું૦–૪

**ભદ્દીલપુર** વસે પિતા રે, **નાગ** ગાહાવઈ **સુલસા** માત રે;
નેમિ જિણુંદની વાણી સુણી રે, પામ્યા વૈરાગ્ય વિખ્યાત રે.
મનડું૦–૫

બત્રીશ કોડી સોવન તજી રે, તજી બત્રીશ બત્રીશ નાર રે;
એક દિવસે સંયમ લીયો રે, જાણી અથિર સંસાર રે. મ૦–૬

પૂરવ કર્મને ટાળવાં રે, અમે ધર્યો 'છઠ્ઠ તપ ઉદાર રે;
આજ તે છઠ્ઠને પારણે રે, આવ્યા નગર મોઝાર રે. મન૦–૭
ન્હાનાં મ્હોટાં બહુ ઘરે રે, ફરતાં આવ્યા તુજ વાસ રે;
એમ કહી સાધુ વળ્યા રે,પહોત્યા **નેમિજિણુંદ**ની પાસ રે.મ૦–૮

સાધુ વચન સુણી **દેવકી** રે, ચિંતવે હૃદય મોઝાર રે;
બાળપણે **અઈમુત્તે** મુજને કહ્યું રે,**મથુરા** નગરીમાંહિ સારરે.મ૦

આઠ પુત્ર હોશે તાહરે રે, તેહવા નહિ જન્મે અનેરી માતરે;
આ ભરતક્ષેત્રમાં જાણુ જે રે, તે તો જુઠ્ઠો નિમિત્તની વાત રે.
મનડું૦—૧૦

એ સંશય **નેમિ** જિન ટાળશે રે, જઈ પૂછું પ્રશ્ન ઉદાર રે;
રથમાં બેસી ચાલ્યાં **દેવકી** રે, જઈ વાંદ્યાં **નેમિ** જિણુંદને
સાર રે. મ૦–૧૧

**નેમિ** જિણુંદ કહે **દેવકી** રે, સુણો પુત્ર કેરી વાત રે;
છ અણુગાર દેખી તિહાં રે,તવ ઉપન્યો સ્નેહ વિખ્યાત રે.મ૦–૧૨

**દેવકી** એ છએ સુત તાહરા રે, તેં ધર્યા ઉદર નવ માસ રે;
**હરિણુગમેષી** દેવતા રે, જન્મતાં હર્યા તુજ પાસ રે. મન૦–૧૩

**સુલસા**ની પાસે ઠવ્યાં રે, પહોંતી **સુલસા** કેરી આશ રે;
પુણ્ય પ્રભાવે તે પામીયાં રે,સંસારના ભોગ વિલાસ રે. મન૦–૧૪
નેમિ જિણંદની વાણી સુણી રે, પામી હર્ષ ઉલ્લાસ રે;
છએ અણુગાર જઈ વાંદીયા રે, નિરખે નેહ ભર તાસ રે. મ૦–૧૫
પાનો પ્રગટ્યો તિહાં કને રે, વિકસ્યા રોમ કુપ દેહ રે;
અનિમિષ નયણે નિરખીયા રે, ધરી પુત્ર પ્રેમ સનેહ રે. મ૦–૧૬
વાંદી નિજ ઘર આવીયાં રે, હોંશ પુત્ર રમાડણ જાસ રે;
કૃષ્ણજીએ દેવ આરાધીયોરે, માતાને સુખ ઉલ્લાસ રે. મ૦–૧૭
**ગજસુકુમાળ** ખેલાવતી રે, પહોતી કાંઈ **દેવકી**ની આશરે;
કર્મ ખપાવી મુગતે ગયા રે, છ અણુગાર સિદ્ધવાસ રે. મ૦–૧૮
સાધુ તણા ગુણ ગાવતાં રે, સફળ હોવે નિજ આશ રે;
**ધર્મસિંહ** મુનિવર કહે રે, સુણતાં લીલ વિલાસ રે. મ૦–૧૯

## શ્રી ભાવરત્નસૂરિ વિરચિત

# ઝાંઝરીયા મુનિનું ચોઢાળીયું

(૧૪૩)

### ઢાળ પહેલી

સુણ બહેની પિયુડો પરદેશી.–એ રાગ.

સરસ્વતી ચરણે શિશ નમાવી, પ્રણમી સદગુરૂ પાયા રે;
**ઝાંઝરીયા** ઋષિના ગુણ ગાતાં, ઉલટ અંગ સવાયા રે. ભ૦– ૧
ભવિજન વંદો મુનિ **ઝાંઝરીયો**, સંસાર સમુદ્ર જે તરીયો રે;
શિયળ સન્નાહ પહેરી મન શુદ્ધે, શિયળ રયણે કરી ભરીયોરે.
ભવિજન૦– ૨

પઇઠાણપુરે **મકરધ્વજ** રાજા, મદનસેના તસ રાણી રે;
સુત **મદનબ્રહ્મ** બાલુડો, કીર્તિ જાસ કહેવાણી રે. ભવિ૦– ૩
બત્રીશ નારી સુકોમળ પરણ્યો, ભર યૌવન રસ લીનો રે;
ઇંદ્ર મહોત્સવે ઉદ્યાને પહોંત્યો, મુનિ દેખી મન ભીનો રે.
ભવિજન૦– ૪
ચરણકમળ પ્રણમી સાધુના, વિનય કરીને બેઠો રે;
દેશના ધર્મની દે સાધુજી, વૈરાગે મન પેઠો રે. ભવિજન૦– ૫
માત પિતાની અનુમતિ માગી, સંસાર સુખ સવિ છંડી રે;
સંયમ મારગ સુધો લીધો, મિથ્યામતિ સવિ છંડી રે. ભ૦– ૬
એકલડો વસુધાતળ વિચરે, તપ તેજે કરી જીવે રે;
જોબન વય જોગીસર બળીયો, કર્મ કટકને જીપે રે. ભવિ૦– ૭
શિયળ સન્નાહ પહેરી જેણે સબળી, સુમતિ ગુપતિ ચિત્ત
ધરતો રે;
આપ તરે ને પર ને તારે, દરિસણે દુર્ગતિ હરતો રે. ભ૦– ૮
**ત્રંબાવતી** નગરી મુનિ પહોંત્યો, ઉગ્ર વિહાર કરંતો રે;
મધ્યાન્હે ગોચરી સંચરતો, નગરીમાં મુનિ ભમતો રે. ભ૦– ૯

## ઢાળ બીજી

## ( ૧૪૪ )

આધા આમ પધારો પૂજ્ય અમ ઘેર વહોરણ વેળા.–એ રાગ

એણે અવસરે તરૂણી તાતરણી, ગોરડી ગોખે બેઠી;
નિજ પતિ ચાલ્યો છે પરદેશે, વિષય સમુદ્રમાં પેઠી.
વિરૂઈ મદન ચઢાઈ રાજ, જેણે તેણે જિતી ન જાવે.– ૧
સોળ શ્રૃંગાર સજી સા સુંદરી, ભર જોબન મદમાતી;
ચપળ નયન ચિહું દિશિ ફેરવતી, વિષયરસ રંગ રાતી. વિ૦– ૨

ચાચરે ચોવટે ચિહું દિશિ જોતાં, આવંતો ઋષિ દીઠો;
મલપંતો ને મોહનગારો, મન શું લાગ્યો મીઠો. વિરૂઈ૦– ૩
રાજકુમાર કોઈક છે રૂડો, રૂપે અનોપમ દીસે;
જોબન વય મલપંતો જોગીસર, તે દેખી ચિત્ત હીસે. વિરૂઈ૦– ૪
તવ દાસી ખાસી તેડાવી, લાવો એહને બોલાવી;
શેઠાણીનાં વચન સુણીને, દાસી તેડણ આવી. વિરૂઈ૦– ૫
એણે ઘરે આવોને સાધુજી, વહોરણ કાજે વ્હેલા;
ભોળે ભાવે મુનિવર આવે, શું જાણે મન મેલા. વિરૂઈ૦– ૬
થાળ ભરી મોદક મીઠાઈ, મુનિવરને કહે વહોરો;
મેલાં કપડાં ઉતારીને, આછા વાઘા પહેરો. વિરૂઈ૦– ૭
આ મંદિર માળીયાં મ્હોટાં, સુંદર સેજ બિછાઈ;
ચતુર નારી મુજ સાથે મુનિવર, સુખ વિલસો લય લાઈ. વિ૦– ૮
વિરહ અગ્નિએ કરી હું દાઝી, પરમ સુધારસ સીંચો;
પ્યારાં વયણ સુણીને મુનિવર, વાત આધી મત ખીંચો. વિ૦– ૯
વિષય વયણ સુણી વનિતાનાં, સમતા રસમાં ડોલે;
ચંદનથી પણ શીતલ વાણી, મુનિ અંતરથી બોલે. વિરૂઈ૦–૧૦
તું બાળક દીસે છે ભોળી, બોલંતાં નવિ લાજે;
ઉત્તમ કુળમાં જેહ ઉપન્યા, તેહને એ નવિ છાજે. વિરૂઈ૦–૧૧
એ આચાર નહીં અમ કુળમાં, કુળ દૂષણ કેમ દીજે;
નિજ કુળ આચારે ચાલીજે, તો જગમાં જશ લીજે. વિરૂઈ૦–૧૨
વાત અછે જગમાં બે મ્હોટી, જારીને વળી ચોરી;
એણે ભવ અપજસ બહુ પામે, પરભવ દુઃખ અઘોરી. વિરૂ૦–૧૩
શિયળ ચિંતામણિ સરખું છંડી, વિષયા રસ કોણ રીઝે;
વર્ષાકાળે મંદિર પામી, ઉઘાડો કોણ ભીંજે. વિરૂઈ૦–૧૪

મન વચન કાયાએ કરીને, વ્રત લીધું નવિ ખંડુ;
ધ્રુવ તણી પરે અવિચળ પાળું, અમે ઘરવાસ ન મંડુ. વિરૂ૦–૧૫

## ઢાળ ત્રીજી

(૧૪૫)

વિંછીયાની દેશી.

હાંરે લાલ શીખ સાધુની અવગણી,
જાણે વહી ગઈ ઘટ નાળ રે લાલ;
કામ વશે થઈ આંધળી, કરે સાધુ તણી તે આળ રે લાલ.
મુનિ પાયે ઝાંઝર રણઝણે.–૧
મુનિ પાયે ઝાંઝર રણઝણે, આવી પેઠું સાધુને પાય રે લાલ;
વેલ તણી પરે સુંદરી, વળગે સાધુને બાંહ રે લાલ. મુ૦–૨
હાંરે લાલ જોર કરી જોરાવરે, નીકળ્યો તિહાંથી મુનિરાય રે લાલ;
તવ પોકાર પૂંઠે સુણ્યો, ધાજો એણે કીધો અન્યાય રે લાલ.મુ૦–૩
હાંરે લાલ તિહાંથી મુનિવર ચાલીયો, પાયે ઝાંઝરનો
ઝમકાર રે લાલ;
લોક બહુ નિંદા કરે, માઠો છે એ અણગાર રે લાલ. મુનિ૦–૪
હાંરે લાલ ચોબારે બેઠો રાજવી, નજરે જોવે અવદાતરે લાલ;
દીધો દેશવટો નારીને, મુનિ જશ તણી થઇ વાત રે લાલ.મુ૦–૫
હાંરે લાલ તિહાંથી મુનિવર ચાલીયા, આવ્યા કુંચનપુર
ગામ રે લાલ;
રાજા રાણી બે પ્રેમશું, બેઠા ગોખે આરામ રે લાલ. મુનિપાયે૦–૬
હાંરે લાલ રાણી મુનિવર દેખીને, આંસુડે વૂઠી ધાર રે લાલ;
રાજા દેખી મન કોપિઓ, સહી એહનો પૂરવ જાર રે લાલ.
મુનિપાયે૦–૭

હાંરે લાલ રાજા ગયે। રયવાડીએ, તેડાવ્યે। ઋષિને ત્યાંહી રે લાલ;
ખાડ ખણી ઉંડી ઘણી, બેસાડયો ઋષિને માંહી રે લાલ. મુ૦-૮

## ઢાળ ચોથી

(૧૪૬)

દેવ તણી ઋદ્ધિ ભોગવી આવ્યે।. એ રાગ.

અણુસણુ ખામણા મુનિ તિહાં કરે, સમતા સાયરમાં ઝીલે;
ચોરાશી જીવાયોનિ ખમાવે, પાપ કર્મને પીલે રે.
મુનિવર તું મોરે મનવસીયે।.- ૧

ઉદય આવ્યાં નિજ કર્મ આલોઈ, ધ્યાન જિનેશ્વર ધ્યાવે;
ખડગ હણુંતાં કેવળ પામી, અવિચળ ઠામે જાવે રે. મુ૦- ૨

શરીર સાધુનું અસિએ હણ્યાથી, હાહાકાર ત્યાં થઇયે।;
ઓઘો વસ્ત્ર લોહીએ રંગાણાં, અતિ અન્યાય રાયે કરીએ। રે.
મુનિવર૦- ૩

સમળી ઓઘો લેઈ ઉડંતાં, રાણી આગળ પડીયે।;
બંધવ કેરે। ઓઘે। દેખીને, હૃદયકમળ થરથરીયે। રે. મુ૦- ૪

અતિ અન્યાય જાણીને રાણી, અણુસણુ પોતે લીધે।;
પરમારથ જાણ્યે। રાજાએ, હાહા એ શું મેં કીધે। રે. મુ૦- ૫

ઋષિ હત્યાનું પાતક લાગ્યું, તે કેમ છૂટયું જાવે;
આંસુડાં નાખંતો રાજા, મુનિ કલેવર ખમાવે રે. મુનિવર૦- ૬

ગદ્ગદ્ સ્વરે રોવંતે। રાજા, મુનિવર આગળ બેઠો;
માન મેલીને ખમાવે રે ભૂપતિ, સમતાસાયરમાં પેઠો રે. મુ૦- ૭

ફરી ફરી ઉઠીને પાય જ લાગે, આંસુડે પાય પખાળે;
ભૂપતિ ઉગ્રભાવના ભાવતે।, કર્મપડળ સવિ ટાળે રે. મુ૦- ૮

કેવળજ્ઞાન લહ્યું રાજાએ, ભવો ભવ વૈર ખમાવે;
**ઝાંઝરીયા** ઋષિના ગુણ ગાતાં, પાપ કરમને સમાવે રે. મુ૦- ૯
સંવત સત્તર છપ્પન કેરા, આષાઢ સુદ બીજ સોહે;
સોમવારે સજ્ઝાય એ કીધી, સાંભળતાં મન મોહે રે. મુ૦-૧૦
**શ્રીપુનમગચ્છ** ગુરૂ બિરાજે, **મહિમાપ્રભ**સૂરિંદા;
**ભાવરત્ન** સુશિષ્ય એમ પભણે, સાંભળજો સહુ વૃંદા રે. મુ૦-૧૧

## શ્રી રામવિજયજી વિરચિત.

# શ્રી મેતારજમુનિની સજ્ઝાય

(૧૪૭)

સાંભળજો તુમે અદ્દભુત વાતો.—એ રાગ.

ધન ધન **મેતારજ** મુનિ, જેણે સંયમ લીધો;
જીવદયાને કારણે, તેણે કોપ ન કીધો. ધન૦- ૧
માસખમણને પારણે, ગોચરીએ જાય;
સોવનકાર તણે ઘરે, પહોંતા મુનિરાય. ધન૦- ૨
સોવન જવ **શ્રેણિક**ના, ઋષિ પાસે મૂકી;
ઘર ભીતર નર તે ગયો, તે વાતને ચૂકી. ધન૦- ૩
જવ સઘળા પંખી ગળે, મુનિવર તે દેખે;
તવ સોની પાછો આવીયો, જવ તિહાં ન દેખે. ધન૦- ૪
કહો મુનિવર જવ કિહાં ગયા, કહોને કોણે લીધા;
મુનિ ઉત્તર આપે નહીં, તવ ચપેટા દીધા. ધન૦- ૫
મુનિવર ઉપશમ રસ ભર્યો, પંખી નામ ન ભાસે;
કોપ ધરીને સોની ઈમ કહે, જવ છે તુમ પાસે. ધન૦- ૬

જવ ચોર્યા રાજા તણા, તું તો મ્હોટો ચોર;
આળાં ચર્મ તણો કરી, બાંધ્યો મસ્તકે દોર. ધન૦– ૭

નેત્રયુગ્મ તેણી વેદના, નિકળીયાં તતકાળ;
કેવળજ્ઞાન તે નિર્મળું, પામી કીધો કાળ. ધન૦– ૮

શિવનગરી તે જઇ ચઢ્યો, એહવો સાધુ સુજાણ;
ગુણવંતના ગુણ જે જપે, તસ ઘર કોડ કલ્યાણ. ધન૦– ૯

નવ કન્યા તેણે તજી, તજી કંચન કોડિ;
નવ પૂરવધર વીરના, પ્રણમું કર જોડી. ધન૦–૧૦

સિંહ તણી પરે આદરી, સિંહની પરે શૂરો;
સંયમ પાળી શિવ લહી, જસ જગમેં પૂરો. ધન૦–૧૧

ભારી કાષ્ટ તણી તિહાં, ઉંચેથી નાખે;
ધડકી પંખી જવ વમ્યા, તે દેખી આંખે. ધન૦–૧૨

તવ સોની મન ચિંતવે, કીધું ખોટું કામ;
વાત રાજા જો જાણશે, તો ટાળશે ઠામ. ધન૦–૧૩

તવ તે મનમાં ચિંતવે, ભયથી જિન હાથે;
સોવનકાર દીક્ષા લીયે, નિજ કુટુંબ સંગાથે. ધન૦–૧૪

શિવનગરી તે જઈ ચઢ્યો, એવો સાધુ સુજાણ;
ગુણવંતના ગુણ જે જંપે, તસ ઘર કોડી કલ્યાણ. ધન૦–૧૫

**શ્રીકનકવિજય** વાચકવરૂ, શિષ્ય જંપે **રામ**;
સાધુ તણા ગુણ ગાવતાં, લહીએ ઉત્તમ ઠામ. ધન૦–૧૬

### શ્રી રાજવિજયજી વિરચિત

# શ્રી મેતારજની સજ્ઝાય

( ૧૪૮ )

જીવ રે તું શીલ તણો કર સંગ.—એ રાગ.

શમ દમ ગુણના આગરૂજી, પંચ મહાવ્રત ધાર;
માસખમણને પારણેજી, રાજગૃહી નગરી મોઝાર.
**મેતારજ** મુનિવર ! ધન ધન તુમ અવતાર.— ૧

સોનીના ઘેર આવીયાજી, **મેતારજ** ઋષિરાય;
જવલા ઘડતો ઉઠીયોજી, વંદે મુનિના પાય. મેતારજ૦— ૨

આજ ફળ્યો ઘર આંગણેજી, વિણ કાળે સહકાર;
લ્યો ભિક્ષા છે સૂઝતીજી, મોદક તણો એ આહાર. મેતા૦— ૩

ક્રૌંચ જીવ જવલા ચણ્યોજી, વહોરી વળ્યા ઋષિરાય;
સોની મન શંકા થઈજી, સાધુ તણાં એ કામ. મેતારજ૦— ૪

રીસ કરી ઋષિને કહેજી, દ્યો જવલા મુજ આજ;
વાધર શીશે વીંટીયુંજી, તડકે રાખ્યા મુનિરાજ. મેતારજ૦— ૫

ફટ ફટ ફુટે હાડકાંજી, તડ તડ ત્રુટે રે ચામ;
સોનીડે પરિસહ દીયોજી, મુનિ રાખ્યો મન ઠામ. મેતાર૦— ૬

એહવા પણ મોટા યતિજી, મન્ન ન આણે રોષ;
આતમ નિંદે આપણોજી, સોનીનો શો દોષ. મેતારજ૦— ૭

**ગજસુકુમાળ** સંતાપીયાજી, બાંધી માટીની પાળ;
ખેર અંગારા શિર ધર્યાજી, મુગતે ગયા તતકાળ. મેતાર૦— ૮

વાઘણે શરીર વલુરીયુંજી, સાધુ **સુકોશલ** સાર;
કેવળ લહી મુગતિ ગયાજી, ઇમ **અરણિક** અણગાર. મે૦- ૯
**પાલક** પાપી પીલિયાજી, **ખંધક**સૂરિના શિષ્ય;
**અંબડ** ચેલા સાતશેંજી, નમો નમો તે નિશદિશ. મે૦-૧૦
એહવા ઋષિ સંભારતાંજી, **મેતારજ** ઋષિરાય;
અંતગડ હુઆ કેવળીજી, વંદે મુનિના પાય. મેતારજ૦-૧૧
ભારી કાષ્ટની સ્રીએ તિહાંજી, લાવી નાંખી તિણિ વાર;
ધબકે પંખી જાગીયોજી, જવલા કાઢયા તિણે સાર. મેતા૦-૧૨
દેખી જવલા વિષ્ટામાંજી, મન લાજ્યો સોનાર;
ઓઘો મુહપત્તિ સાધુનાંજી, લેઇ થયો અણગાર. મેતાર૦-૧૩
આતમ તાર્યો આપણોજી, થિર કરી મન વચ કાય;
**રાજવિજય** રંગે ભણેજી, સાધુ તણી એ સજ્ઝાય. મે૦-૧૪

---

# શ્રી નંદિષેણમુનિનું ત્રિઢાળિયું

## ઢાળ પહેલી

(૧૪૯)

રાજગૃહી નગરીનો વાસી, **શ્રેણિક** સુત સુવિલાસી હો;
મુનિવર વૈરાગી.
**નંદિષેણ** દેશના સુણી ભીનો, ના ના કહેતાં વ્રત લીનો હો.મુ૦-૧
ચારિત્ર નિત્ય ચોખું પાળે, સંયમ રમણીશું મ્હાલે હો; મુ૦
એક દિન જિન પાયે લાગી, ગોચરીની અનુમતિ માગી હો.મુ૦-૨
પાંગળીયો મુનિ વહોરવા, ક્ષુધાવેદની કર્મ હરેવા હો; મુનિ૦
ઉંચ નીચ મધ્યમ કૂળ મ્હોટા,અટતો સંયમ રસ લોટા હો. મુ૦-૩

એક ઉંચુ ધવલઘર દેખી, મુનિવર પેઠો શુદ્ધ ગવેષી હો; મુનિ૦
તિહાં જઈ દીધો ધર્મલાભ, વેશ્યા કહે ઈહાં અર્થલાભ હો. મુ૦-૪
મુનિ મન અભિમાન જ આણી, ખંડ કરી નાંખ્યો તરણું
તાણી હો; મુનિ૦
સોવનવૃષ્ટિ હુઈ બાર કોડી, વેશ્યા વનિતા કહે કર જોડી હો. મુ૦-૫

## ઢાળ બીજી

### (૧૫૦)

થારે માથે પચરંગી પાગ, સોવનરો છોગલો મારૂજી.—એ રાગ.

થેં તો ઊભા રહીને અરજ અમારી સાંભળો, સાધુજી.
થેં તો મ્હોટા કૂળના જાણી ઘો આમળો; સાધુજી.
થેં તો લેઈ જાઓ સોવન કોડિ ગાડાં ઊંટે ભરી, સાધુજી.
નહિ આવે અમારે કામ ગ્રહો પાછા ફરી. સાધુજી.—૧
થારાં ઉજ્વળ વસ્ત્ર દેખી મન મોહે માહરૂં, સાધુજી.
થારો સુરપતિથી પણ અધિક રૂપ છે વાહરૂ; સાધુજી.
થારાં મૃગ સમ સુંદર નેત્ર દેખી હર્ષ લાગણો, સાધુજી.
થારો નવલો જોબન વેશ વિરહ દુઃખ ભાજણો. સાધુજી.—૨
એ તો જંત્ર જડીત કપાટ કુંચી મેં કર ગ્રહી, સાધુજી.
મુનિ વળવા લાગ્યો જામ આડી ઊભી રહી; સાધુજી.
મેં તો ઓછી સ્ત્રીની જાતિ મતિ કહી પાછળે, સાધુજી.
થેં તો સુગુણ ચતુર સુજાણ વિચારો આગળે. સાધુજી.—૩
થેં તો ભોગ પુરંદર હું પણ સુંદરી સારી, સાધુજી.
થેં તો પહેરો નવલા વેશ ઘરણાં જરતારી; સાધુજી.
મણિ મુગતાફળ મુગટ વિરાજે હેમના, સાધુજી.
અમે સજીયે સોળ શણગાર કે પિયુરસ અંગના. સાધુજી.—૪

જે હોય ચતુર સુજાણ તે કદિય ન ચૂકશે, સાધુજી.
એહવો અવસર સાહિબ કદિય ન આવશે; સાધુજી.
એમ ચિંતે ચિત્ત મોઝાર **નંદિષેણ** વાહલો, સાધુજી.
રહેવા ગણિકાને ધામ કે થઈને નાહલો. સાધુજી.–૫

## ઢાળ ત્રીજી

(૧૫૧)

ભોગ કરમ ઉદય તસ આવ્યો, શાસન દેવીએ સંભળાવ્યો હો;
મુનિવર વૈરાગી.
રહ્યો બાર વરસ તસ આવાસે, વેશ મેલ્યો એકણ પાસે હો. મુ૦–૧
દશ નર દિન પ્રતિ પ્રતિબોધે, દિન એક મૂરખ નવિ બૂઝે હો; મુ૦
બુઝવતાં હુઈ બહુ વેળા, ભોજનની થઈ અવેળા હો. મુનિ૦–૨
કહે વેશ્યા ઉઠો સ્વામી, એ દશમો ન બૂઝે કોઇ હો; મુનિ૦
વેશ્યા વનિતા કહે ધસમસતી, આજ દશમા તુમેહી જ હસતી હો.
મુનિ૦–૩
એહ વયણ સુણીને ચાલ્યો, ફરી સંયમ શું મન વાળ્યો હો; મુ૦
ફરી સંયમ લીયો ઉલ્લાસે, વેશ લેઈ ગયો જિન પાસે હો.
મુનિ૦–૪
ચારિત્ર નિત્ય ચોખું પાળી, દેવલોક ગયો દેઈ તાળી હો; મુનિ૦
તપ જપ સંયમ કીરિયા સાધી, ઘણા જીવને પ્રતિબોધી હો.
મુનિ૦–૫
**જયવિજય ગુરૂશિષ**, તસ **હર્ષ** નમે નિશદીન હો; મુનિ૦
**મેરૂવિજય** ઇમ બોલે, એહવા ગુરૂને કુણ તોલે હો. મુનિ૦–૬

## શ્રી મહિમાસાગરગણિ વિરચિત

# શ્રી અર્હન્નક મુનિનું અષ્ટઢાળીયું

( ૧૫૨ )

ઇડર આંબા આંબલી રે.

સરસ્વતી સામિણી વિનવું રે, પ્રણમું શ્રી ઋષિરાજ;
સાધુ શિરોમણી ગુણનિલો રે, **અર્હન્નક** ઋષિરાજ. મુનીસર.
ગાવશું ગુણ ગંભીર, મેરૂ તણી પરે ધીર.
મુની૦ ગા૦-૧

**તુંગીયા** નગરી સુંદર રે, **જિતશત્રુ** નામે રાય;
રાજનીતિ ચાલે સદા રે, આણ ન લોપી જાય. મુની૦-૨

તિણ નગરી વ્યવહારીયો રે, **દત્ત** વસે શુભ અંગ;
**દત્તા** નારી તેહની રે, પિયુ શું રાતી રંગ. મુની૦-૩

**અર્હન્નક** સુત વાલહો રે, ચંદ્રવદન સુકુમાળ;
લક્ષણ બત્રીશે શોભતો રે, લીલા લચ્છી ભૂપાળ. મુની૦-૪

ઇણ અવસર તિહાં આવીયો રે, **અર્હન્નક** મિત્ર સૂરીશ;
**દત્ત** શેઠ વંદન ચલ્યો રે, ધર્મ સુણે મન હિશ. મુની૦-૫

વૈરાગે મન વાળીયું રે, દોહિલો એ અવતાર;
આર્યદેશ કૂળ મોટકે રે, દોહિલો જન્મ વિચાર. મુની૦-૬

જૈનધર્મ તે દોહિલો રે, દોહિલો સાધુ સંયોગ;
રાજ ઋદ્ધિ પામી ઘણી રે, ભવભવ ભામિની ભોગ. મુની૦-૭

**દત્ત** સુણી તે દેશના રે, મન ભીન્યો વૈરાગ;
ઘર આવી ઘરણી ભણી રે, તેહ સુણાવે લાગ. મુની૦-૮

વળતી બોલી વાલહી રે, સાંભળો જીવન પ્રાણ;
પિયુ પાખે કોણ માહરે રે, સુખ દુઃખ કેરો જાણ. મુની૦-૯
બાળક સુત સાથે કરી રે, લીધો સંયમ ભાર;
પંખ વિના શી પંખીણી રે, કંથ વિના શી નાર. મુની૦-૧૦
ખાંડા ધાર તણી પરે રે, સંયમ સુધો પંથ;
આરાધે જિન આણશું રે, **દત્ત** નામે નિર્ગ્રંથ. મુની૦-૧૧
કોમળ કાયા ન્હાનડો રે, **અર્હન્નક** ઋષિ રાય;
પ્રેમ ધરી પાળે પિતા રે, આપ ગોચરીયે જાય. મુની૦-૧૨
બાળક સુત બેઠો રહે રે, તાવડ ન ક્ષણ ખમાય;
વૈયાવચ્ચ કરે તાતની રે, મોહ ન જિત્યો જાય. મુની૦-૧૩
ઈણ અવસર **દત્ત** સાધુજી રે, ચારિત્ર પાળી નિરતિચાર
પરલોકે પહોંત્યા સહી રે, બાળક કોણ આધાર. મુની૦-૧૪

### દોહા

**અર્હન્નક**,છાનો રડે, હાથ થકી મુખ ભીડ;
પણ જે નયણાં નીંગળે, તેહ જણાવે પીડ.

### ઢાળ બીજી

(૧૫૩)

પ્રવહણ તિહાંથી પૂરીયાં રે લાલ.—એ રાગ.

**અર્હન્નક** ચિત્ત ચિંતવે રે લાલ,
કોણ કરશે મુજ સાર રે હો તાતજી;
ધણી ટળી રણીયો થયો રે લાલ,
અવર ન કોઈ આધાર રે હો તાતજી. અ૦-૧
પુત્ર પરે સઘળું ટળ્યું રે લાલ,
બેઠો રહેતો તો જેહ રે હો તાતજી;

મુનિવર વહોરણ પાંગર્યા રે લાલ,
　　સાધુ સંઘાતે તેહ રે હો તાતજી. અ૦-૨
ખરે બપોરે ગોચરી રે લાલ,
　　નગર તણા પંથ દૂર રે હો તાતજી;
તડતડતા તડકા પડે રે લાલ,
　　સ્વેદ તણા વહે પૂર રે હો તાતજી. અ૦-૩

શ્વાસ ભરાણો સાધુજી રે લાલ,
　　ધગ ધગ ધગતે પાય રે હો તાતજી;
તડકે તન રાતું થયું રે લાલ,
　　જોવન સોવન કાય રે હો તાતજી. અ૦-૪

પાછું ફરી જોવે નહિ રે લાલ,
　　આગળનો અણગાર રે હો તાતજી;
આજ પિતા હોય માહરો રે લાલ,
　　તો પડખે એણીવાર રે હો તાતજી. અ૦-૫

અર્હન્નક થાક્યો ઘણો રે લાલ,
　　બેઠો હેઠ આવાસ રે હો તાતજી;
ગોખે ધનવંત સુંદરી રે લાલ,
　　દીઠો પ્રેમ વિલાસ રે હો તાતજી. અ૦-૬

---

## દોહા

તિણ અવસર તેણે ગોખમેં, બેઠી દીઠી નાર;
તરૂણી તન મન ઉલ્લસ્યું, નયણે ઝળક્યો રે નેહ.-૧

## ઢાળ ત્રીજી

(૧૫૪)

જંબુદ્વીપના ભરતમાં રે–એ રાગ.

તે તરૂણી ચિત્ત ચિંતવે, પિયુ ચાલ્યો પરદેશે રે;
વિરહ દહે નવયૌવના, પ્રાણી પ્રાણુ શું લેશે રે.
મુનિવર દેખી મન ચળ્યો.– ૧
રૂપે દીઠો રૂયડો, ચડતે જોબન વારો રે;
નયણુ વયણે કરી નિર્મળો, મયણુ તણે અનુસારો રે. મુ૦– ૨
ભર યૌવન ઘર એકલાં, લક્ષ્મી તણો નહિ પારો રે;
ચતુર ત્રિયા ચિત્ત ચિંતવે, રહેવું સ્વેચ્છાચારો રે. મુ૦– ૩
આઠ ગણો નરથી કહ્યો, નારી વિષય વિકારો રે;
લાજ ચઉ ગુણી ચિત્ત ધરે, સાહસનો ભંડારો રે. મુ૦– ૪
કાજ કરે કુંજર સમા, કીડી દેખી ડરપે રે;
નકુલે નારી બીહી પડે, સાપ સીરાયે ઝડપે રે. મુ૦– ૫
મન મધુકર ભમતો થકો, રાખી ન શકે કોઈ રે;
પણ માલતી ક્ષણુ ભોગને, વનવન ભમતો જોઈ રે. મુ૦– ૬
બાળ સાહેલી મોકલી, તેડાવ્યો ઋષિરાયો રે;
તતક્ષણુ તે ઊભી થઈ, પ્રમદા લાગે પાયો રે. મુનિ૦– ૭
શું માગો સ્વામી તુમે, કવણુ તુમારો દેશો રે;
રૂપવંત રળીયામણુા, દીસો જોબન વેશો રે. મુનિ૦– ૮
તાત નથી જે સાધુની, અમને ભિક્ષા કાજે રે;
ભમર તણી પરે આચરૂં, દેશ વિદેશનાં રાજે રે. મુનિ૦– ૯
તવ ઘરણી ઘરમાં ગઈ, હીયડે હેજ ન માવે રે;
સિંહ કેસરીયા સાધુને, મોદક લેઇ વહોરાવે રે. મુનિ૦–૧૦

નેહ દ્રષ્ટે સનમુખ જુવે, આળસ મોડે અંગો રે;
અબળા તે આતુર થઇ, પ્રગટ કીયો મન રંગો રે. મુ૦–૧૧
હે ગુણવંતા સાધુજી, ભમવું ઘર ઘર બારો રે;
દીક્ષા દુષ્કર પાળવી, વિસમો તુમ આચારો રે. મુનિ૦–૧૨
મ્હોટાં મંદિર માળીયાં, અટવી માંહે વાસો રે;
સુખે રહો મેલી કરી, પર ઘર કેરી આશો રે. મુનિ૦–૧૩
કિહાં હિંડોળા સોહામણાં, ફૂલ તણા મહકારો રે;
કિહાં ધરણી તલ પોઢવું, કાંકરાશું વ્યવહારો રે. મુનિ૦–૧૪

## દોહા

સુગુણ સલુણા સાધુજી, ભમવું દેશ વિદેશ
રમો જો મંદિર માળીયે, જોવન લાહો લેશ.–૧
બોલ સુણી અબળા તણા, જિસ્યા મોર કિંગાર;
ડાહ્યો પણ ભૂલ્યો ઘણું, અર્હન્નક અણગાર.–૨

## ઢાળ ચોથી

### (૧૫૫)

થાકો વીશે ચારિત્ર લીયે.–એ રાગ.

મહોલ પધારો મન રળી, બલિહારી તુમ વેશ; મુનિવર.
ગોદ બિછાવું પાયે પડું, ચાલશો તો ચાલણ ન દેશ.
મુનિ૦મહોલ૦– ૧

લાજ ન કીજે હો લાડલા, સરખો લહી સંયોગ; મુનિવર.
બાળાપણું છે દોહિલું, કેમ છીજે વિણ ભોગ. મુનિ૦મ૦– ૨

એ મંદિર એ માળીયાં, એ હિંડોળા ખાટ; મુનિ૦
એ મોતીનાં ઝુમખાં, રયણ જડયા એ પાટ. મુનિ૦મ૦– ૩

એ સોવનનાં સાંકળાં, રૂપેરી રંગ રોળ; મુનિ૦
એ ચોબારે ચિહું દિશે, હેમ જડિયા હિંડોળ. મુનિ૦મ૦– ૪
એ લાખીણા ઓરડા, રયણ જડયા પરસાળ; મુનિ૦
એ ધન યૌવન તુમ વશુ, આણંદ લીલ ભૂપાળ; મુ૦મ૦– ૫
મુનિવર ચઢીયા માળીયે, ચાલી ગયા અણગાર; મુનિ૦
ભામિનીશું ભીનો રહે, વિરૂઓ વિષય વિકાર. મુનિ૦મ૦– ૬
ક્ષણ ચોબારે માળીયે, ક્ષણ હિંડોળા ખાટ; મુનિ૦
ક્ષણ લાખીણે ઓરડે, પૂરે મનની આશ. મુનિ૦મહોલ૦– ૭
ક્ષણ ચાખડીયે ચાલતો, ઠમકે ઠવતો પાય; મુનિ૦
મુખ મરકલડા મેલતો, માનીની મોહ ઉપાય. મુનિ૦મ૦– ૮
અબળા આસંગે ચડી, ક્ષણ વિરહો ન ખમાય; મુનિ૦
જે જેહને મનમાનીયા, તે તેહને મન રાય. મુનિ૦મહોલ૦– ૯
ખેલે ફૂલ તળાઈએ, મેલી સરવે રીત; મુનિ૦
આસંગા આઘા થયા, છાંડી ગુરૂ શું પ્રીત. મુનિ૦મહોલ૦–૧૦
ગોચરીયે ચાલ્યો હતો, જે આગળ અણગાર; મુનિ૦
તેણે પાછું જોયું જિસે, તિસે ન દીઠો લગાર. મુનિ૦મ૦–૧૧
ઉંચું ન જોયું આગળે, પાછળ જોયું ન જોય; મુનિ૦
અર્હન્નક દીસે કિહાં, નારી ભોળવ્યો સોય. મુનિ૦મ૦–૧૨

---

## દોહા

નારી નયણે ભોળવ્યા, ભૂલા પડયા અછેહ;
હરિહર બ્રહ્મા સારીખા, હજીય ન લાધ્યા તેહ.–૧

## ઢાળ પાંચમી

(૧૫૬)

જે બે મુનિ વિહરણ પાગરીયાંજી.-એ રાગ.

તેણે રે અણગારે ઋષિ જોયો ઘણું રે, નયણે ન દીઠો
કિણુહી ઠામ રે;
આચારજ આગળ આવી કહે રે, હું અપરાધી હુઓ સ્વામ રે.
માહરો **અર્હન્નક** કિણે દીઠો નહિ રે. —૧
ભગવાન **અર્હન્નક** ભૂલો પડયો રે,વાત સુણી તે મુનિની માય રે;
રોતી દુઃખ ભરી છાતી ફાટતી રે, જીવન સુતને જોવા
જાય રે. માહરો૦-૨
મોહ તણી ગતિ દીસે દોહલી રે, રોતી ને જોતી હીંડે ગામ રે;
ભાદરવો લાગ્યો નયણાં નીંગળે રે, મુખથી મૂકે ન સુતનું
નામ રે. માહરો૦-૩
ભૂખ ન લાગે તૃષા ભાગી ગઈ રે, ક્ષણક્ષણ ખટકે હૃદય મોઝાર રે;
વિરહ વિલુધો પીડ ન કો લહે રે, જેહ મા દુઃખ વહે
નિરધાર રે. માહરો૦-૪
ઘરઘર પૂછે વિલખાણી થઈ રે, દીઠો કોઈ નાનડીયા વેશે રે;
ખાંધે તસ લાખીણી લોબડી રે, મુનિવર રૂપ તણો
સન્નિવેશ રે. માહરો૦-૫
શેરીયે શેરીયે જોયો સાધવી રે, ફરી ફરી ફરીને સો વાર રે;
હેરી હેરી ઘરઘર માળીયે રે, ઘેરી ઘેરી પૂછે નાર રે. મા૦-૬
બાળ વિછોહી હરિણી જેહવી રે, દુઃખભર સેતી ઘેલી થાય રે;
મોહ વિછોહા એણી પરે દોહિલા રે, રયણી દિન ટળવળતાં
જાય રે. માહરો૦-૭

## દોહા

**અર્હન્નક** એકણુ સમય, પ્રમદા પાંસે લેઈ;
ગોખ ઝરૂખે મ્હાલતો, પાસા રમત કરેઈ.–૧

## ઢાળ છઠ્ઠી

(૧૫૭)

જયતસિરિ પારધીયાની.–એ રાગ

નાંખે દાવ સોહામણા રે, પાસા રણુઝણુકાર રે; રંગરાતો.
તેહવે તિહાં ગઈ સાધવી રે, સુતની લેતી સાર રે. રંગરાતો.– ૧

કોલાહલ સુણી સામટો રે, હેઠે નિહાળ્યું જામ રે; રંગરાતો.
રડતી પડતી સાધવી રે, માતા દીઠી તામ રે. રંગરાતો.– ૨

જોવે જાતાં આવતાં રે, લોક મળ્યા લખ કોડ રે; રંગરાતો.
**અર્હન્નક** ચિત્ત ચિંતવે રે,રમત રમણી છોડ રે. રંગરાતો.– ૩

હા ! હા ! ધિક મુજને પડો રે, મેં કીધું કોણુ કામ રે; રંગરાતો.
ગુરૂ છાંડી ગોખે રમું રે, માતા ટળવળે આમ રે. રંગરાતો.– ૪

કેહનાં મંદિર માળીયાં રે, કેહનાં રમણી રંગ રે; રંગરાતો.
જાવું દૂર વિદેશડે રે, ચાર દિવસનો સંગ રે. રંગરાતો.– ૫

વાલેશર પણુ આપણા રે, ઉઠી આઘા જાય રે; રંગરાતો.
કો કો કેહને પડખે નહિ રે,શીખ ન માંગે કાંય રે. રંગરાતો.– ૬

ક્ષણુ દીસે વ્યવહારીયો રે, તે ક્ષણુ માંહે નિરાશ રે; રંગરાતો.
ક્ષણુ હિંડોળે ખેલવું રે, ક્ષણુ સ્મશાને વાસ રે. રંગરાતો.– ૭

તન ધન જોબન કારમાં રે, મૂઢ કરે અહંકાર રે; રંગરાતો,
આઠે મદશું ચાલતાં રે, તે પણ ગયા નિરઅહંકાર રે.
રંગરાતો.– ૮

**રાવણુ** સરીખા રાજવી રે, લંકા સરીખો કોટ રે; રંગરાતો.
રૂઠે કર્મે રોળવ્યા રે, **રામચંદ્રજી**કી ચોટ રે. રંગરાતો – ૯
જે મૂછે વળ ઘાલતાં રે, કરતા મોડા મોડ રે; રંગરાતો.
તેહ મસાણે સંચર્યાં રે, માન અધુરા છોડ રે. રંગરાતો.–૧૦
હું ભૂલ્યો ભલે આપથી રે, એહ ન જાણી રીત રે; રંગરાતો.
આતમ હિત છાંડી કરી રે, પર શું માંડી પ્રીત રે. રંગરાતો.–૧૧

## દોહા

**અર્હન્નક** ઉઠી ગયો, ખેલ અધુરો છોડ;
કામિની ટળવળતી રહી, માય નમે કર જોડ.–૧
હું અપરાધી તુમ તણો, માય ખમાવું તેહ;
મોહ તણો વશ માળીએ, ભમતો નવલે તેહ.–૨

## ઢાળ સાતમી

(૧૫૮)

કપૂર હોવે અતિ ઉજળો.—એ રાગ.

વત્સ તણાં સુણી વચણુડાં રે, રોમાંચિત થઈ દેહ;
વિકળપણું વેગે ગયું રે, દૂધે વુઠયા મેહ રે. નંદન, શું કીધું તેં એહ.–૧
સ્વારથ સહુને વાલહો રે, સ્વારથ સુધો સંગ;
સોહી સ્વારથ અણુ પુગતે રે, સહુ આપણુડે રંગ રે. નં૦–૨
નિઃસ્નેહામુખ મીઠડાં રે, ન આપે મનનો હેત;
કાચી કળી કણેર તણી રે, તન રાતો મન શ્વેત રે. નં૦–૩
કાજ સર્યાં દુઃખ વીસર્યાં રે, એ પ્રમદાની પ્રીત;
જનમ જીવિત જેહને દહે રે, તે વિરલાની નીત રે. નં૦–૪

પ્રેમ તણાં ફળ પાડુઆં રે, પ્રત્યક્ષ દીસે દાહ;
પ્રાણુ તપે નિંદ્રા ખપે રે, નિત્ય નવો ઉમાહ રે. નં૦–૫
રૂપે ન રાચો રૂયડા રે, ગુણે રાચો ગુણવંત;
ઇંદ્રવારૂણી ફળ ફુટડાં રે, ઝેર ભર્યાં એકાંત રે. નંદન૦–૬
અંતરજામી આપણાં રે, જીવ સમાણા જોય;
તે પણ વોળાવી વળે રે, સાથ ન આવે કોય રે. નંદન૦–૭
સાથ ન આવે સુંદરી રે, સાથ ન આવે આથ;
ઉઠી જાવું એકલું રે, ઠાલા લેઈ બે હાથ રે. નંદન૦–૮
કુરકુંડુ જે જેહને રે, બ્રહ્મદત્ત ચક્રવર્તિં જોય;
ચિત્ત વચન માન્યું નહિ રે, સાતમી પહોંત્યો સોય રે. નં૦–૯
જે આરાધે જિન તણો રે, સુરતરૂ ધર્મ સુજાણ;
ફળ અજરામર તે લહે રે, મીઠાં અમિય સમાન રે. નં૦–૧૦

---

## દોહા

સંવેગી શિર સેહરો, વૈરાગે મન વાળી;
છોડી મંદિર નવલખાં, ઉઠી ચાલ્યો તત્કાળી.–૧
તે તરૂણી તલશી રહી, મેલી ગયો મુનિંદ;
મેહ વિના જેમ વેલડી, જેમ ચકોરી ચંદ.–૨

## ઢાળ આઠમી

(૧૫૯)

વરસાળાની દેશી.

અર્હન્નક ઉતાવળો જઈ, ભેટયો ગુરૂ રાય વિચાર;
દીક્ષા શિક્ષા ફરી ગ્રહી, ફરી લીધો રે મારગ નિરતિચાર કે.
ભેટયોરે ગુરૂરાજ, તેણે સાર્યાં રે આપણડાં કાજ કે. ભેટયો૦–૧

ગુરૂ દીયે શિક્ષા સાધુને રે, પાળે નિરતિચાર;
પ્રેમબંધન છે પાડુઆં, તેણે કીજે ઉદ્યમ વિચાર કે. ભે૦-૨
ગિરી વન ખંડ સાધુજી, સાધી રે સંયમ યોગ;
ગાળી એ જીવન આપણું, નહિ ધરીયે રે ચિંતા ને શોકકે.ભે૦-૩
ભોળપણે ભોગીસર થયો, આતમ વાર અનંત;
ભામિનીશું ભીનો રહ્યો, નવિ આવ્યોરે આજ લગે અંત કે.ભે૦૪
પ્રણમીને પ્રભુ શું કહે, સ્વામી સુણો અરદાસ;
કાયા કાયર માહરી, મુજ દીજે અણુસણની આશ કે. ભે૦-૫
લાખ ચોરાશી ખામીને, તેણે લીધો અણુસણ સાર;
અનુક્રમે પાળી આઉખું, અવતરીયોરે સુર વિમાન મોઝાર કે.
ભેટચો૦-૬
જિન તણી શીખ સોહામણી, જે કરે કુળ અવતંસ;
તે લહે લીલા આણંદ શું, જેમ વિલસે રે ગંગાજળ હંસકે.ભે૦૭
સંવત સત્તર ચિમોત્તરે, વડ **ખરતરગચ્છ** વાસ;
ગણિ **મહિમાસાગર** હિત વડે, આણંદે રે કહ્યો રાસ
વિલાસ કે. ભેટચો૦-

## શ્રી રૂપવિજયજી વિરચિત

## (૧૬૦)

અરણિક મુનિવર ચાલ્યા ગોચરી, તડકે દાઝે શીશોજી;
પાય અડવાણે રે વેળુ પરજળે, તન સુકુમાળ મુનીશોજી.
અરણિક૦- ૧
મુખ કરમાણું રે માલતી ફૂલ જ્યું, ઊભો ગોખની હેઠોજી;
ખરે બપોરે રે દીઠો એકલો, મોહી માનિની મેટોજી.
અરણિક૦- ૨

વચણુ રંગીલી રે નયણે વીંધીયો, ઋષિ થંભ્યો તેણે ઠાણોજી;
દાસીને કહે જા રે ઉતાવળી, ઋષિ તેડી ઘર આણોજી.
અરણિક૦- ૩

પાવન કીજે રે ઋષિ ઘર આંગણું, વોહરો મોદક સારોજી;
નવયૌવન રસ કાયા કાં દહો, સફળ કરો અવતારોજી.
અરણિક૦- ૪

ચંદ્રવદનીએ ચારિત્રથી ચૂકવ્યો, સુખ વિલસે દિન રાતોજી;
બેઠા ગોખે રે રમતો સોગઠે, તવ દીઠી નિજ માતોજી.
અરણિક૦- ૫

**અરણુક અરણિક** કરતી મા ફરે, ગલીએ ગલીએ બજારોજી;
કહો કેણે દીઠો રે મ્હારો **અરણીઓ**, પૂછે લોક હજારોજી.
અરણિક૦- ૬

હું કાયર છું રે મ્હારી માવડી, ચારિત્ર ખાંડાની ધારોજી;
ધિગ્ ધિગ્ વિષાયા રે મ્હારા જીવને, મેં કીધો અવિચારોજી.
અરણિક૦- ૭

ગોખથી ઉતરીરે જનનીને પાય પડયો, મન શું લાજ્યો અપારોજી;
વત્સ તુજ ન ઘટે રે ચારિત્રથી ચૂકવું, જેહથી શિવ સુખ સારોજી.
અરણિક૦- ૮

એમ સમજાવી રે પાછો વાળીઓ, આણ્યો ગુરૂની પાસેજી;
સદ્ગુરૂ દીએ રે શીખ ભલી પરે, વૈરાગે મન વાસેજી.
અરણિક૦- ૯

અગ્નિ ધખંતી રે શિલા ઉપરે, **અરણિકે** અણુસણુ કીધોજી;
**રૂપવિજય** કહે ધન્ય તે મુનિવર, જેણે મનવાંછિત લીધોજી.
અરણિક૦-૧૦

### શ્રી સમયસુંદરજી કૃત

## શ્રી નમિરાજાની સજ્ઝાય

(૧૬૧)

જંબુદ્વીપમાં દીપતું, નયર સુદરશન ભાય;
હોજી **મણિરથ** રાજ કરે તિહાં, કીધો સબળ અન્યાય.–૧
હોજી **યુગબાહુ** બંધવ મારીઓ, **મયણરેહા** ગઈ નાસ;
હોજી જાયો પુત્ર ઉદ્યાનમેં, પડીય વિદ્યાધર પાસ.–૨
પણ શીલે રાખ્યો સાવતો, **પદમરથ** ભૂપાળ;
હોજી ઘોડે અપહર્યો આવીયો, તીણે તે લીધો બાળ.–૩
હોજી પુત્ર પાળી મોટો કીધો, શત્રુ નમ્યા સહુ આય;
હોજી **નમિ** એવું નામ થાપીયું, થયો મિથિલાનો રાય.–૪
હોજી સહસ અંતેઉર શું રમે, દાહજવર ચઢયો દેહ;
હોજી કરમ થકી છુટે નહીં, અથિર સહુ રિદ્ધિ એહ.–૫
હોજી વૈરાગે મન વાળીયું, તવ તે ઉતર્યો તાપ;
હોજી **નમિ** રાજા સંયમ લીયો, ઇંદ્રે પરખ્યો આપ.–૬
હોજી ચડતે પરિણામે ચઢયો, પ્રણમ્યા સુર નર રાય;
હોજી **સમયસુંદર** કહે સાધુના, નિત્ય નિત્ય પ્રણમું પાય.–૭

---

## શ્રી નીગઈરાયની સજ્ઝાય

(૧૬૨)

પુંડપુરવર્ધન રાજિયો, મ્હાંકી સહીયર **સિંહરથ** નામ નરિંદરે;
એક દિને ઘોડે અપહર્યો મ્હાંકી૦ પડીઓ અટવી માંહિ રે.–૧
પરવત ઉપર પેખીયો, મ્હાંકી૦ શત ભૂમિઓ આવાસ રે;
**કનકમાળા** વિદ્યાધરી, મ્હાંકી૦ પ્રણમી પ્રેમ ઉલ્લાસ રે.–૨

નગરી ભણી રાજા નીસર્યા, મ્હાંકી૦ નીગઈ રૂપનિધાન રે;
મારગમાં આંબો મિલ્યો, મ્હાંકી૦ સુંદર ફળ ફૂલ પાન રે.-૩
કોયલ કરે ટહુકડા, મ્હાંકી૦ માંજર રહી મહકાય રે;
રાજા ઇક માંજર ગ્રહી, મ્હાંકી૦ નિરખે ચિત્ત લગાય રે.-૪
તાપ થકી કરમાઇ તે, મ્હાંકી૦ જોઈ વિનાશે ભૂપ રે;
શોભા સઘળી કારમી, મ્હાંકી૦ જાણી બૂઝયો શૂર રે.-૫
જાતિસ્મરણ પામીયો, મ્હાંકી૦ સંયમ પાળે શુદ્ધ રે;
સમયસુંદર કહે સાધુને, મ્હાંકી૦ ચોથા પ્રત્યેક બુદ્ધ રે.-૬

શ્રી જ્ઞાનવિમલસૂરિ કૃત

# શ્રી દેવકુંજર ઋષિની સજ્ઝાય

(૧૯૩)

સહજ સુંદર મુનિ પુરંદર, વંદીએ ધરી ભાવ રે;
ભવ મહોદધિ તરણ પ્રવહણ, સાધુ વંદન નાવ રે. સ૦-૧
રૂપ મનહર વર ગુણાકર, દેવકુંજર ભૂપ રે;
કનક વાનો રૂષિવર એ, રાજહંસ સરૂપ રે. સહજ૦-૨
અન્ય દિન ઉદ્યાનમાંહી, ગયા ક્રીડન કાજ રે;
અરૂણ ઉદયે તેજ હેજે, વિકસિતાંબુજ રાજ રે. સહજ૦-૩
સંત વિલસે એમ વસંતે, કરી નવનવા રંગ રે;
એમ કરંતાં સાંજ સમયે, પ્રગટીઓ બહુ રંગ રે. સહજ૦-૪
કમળ કાનન મ્લાન દેખી, થયાં તરૂ વિછાય રે;
ચક્રવાકી વિરહ આતુર, વિસ્તર્યું ભૂ છાય રે. સહજ૦-૫
તેહ દેખી નૃપતિ ચિંતે, અહો રંગ શું એહ રે;
સંધ્યા વાદળ પરિ વિસ્તર્યું, અથિર તનુ ધન ગેહ રે. સ૦-૬

ઈમ અનિત્ય ભાવ રૂપે, લહ્યો ભાવ ઉદાસ રે;
લહ્યું કેવળનાણું ઉજ્વળ, સાધુ વેશ પ્રકાશ રે. સહજ૦-૭
સહસ દશ નિજ પુત્ર સાથે, પરિવર્યા વિચરંત રે;
ભવિક જન ઉદ્ધાર કરતાં, **જ્ઞાનવિમળ** મહંત રે. સ૦-૮

---

### શ્રી ક્ષમાકલ્યાણકજી કૃત

# શ્રી સુદર્શનશેઠની સજ્ઝાય

(૧૬૪)

શીળ રતન જતન કરો રે લો, જેહથી સહુ સુખ થાય રે; સલુણા.
શેઠ **સુદર્શન**ની પરે રે લો, સંકટ સહુ મીટ જાય રે. સલુણા.
શીળ૦- ૧

અંગદેશ ચંપાપુરી રે લો, **દાધિવાહન** ભૂપાળ રે; સલુણા.
**અભયા** પ્રમુખ અંતેઉરી રે લો, સુંદર તનુ સુકુમાળ રે. સલુણા.
શીળ૦- ૨

શેઠ **સુદર્શન** તિહાં વસે રે લો, નારી **મનોરમા** કંત રે; સલુણા.
કામ સમો રૂપે કરી રે લો, વ્રત ધારી ગુણવંત રે. સલુણા.
શીળ૦- ૩

**અભયા** રાણી એકદારે લો, કેળવી કપટ મંડાણ રે; સલુણા.
કાઉસગ્ગ કરતા શેઠજી રે લો, અણાવ્યા નિજ ઠાણ રે. સલુણા.
શીળ૦- ૪

ઉપસર્ગ કીધા આકરા રે લો, પણ નવિ ચૂકયા તેહ રે. સલુણા.
આળ અલિક દીયો તિણે રે લો, નૃપ નહીં સદ્દહે એહ રે. સલુણા.
શીળ૦- ૫

શેઠ ભણી પૂછે ઈસું રે લો, કહો એ કવણ વૃત્તાંત રે; સલુણા.
શેઠ મુખે બોલે નહીં રે લો, રૂઠયો ભૂપ અત્યંત રે. સલુણા.
શીળ૦– ૬

મારણ હુકમ દીયો તદા રે લો, કીધી વિટંબના ભૂર રે; સલુણા.
તસ ઘરણી કાઉસગ્ગ રહી રે લો, કષ્ટ કરવા દૂર રે. સલુણા.
શીળ૦– ૭

શાસનસૂરી સાનિધ્ય કરે રે લો, પ્રગટયો પુણ્ય પંડૂર રે; સલુણા.
શૂળીનું સિંહાસન થયું રે લો, શીલ પ્રભાવ સનુર રે. સલુણા.
શીળ૦– ૮

રાજા બહુ આદર કરી રે લો, પહોંચાડે નિજ ગેહ રે; સલુણા.
સર્વ અપરાધ ખમાવીયા રે લો, વ્યાપ્યો સુજશ અછેહ રે.
સ૦ શીળ૦–૯

અનુક્રમે સંયમ આદરી રે લો, સાર્યાં આતમ કાજ રે; સલુણા.
કેવળ લહી મુગતે ગયા રે લો, શેઠ **સુદર્શન** સ્વામ રે. સ૦
શીળ૦–૧૦

મગધદેશ પાટલિપુરે રે લો, વંદે શ્રીમુનિ ભાણ રે; સલુણા.
**અમૃતધર્મ** સંયોગથી રે લો, શિષ્ય **ક્ષમાકલ્યાણ** રે. સ૦
શીળ૦–૧૧

### શ્રી લક્ષ્મીરતનજીકૃત

## શ્રી પ્રસન્નચંદ રાજર્ષિની સજ્ઝાય

(૧૬૫)

ભવિક ધારજો રે.–એ રાગ.

રાજ છોડી રળીયામણો રે, જાણી અથિર સંસાર;
વૈરાગે મન વાળીયો રે, હરખે લીધો સંયમ ભાર.

**પ્રસન્નચંદ** પ્રણમું તુમારા પાય, તું મોટો મુનિરાય. પ્રસન્ન૦૧
વનમાં કાઉસગ લઈ રહ્યા રે, પગ ઉપર પગ ચઢાય;
બાંહુ બેઉ ઉંચી કરી રે, સૂર્ય સામી દૃષ્ટિ લગાય. પ્રસન્ન૦-૨
દુરમુખ દૂત વચન સુણી રે, ક્રોધ ચઢ્યો તતકાળ;
મનસું સંગ્રામ માંડીઓ રે, મુનિ પડ્યો માયાજાળ. પ્રસન્ન૦-૩
**શ્રેણિકે** પ્રશ્ન પૂછીઓ રે, હમણાં શી ગતિ જાય;
**વીર** કહે હમણાં ચવે, એતો સાતમી નરકે જાય. પ્રસન્ન૦-૪
ક્ષણેક અંતર પૂછીઓ રે, મુનિ સર્વારથ વિમાન;
વાગી દેવની દુંદુભિ રે, રિષિ પામ્યો કેવળજ્ઞાન. પ્રસન્ન૦૫
**પ્રસન્નચંદ** મુગતે ગયા રે, શ્રી મહાવીર પ્રભુના શિષ્ય;
**લક્ષ્મીરતન** ઈમ વિનવે, મેં તો દેખ્યો સૂત્ર પરતક્ષ. પ્રસ૦-૬

શ્રી સમયસુંદરજીકૃત

## શ્રી દુમૂહરાયની સજ્ઝાય

(૧૬૬)

ઇડર આંબા આંબલી રે.—એ રાગ.

નયરી કપિલાનો ધણી રે, જયરાજ ગુણ જાણ,
ન્યાય નીતિ પાળે પ્રજા રે, ગુણમાળા પટરાણી.
દુમૂહરાય બીજો પ્રત્યેક બુધ,
વૈરાગે મન વાળીઓ રે, સમકિત પાળે શુદ્ધ. દુમૂહ૦-૧
ધરતી ખણતાં નીસર્યો રે, મુગટ એક અભિરામ;
બીજો પ્રતિબિંબીયો તિણે નામ દુમૂહ૦-૨
મુગટ લેવા ભણી માંડીઓ રે, **ચંડપ્રદ્યોત** સંગ્રામ;
પણ અન્યાય કુશિલીઓ રે, તિમ ગરે તેહનાં કામ. દુમૂહ૦-૩

ઈંદ્રધ્વજ અતિ શણુગારીઓ રે, જોતાં તૃપ્તિ ન થાય;
ખલક લોક ખેલે રમે રે, મહોત્સવ માંડ્યો રાય. દુમૂહ૦-૪
તિહાં જઈ ઈંદ્રધ્વજ દેખીયો રે,પડયો મલ મૂત્ર મોઝાર;
હા હા શોભા કારમી રે, એ સહુ અથિર સંસાર. દુમૂહ૦-૫
વૈરાગે મન વાળીઓ રે, લીધો સંયમભાર;
તપ જપ કીધાં આકરાં રે, પામ્યા ભવનો પાર. દુમૂહ૦-૬
બીજા પ્રત્યેક બુદ્ધ એ રે, **દુમૂહ** નામે રીષિરાય;
**સમયસુંદર** કહે સાધુના રે,નિત નિત પ્રણમું પાય. દુમૂહ૦-૭

# શ્રી મૃગાપુત્ર ની સજ્ઝાય

( ૧૬૭ )

(દોહરા)

પ્રણમી પાસ જિણંદને, સમરી સરસ્વતી માય;
નિજગુરૂ ચરણ નમી કરી, ભણશું મહા મુનિરાય.-૧
રાજઋદ્ધિ લીલા પરિહરી, લીધો સંયમ ભાર;
તેહ **મૃગાપુત્ર** ગાઈશું, સુણજો સહુ નરનાર.-૨
સંક્ષેપે કરી વર્ણવું, સૂત્રે છે વિસ્તાર;
ભણતાં સુણતાં ધ્યાવતાં, લહીએ ભવનો પાર.-૩
ભોગી નરમાં ભમરલો, ઋષિમાંહી શિરદાર;
તસ ગુણ વર્ણવતાં થકાં, ત્રૂટે કર્મ અપાર.-૪

ઢાળ

સુગ્રીવ નગર સોહામણુંજી, **બળભદ્ર** તિહાં રાય;
તસ ઘર ઘરણી મૃગાવતીજી, તસ નંદન યુવરાય.
હો માવડી, ક્ષણ લાખેણી રે જાય.-૧

**બળશ્રી** નામે ભલોજી, **મૃગાપુત્ર** પ્રસિદ્ધ.
માતાને નામે કરીજી, ગુણ નિષ્પન્ન તસ દીધ. હો માવડી૦–૨
ભણી ગણી પંડીત થયોજી, યૌવન વય જબ આય;
સુંદર મંદિર કરાવીયાંજી, પરણાવે નિજ માય. હો માવડી૦–૩
તવ વય રૂપે સારીખીજી, પરણ્યા બત્રીશ નાર;
પંચ વિષય સુખ ભોગવેજી, નાટકના ધમકાર. હો માવડી૦–૪
રત્નજડિત સોહામણાજી, અદ્ભુત ઉંચા આવાસ;
દેવ દોગંદુકની પરેજી, વિલસે લીલ વિલાસ. હો માવડી૦–૫
એક દીન બેઠા માળીયેજી, નારીને પરિવાર;
મસ્તક પગ દાઝે તળાંજી, દીઠા શ્રી અણગાર. હો માવડી૦–૬
મુનિ દેખી ભવ સાંભર્યોજી, વસીયો મન વૈરાગ;
ઉતર્યો આમણ દુમણોજી, જનનીને પાયે લાગ. હો માવડી૦–૭
પાય લાગીને વીનવેજી, સુણ સુણ મોરી માય;
નટુવાની પરે નાચીયાજી, લખ ચોરાશી માંય. હો માવડી૦–૮
પૃથ્વી પાણી તેઉમાંજી, ચોથી રે વાઉકાય;
જન્મ મરણ દુઃખ ભોગવ્યાંજી, તેમ વનસ્પતિ માંય. હો માવ૦–૯
વિગલેંદ્રિ તિર્યંચમાંજી, મનુષ્ય દેવ મોઝાર;
ધર્મ વિહુણો આતમાજી, રડવડીયો સંસાર. હો માવડી૦–૧૦
સાતે નરકે હું ભમ્યોજી, અનંત અનંતી રે વાર;
છેદન ભેદન ત્યાં સહ્યાંજી, કહેતાં ન આવે પાર. હો માવડી૦–૧૧
સાયરના જળથી ઘણાંજી, મેં પીધાં માયનાં થાન;
તૃપ્તિ ન પામ્યો આતમાજી, અધિક આરોગ્યાં ધાન.
હો માવડી૦–૧૨
ચારિત્ર ચિંતામણિ સમોજી, અધિક મ્હારે મન થાય;

તન ધન જોબન કારમાંજી, ક્ષણ ક્ષણ ખૂટે આય.
હો માવડી૦-૧૩
માતા અનુમતિ આપીયેજી, લેઈશું સંયમ ભાર;
પંચ રતન મુજ સાંભર્યાંજી, કરશું તેહની સાર. હો માવડી૦-૧૪
વયણ સુણી બેટા તણાંજી, જનની ધરણી ઢળંત;
ચિત્ત વળ્યું તવ આરડેજી, નયણે નીર ઝરંત.
રે જાયા, તુજ વિણ ઘડી રે છ માસ.-૧૫
વળતી માતા ઈમ ભણેજી, સુણ સુણ મોરા રે પુત્ર;
મનમોહન તું વાલહોજી, કાંઈ ભાંગે ઘર સૂત્ર. રે જાયા૦-૧૬
મ્હોટા મંદિર માળીયાંજી, રાન સમોવડ થાય;
તુજ વિણ સહુ અળખામણુંજી, કિમ જાવે દિન રાય.
રે જાયા૦-૧૭
નવ મસવાડા ઉદર ધર્યોજી, જન્મ તણાં દુઃખ દીઠ;
કનક કચોળે પોષીયોજી, હવે હું થઈ અનીઠ. રે જાયા૦-૧૮
યૌવન વય નારી તણાજી, ભોગવો બહુળા રે ભોગ;
યૌવન વય વીત્યા પછીજી, આદરજો તપ યોગ. રે જાયા૦-૧૯
પડચો અખાડી જિમ હાથીયોજી, મૃગલો પડીયો રે પાસ;
પંખી પડીયો જિમ પાંજરેજી, તેમ કુમર ઘર વાસ. રે જાયા૦-૨૦
ઘર ઘર ભિક્ષા માગવીજી, સરસ નિરસ હોય આહાર;
ચારિત્ર છે વત્સ દોહિલુંજી, જેવી ખાંડાની ધાર. રે જાયા૦-૨૧
પંચ મહાવ્રત પાળવાંજી, પાળવા પંચ આચાર;
દોષ બેંતાલીશ ટાળીનેજી, લેવો સૂઝતો આહાર. રે જાયા૦-૨૨
મીણ દાંતે લોહમય ચણાજી, કિમ ચાવીશ કુમાર;
વેળુ સમોવડ કોળીયાજી, જિને કહ્યો સંયમભાર. રે જાયા૦-૨૩

પલંગ તળાઈએ પોઢતોજી, કરવો ભૂમિ સંથાર;
કનક કચોળાં છાંડવાંજી, કાચલીએ વ્યવહાર. રે જાયા૦–૨૪
મસ્તકે લોચ કરાવવાજી, તું સુકુમાર અપાર;
બાવીશ પરિસહ જીતવાજી, કરવા ઉગ્ર વિહાર. રે જાયા૦–૨૫
પાય અડવાણે ચાલવુંજી, શિયાળે શીત વાય;
ચોમાસું વત્સ દોહિલુંજી, ઉનાળે લૂ વાય. રે જાયા૦–૨૬
ગંગા સાયર આદે કરીજી, ઉપમા દેખાડી રે માય;
દુક્કર ચારિત્ર દાખીચુંજી, કાયર પુરૂષને થાય. રે જાયા૦–૨૭
કુમર ભણે સુણ માવડીજી, સંયમ સુખ ભંડાર;
ચોદરાજ નગરી તણાજી, ફેરા ટાળણહાર. હો માવડી૦–૨૮
અનુમતિ તો આપુંજી, કુણ કરશે તુજ સાર;
રોગ જબ આવી લાગશેજી, નહિ ઓષધ ઉપચાર. રે જાયા૦–૨૯
વનમાં રહે છે મૃગલાંજી, કુણ કરે તેહની સાર;
વનમૃગની પેરે વિચરશુંજી, એકલડા નિરધાર. હો માવડી૦–૩૦
અનુમતિ આપે માવડીજી, આવ્યા વનહ મોઝાર;
પંચ મહાવ્રત આદર્યાંજી, પાળે સંયમ ભાર.
મુનિસર, ધન ધન તુમ અવતાર.–૩૧
મૃગાપુત્ર ઋષિ રાજિયોજી, ષટકાયા ગોવાળ;
એ સમો નહિ વૈરાગીયોજી, જિણે ટાળ્યો આતમ સાલ.
મુનિ૦–૩૨
ભણ્યો અધ્યયન ઓગણીશમેજી, મૃગાપુત્ર અધિકાર;
તપ જપ કીરીયા શુદ્ધ કરીજી, આરાધી પંચાચાર. મુનિ૦–૩૩
સંયમ દુક્કર પાળીચુંજી, કરી એક માસ સંથાર;
કર્મ ખપાવી કેવળ લહીજી, પહોંચ્યા મુગતિ મોઝાર. મુનિ૦–૩૪

## શ્રી સમયસુંદરજી કૃત

# શ્રી અનાથી મુનિની સજ્ઝાય

(૧૬૮)

શ્રેણિક રયવાડી ચઢયો, પેખીયો મુનિ એકાંત;
વર રૂપ કાં તે મોહીયો, રાય પૂછે રે કહોને વૃત્તાંત.
શ્રેણિકરાય ! હું રે અનાથી નિર્ગ્રંથ; તિણે મેં
લીધો રે સાધુજીનો. પંથ. શ્રેણિક૦-૧

ઈણે કોસાંબી નયરી વસે, મુજ પિતા પરિગળ ધન્ન;
પરિવાર પૂરે પરિવર્યો, હું છું તેહનો રે પુત્ર રતન્ન. શ્રેણિક૦-૨
એક દિવસ મુજને વેદના, ઉપની તે ન ખમાય;
માત પિતા ઝુરી રહ્યા, પણ કિણહી રે તે ન લેવાય. શ્રેણિક૦-૩
ગોરડી ગુણ મણિ ઓરડી, ચોરડી અબળા નાર;
કોરડી પીડા મેં સહી, ન કોણે કીધી રે મોરી સાર. શ્રેણિક૦-૪
બહુ રાજવૈદ્ય બોલાવીયા, કીધલા કોડી ઉપાયઃ
બાવનાચંદન ચરચીયા, પણ તોહી રે સમાધિ ન થાય. શ્રેણિક૦-૫
જગમાં કો કેહનો નહિ, તે ભણી હું રે અનાથ;
વીતરાગના ધર્મ સારીખો, નહિ કોઈ બીજો રે મુક્તિનો સાથ.
શ્રેણિક૦-૬

જો મુજ વેદના ઉપશમે, તો લેઉં સંયમ ભાર;
ઈમ ચિંતવતાં વેદના ગઈ, વ્રત લીધું મેં હર્ષ અપાર. શ્રેણિક૦-૭
કર જોડી રાજા ગુણ સ્તવે, ધન ધન એહ અણગાર;
શ્રેણિક સમકિત પામીયો, વાંદી પહોંચ્યો રે નગર મોઝાર.
શ્રેણિક૦-૮

મુનિ **અનાથી** ગુણ ગાવતાં, ત્રુટે કર્મની કોડ;
ગણિ **સમયસુંદર** તેહના, પાય વંદે રે બે કર જોડ. શ્રેણિક૦—૯

## શ્રી રામવિજયજી કૃત

### (૧૬૯)

આધાકર્મી આહાર ન લીજે.—એ રાગ.

મગધાધિપ **શ્રેણિક** સુવિચારી, સાથે બહુ પરિવારી;
હય ગય રથ પાયક પાલખી શું, પહોંચ્યો વનહ મોઝારી.
રાજન રયવાડી સંચરીયો.—૧
રાજન રયવાડી સંચરીયો, ખાયક સમકિત વરીયો કે; રાજન૦
**પદ્મનાભ** તીર્થંકર થાશે, ઉપશમ રસનો દરીયો કે. રા૦—૨
વિવિધ પ્રકારની ક્રીડા કરતો, જો તો વનનાં ઠામ;
ચંપકતરૂ તળે મુનિવર દીઠો, બેઠો કરી પ્રણામ કે. રા૦—૩
ધ્યાને લીનો મુનિવર મહોટો, ચંપકવર્ણી કાયા;
લૂંચ્યા કેશ યૌવન વેશે, તજી સંસારની માયા કે. રા૦—૪
પૂછે રાજા **શ્રેણિક** મુનિને, કિમ લૂંચ્યા તુમે કેશ;
યૌવને વૈરાગ્ય કહો કેમ લીધો, દીસો છો લઘુ વેષ કે. રા૦—૫
તરૂણ પણે તરૂણી કાં છંડી, એ માયા કાં મંડી;
કંચનવરણી કાયા દંડી, એ શી કીધ ઘમંડી કે. રાજન૦—૬
રૂપવંત તું ગુણવંત દીસે, સુંદર તુમ આકાર;
શશી સમ વદન વિરાજે તાહરૂં, નયન પંકજ અનુહાર કે. રા૦—૭
ધન જોબન ફળ લાહો લીજે, કીજે બહુળા ભોગ;
સંપતિ સારૂ દાન તે દીજે, અવસરે લીજે યોગ કે. રા૦—૮
કુટુંબ તણો મોહ કિમ મૂકયો, કિમ મૂકયો ધન પરિવાર;
કવણ નગરના કહો તુમે વાસી, કિમ લીધો સંયમ ભાર કે.
રાજન૦—૯

અચલ લક્ષણ તુમ અંગે નિરખ્યાં, અવગુણ એક ન દીઠો;
કૃપા કરી યોગીસર સાચો, ઉત્તર દ્યો મુજ મીઠો કે. રા૦-૧૦
બોલે મુનિવર સુણ હો રાજા, ઉત્તર દેઉં હું સાચો;
મુખનો મટકો નયણનો લટકો, કાયા પિંડ તે કાચો કે.
રાજન, સુણજો વચન **અનાથી.**-૧૧
નાથ વિના જીવે દુઃખ પામ્યાં, માહરે નહિં કોઈ નાથ;
તિણ કારણ મેં દીક્ષા લીધી, હવે હું હુઓ સનાથ કે. રા૦-૧૨
નાથ અછું હું મુનિવર ત્હારો, એહવો અર્થ વિચારો;
નાથ અછે કોઈ ત્હારે રાજા, બોલ્યો બોલ અવિચાર્યો કે. રા૦-૧૩
નાથ તણો અરથ જો જાણો, તો થાઓ મુજ નાથ;
નાથ નહિ કોઈ નૃપ તુમારે, બાવળ દ્યો છો બાથ કે. રા૦-૧૪
માતા મયગળ હય હેષારવ, સુણ મગધાધિપ રાજા;
કંચન કોડી જોડી બાંધવની, માય તાય સુખ સાજા કે. રા૦-૧૫
મ્હોટા કુળની મ્હોટી વધૂટી, ખોડી નહિ મન માંહી;
સિંહ કટિ હંસગમની બાળા, થોડા બોલી પ્રાહી કે. રા૦-૧૬
શશીવયણી મૃગનયણી નારી, ચિત્ત હરખી ભરતાર;
હાવભાવ વિભ્રમ જે કરતી, તે મૂકી નિરધાર કે. રા૦-૧૭
ઇંદ્ર તણી જાણે ઇંદ્રાણી, એહવી મુજ ઘેર રાણી;
કેતા ગુણ હું કહું હો રાજા, શિયળ ગુણની ખાણી કે. રા૦-૧૮
પાન સમારે બીડું વાળી, માંહી કપૂરનો વાસ;
પ્રેમ કરી મુજ પદમણી આપે, તે મૂકી નિરાશ કે. રા૦-૧૯
પંચવિષય હું ભોગ ભોગવતો, જાતો કાળ ન જાણ્યો;
એકદિવસ મુજરોગ ઉપન્યો, ન વિસમે તે ચિત્તઆણ્યોકે. રા૦-૨૦
કાકા કાકી ફુઆ ભાણેજી, મામા માસા મામી;

નેહ ધરે માસી મુજ અધિકો, જાણે કે અંતરજામી કે. રા૦-૨૧
માય તાય બંધવ મુજ ભગિની, દુઃખ નવિ લીધો જાય;
નારી મુખ વિલપંતી બોલે, તે દુઃખ અમ ન સહાય કે. રા૦-૨૨
તિણુ વેદની મુજ નિંદ ન આવે, અન્ન પાન નવિ ભાવે;
મંત્ર યંત્ર કીધા ઘણેરા, તો પણ દુઃખ નવિ જાવે કે. રા૦-૨૩
વૈદ્ય જાણુ તેડયા તિણિ વારે, દીધા બહુલા દામ;
ઓષધ-ભેષજે ગુણ નવિ થાયે, વિલખાણા તે તામ કે. રા૦-૨૪
ચિત ચોખો કરી મેં રે વિચાર્યું, એકલડો વનવાસી;
એ સંસાર તણાં દુઃખ વિરૂઆં,ગઈ વેદના તવ નાસી કે. રા૦-૨૫
દિનકર ઉગે તમ જિમ નાસે, તિમ મુજ વેદના ભાગી;
સંયમ વરીયો વેદના ઠરીયો, સમતાશું લય લાગી કે. રા૦-૨૬
મગધાધિપ હરખ્યો મનમાંહી, વચન કહે રે વિચારી;
નાથ પણું તુમને મુનિ સાચું, આપ તર્યા પર તારી કે.
રાજન, પંચ મહાવ્રત ધારી.-૨૭
શીશ નમાવી પાય લાગીને, પૂછી છોડયું મિથ્યાત;
યોગીસરને ધ્યાને લીનો, અજુઆળે કુળ જાત કે. રા૦-૨૮
ઋષિ **અનાથી** ચારિત્ર પાળી, પહોંત્યા શિવપુર ઠામ;
**કનકવિજય** બુધ ચરણે મધુકર, ઈમ બોલે મુનિ **રામ** કે.
રાજન૦-૨૯

શ્રી સમયસુંદરજી કૃત

## શ્રી કરકંડુ પ્રત્યેક બુદ્ધની સજ્ઝાય

(૧૭૦)

ચંપાનગરી અતિ ભલી, હું વારી લાલ. દાધિવાહન ભૂપાલરે;
હું વારી૦

**પદ્માવતી** કુખે ઉપન્યો, હું વારી૦ કર્મે કીધો ચંડાળ રે. હું૦-૧
કરકંડુને કરૂં વંદના, પહેલો પ્રત્યેકબુદ્ધ રે, હું વારી૦
ગિરૂવાનાં ગુણ ગાવતાં, હું વારી૦ સમકિત થાયે શુદ્ધ રે.
હું વારી૦-૨
લીધી તે વાંસની લાકડી, હું વારી૦ થયો કંચનપુર રાય રે; હું૦
બાપશું સંગ્રામ માંડીયો, હું વારી૦ સાધવી દીયો સમજાય રે.
હું વારી૦-૩
વૃષભરૂપ દેખી કરી, હું વારી૦ પ્રતિબોધ પામ્યો નરેશ; હું૦
ઉત્તમ સંયમ આદર્યો, હું વારી૦ દેવતાએ દીધો વેષ રે. હું૦-૪
કર્મ ખપાવી મુગતે ગયા, હું વારી૦ **કરકંડુ** ઋષિરાય રે; હું૦
**સમયસુંદર** કહે સાધુને, હું વારી૦ પ્રણમ્યાં પાતક જાય રે.
હું વારી૦-૫

શ્રી પ્રીતિવિમલજી કૃત

# શ્રી મેઘકુમારની સજ્ઝાય

(૧૭૧)

**ધારણી** મનાવે રે **મેઘકુમાર**ને, તું મુજ એકજ પુત્ર;
તુજ વિણ જાયા રે ! સુના મંદિર માળીયાં રે, રાખો રાખો
ઘર તણાં સૂત્ર. ધારણી૦-૧
તુજને પરણાવું રે આઠ કુમારીકા રે, સુંદર અતિ સુકુમાળ;
મલપતી ચાલે રે જેમ વન હાથણી રે, નયણ વયણ સુવિશાળ.
ધારણી૦-૨
મુજ મન આશા રે પુત્ર હતી ઘણી રે, રમાડીશ વહુનાં રે બાળ;
દૈવ અટારો રે દેખી નવિ શકયો રે, ઉપાયો એહ જંજાળ.
ધારણી૦-૩

ધણ કણ કંચન રે ઋદ્ધિ ઘણી અછે રે, ભોગવો ભોગ સંસાર;
છતી ઋદ્ધિ વિલસો રે જાયા ઘર આપણે રે, પછી લેજો
સંયમભાર. ધારણી૦-૪
મેઘકુમારે રે માતા પ્રતિબુઝવી રે, દીક્ષા લીધી વીરજીની પાસ;
પ્રીતિવિમળ રે ઇણિ પરે ઉચ્ચરે, પહોતી મ્હારા મનડાની
આશ. ધારણી૦-૫

## શ્રી પૂનાજી કૃત

### (૧૭૨)

સુગ્રીવનગર સોહામણુંજી. એ રાગ.

વીર જિણંદ સમોસર્યાજી, વંદે **મેઘકુમાર;**
વાણી સુણી વૈરાગીયોજી, એહ સંસાર અસાર.
હો માડી, અનુમતિ દ્યો મોરી માય.-૧
વત્સ તુને કિણે ભોળવ્યોજી, શ્રેણિક તાત નરેશ;
કિમ દીસે આમણ દૂમણોજી, કિણે દીયો એ ઉપદેશ.
રે જાયા, સંયમ વિષમ અપાર.-૨
આદિ નિગોદે હું રૂળ્યોજી, ત્યાં સહ્યાં દુઃખ અનંત;
સાસ ઉસાસ બહુ પૂરિયોજી, હજુએ ન પામ્યો અંત.
હો માડી૦-૩
હમણાં તું વત્સ નાનડોજી, જોબનભર રે કુમાર;
આઠ રમણી પરણાવીયોજી, ભોગવો ભોગ સંસાર. રે જા૦-૪
જનમ મરણ નરક જ તણાંજી, તે દુઃખ સહ્યાં ન જાય;
વીર જિણંદે વખાણીયાંજી, તે મેં સુણીયાં આજ. હો૦-૫
વત્સ કાછલીએ જિમવોજી, સરસ નિરસ હોય આહાર;
ભૂં પાળો નિત્ય ચાલવોજી, તું છે અતિ સુકુમાળ. રે જા૦-૬

**શિવકુમાર** કિમ પરિહરીજી, ભોગવી પાંચસેં નાર;
**શાલિભદ્ર જંબુ** તજીજી, સૂતા નહિ સંસાર. હો૦-૭
શિયાળે શિત લાગશેજી, ઉનાળે ઉની લૂ વાય;
વરસાદે મેલાં કપડાંજી, આગે તું સુકુમાળ. રે જાયા૦-૮
**સુબાહુ** પ્રમુખ દશ હુઆજી, પાંચશેં પાંચશેં નાર;
રાજઋદ્ધિ રમણી તજીજી, સૂતા નહીં સંસાર. હો મા૦-૯
યૌવન વય દીક્ષા વરીજી, **આર્દ્રકુમાર** સુજાણ;
**નંદિષેણ** આદે પડયાજી, વિષય વિલુધા જાણ રે. જા૦-૧૦
ભમતો જીવ સંસારમાંજી, ધરમ દોહિલો હો માય;
જરા આવે ઇંદ્રિય ખસેજી, તવ કિમ કરીને થાય. હો૦-૧૧
મૃગનયણી ઘર ધરહડેજી, નયણે નીર પ્રવાહ;
ભર જોબનમાં છોડ નહીંજી, મૂકી નિપટ નિરાશ. રે જા૦-૧૨
સ્વારથ સબ જગવાલહોજી, સગો નહી કીસકો કોય;
વિષયસુખ વિષ સારીખાંજી, કિમ ભોગવું એ ભોગ. હો માડી૦-૧૩
હંસ તુલાની સેજડીજી, રૂપેં રમણી રસ ભોગ;
એહ સુંવાળી સેજડીજી, કિમ આદરશો જોગ. રે જાયા૦-૧૪
ખમો ખમો કિરપા કરોજી, ઘો મુજને આદેશ;
ઘો અનુમતિ જિમ હોઉં સુખીજી, વીર ચરણ લેઉં દીખ.
હો માડી૦-૧૫
તન ફાટયો લોચન ઝરેજી, દુઃખ નહીં સહેણો રે જાય;
થાઓ સુખી વત્સ તિમ કરોજી, અનુમતિ દીધી માય. રે જા૦૧૬
મણિ માણેક મોતી તજ્યાંજી, તોડયો નવસર હાર;
સુકુલીણી આઠે ભણેજી, તુમ વિણ કિસો શિણગાર.
હો સ્વામી, સંયમ સુખ અપાર.-૧૭

કુમર ભણે સુખ પામવાજી, છોડું એ સંસાર;
નેહ તુમારો જાણુશુંજી, જો લીયો સંયમ ભાર.
હો પ્યારી, સંયમ સુખ અપાર.—૧૮
રથ શિબિકા સહુ સજ્જ કરેજી, કુમર ધારણીજી માય;
શ્રેણિકરાય મહોત્સવ કરેજી, ચારિત્ર દ્યો જિનરાય.
હો સ્વામી, સંયમ સુખ અપાર.-૧૯
તપ તનુ શોષી દેહડીજી, ગયા અનુત્તર વિમાન;
મહાવિદેહમાં સીદ્ધશેજી, પામશે કેવળજ્ઞાન. હો સ્વામી૦-૨૦
ઈમ વૈરાગ સદા ધરોજી, સાંભળજો નરનાર;
કર જોડી પૂનો ભણેજી, તવ પામો ભવ પાર. હો સ્વામી૦-૨૧

## શ્રી વીરવિજયજીકૃત

# શ્રી દશ શ્રાવકની સજઝાય

(૧૭૩)

સાહેબા મોતીડો હમારો.-એ રાગ.

સકળ ઉપાસકમાં શિરદારા, સૂત્ર ઉપાસક મધ્ય વિચારા.
નામ સ્તવન મુજ લાગત પ્યારા, તિણે થુણશું દસ સમકિત ધારા;
સાહિબા દશ શ્રાવક એહા, મોહના ગુણ ગેહા.-૧
ગાથાપતિ આણંદ વિચારી, ચઉ ગોકુળ શિવાનંદા નારી;
દ્વાદશ કોડિ હિરણ્ય ધનવંતા, અવધિનાણ કહે ભગવંતા.
સકલ૦-૨
કામદેવ શુભ ભદ્રા નાર, ષટ ગોકુળ ધન કોટિ અઢાર;
ગોકુળ આઠ સુ સામા જોડી, ચુલણિપિયા ધન ચોવીશ કોડી.
સકલ૦-૩
સૂરદેવ વનિતા જસ ધન્ના, ચુલ્લશતક બહુળા એક મન્ના;

**કુંડકોળિક પુંસા** સમ ધર્મે, એ ત્રણ્ય શ્રાવકને અનુક્રમે.
સકલ૦-૪
કોડિ અઢાર હિરણ્ય જસ ઘરમેં, ષટ ગોકુળ અનુકૂળ જિનધર્મે;
**સકડાળપૂત્ર** કહ્યા કુંભકાર, એક ગોકુળ તીન કોડી દીનાર.
સકલ૦-૫
**મહાશતક** અડ ગોકુળ ઘેર, **રેવંતી** આદે કહી વધુ તેર;
ચોવીશ કોડી હિરણ્ય પરિમાણ, અંતે પામ્યા અવધિનાણ.
સકલ૦—૬
**અશ્વિનીનારીનેનંદનીપિયા,ફલ્ગુણી** વલ્લભ **સાલણીપિયા**,
એ દોય શ્રાવકને ઘરબાર, બાર કોડી ધન ગોકુળ ચાર. સ૦-૭
ધેનુ દશ હજાર જ જાણ, એક ગોકુળનું એ પરિમાણ;
દંસણ વય આદિ અગિયાર, પડિમા શ્રાવકની વહી સાર. સ૦-૮
વીશ વરસ શ્રાવક ઘર જાય, દશ શ્રાવક સોહમ સુર થાય;
જંબુ સુણે ઈમ **સોહમ** વાણી, દે શુભ **વીરવિજય** શિવરાણી.
સકલ૦—૯

### શ્રી ક્ષમાકલ્યાણકજી કૃત

## શ્રી અઈમત્તામુનિની સજ્ઝાય

(૧૭૪)

શ્રી અઈમંતા મુનિવરજીકી, કરણીકી બલિહારી વે;
ખટ વર્ષનકે સંજમ લીનો, **વીર** વચન ચિત્ત ધારી વે. શ્રી૦-૧
વિજય નૃપતિ શ્રીદેવી નંદન, પોલાસપુર અવતારી વે;
અંગ અગ્યાર પઢે ગુણ આદર, ત્રિવિધ ત્રિવિધ અવિકારી વે. શ્રી૦-૨
તપ ગુણ રયણ સંવત્સર આદિક, કરકે કાય ઉદ્ધારી વે;
પ્રભુ આદેશે વિપુલાચળ પર, કરી અણસણ અતિ ભારી વે. શ્રી૦-૩

કેવળ પાય મુક્તિ ગયે મુનિવર, કર્મ કલંક નિવારી વે;
અઢારસેં અડતાળે તિહિ ગિરિ, કીની થાપના સારી વે. શ્રી૦-૪
વાચક **અમૃતધર્મ** સુગુરૂ કે, સુપસાયે સુવિચારી વે;
શિષ્ય **ક્ષમાકલ્યાણ** હરખ ધર, ગુણ ગાવે જયકારી વે. શ્રી૦-૫

# શ્રી અઈમુત્તાકુમારનું ત્રિઢાળીયું

(૧૭૫)

## ઢાળ પહેલી

વીરજી આવ્યા રે ચંપાવનકે ઉદ્યાન.-એ રાગ.

શાસન સ્વામીરે, નિરમળ નામી;
શિવગતિ ગામીરે, વીર જિણેશ્વરૂ.- ૧
નગર **પોલાસે** રે, ભવિક ઉલ્લાસે;
શ્રીવન ઉદ્યાને રે, સ્વામી સમોસર્યા.- ૨
રાજા તિહાં રાજે રે, ચઢતે દિવાજે;
રાજ સમાજે રે, **વિજય** નરેસરૂ.- ૩
ગુણમણિ ખાણી રે, **શ્રીદેવી** રાણી;
**અઈમુત્ત** નામે રે, નંદન તેહને.- ૪
કુમર કુમારી રે, બહુ સુકુમારી;
તેહ સંગાથે રે, નિજ ઉછરંગશું.- ૫
ઈંદ્રધ્વજ ઠામે રે, કૌતુક કામે;
કુમર **અઇમુત્તો** રે, રમતો આવીયો.- ૬
પ્રભુ આણા પામી રે, **ગૌતમસ્વામી**;
ગોચરી આવ્યા રે, તિહાં કણે તે સમે.- ૭
કુમર **અઇમુત્તે** રે, નિર્મળ ચિત્તે;
**ગૌતમ** પાસે રે, આવી ઈમ કહ્યું.- ૮

કુણુ તુમ નામે રે, ફરો કિણુ કામે;
તવ કહે ગૌતમ રે, વાણી અતિ ભલી.-૯

સાધુ આચારી રે, અમે બ્રહ્મચારી;
ગોચરી ભમીયે રે, દેવાણુપ્પિયા.-૧૦

મુજ ઘર આવો રે, ભિક્ષા પાવો;
ઇમ કહી આંગુલી રે, ઝાલી ગુરૂ તણી.-૧૧

જિન ઘર લાવે રે, દિલ સુખ પાવે;
**શ્રીદેવી** નિરખી રે, હરખી અતિ ઘણી.-૧૨

આસન છોડી રે, બે કર જોડી;
વાંદી પડીલાભી રે, ગુરૂ બોલાવીયા.-૧૩

## ઢાળ બીજી

(૧૭૬)

આવી રે પનોતી જરાસંધને.-એ રાગ.

તવ કહે કુમર **ગૌતમ** ભણી, કિહાં વસો છો તુમે સ્વામી રે;
**ગૌતમ** કહે પૂર પરિસરે, જિહાં અમ ગુરૂ ગુણધામ રે.
વીર જિનવર ત્રિભુવન ધણી.-૧

કુમર કહે હું પણ પ્રભુજીને, વાંદીશું આજ તુમ સાથ રે;
જિમ સુખ તિમ કરો ગુરૂ કહે, આવે તે જિહાં જગનાથ રે.
વીર૦-૨

વિનય કરી કુમર બેસે તિહાં, સેવતો પ્રભુ તણા પાય રે;
ધર્મદેશના જિનવર દિયે, સાંભળી હર્ષિત થાય રે. વીર૦-૩

કુમર કહે માત પિતા ભણી, પૂછી લેશું સંયમ ભાર રે;
પ્રભુ કહે જિમ સુખ તિમ કરો,મ કરો પ્રતિબંધ લગાર રે. વી૦-૪

કુમર ઘર આવી કહે માતજી, તાતજી કરી કૃપા સાર રે;
અનુમતિ દીજીયે મુજ ભણી, લેઈશ હું સંયમ ભાર રે. વીર૦-૫
માતા કહે વત્સ તું બાળ છે, શું સમજે વ્રત વાત રે;
કુમર કહે જેહ જાણું અછું, તે નવિ જાણું તું માત રે. વીર૦-૬
જેહ વળી હું ન જાણું અછું, જાણું છું માતજી તેહ રે;
ઇમ સુણી માતા પિતા ભણે, કહે કિમ બાળક એહ રે. વીર૦-૭

---

## ઢાળ ત્રીજી

(૧૭૭)

ધનના લોભી વાણીયા.—એ રાગ.

કુમર કહે જાણું સહી, જાયે જીવ મરેવો રે;
નવિ જાણું કિણ કાળમેં, કિણ ઠામે વળી કેવો રે.
માત સુણો મુજ વાતડી.—૧
નવિ જાણું કિણ કર્મથી, જીવ ભમે સંસારો રે;
પણ જાણું નિજ કર્મથી, જીવ ભમે સંસારો રે. માત૦-૨
તિણ કારણ સંયમ ભણી, અનુમતિ મુજને દીજે રે;
આતમ કારજ સાધતાં, મુજને વિલંબ ન કીજે રે. માત૦-૩
વિવિધ વચને કરી ભોળવ્યો, પણ નિજ ભાવ ન છંડે રે;
માત પિતા તવ વેગશું, ઓચ્છવ કરવા મંડે રે. માત૦-૪
કુમર **અઇમુત્તે** આદરી, પ્રભુ પાસે જઈ દીક્ષા રે;
ગુણ રયણાદિક તપ કર્યાં, અંગ અગિયારે શીખ્યા રે. માત૦-૫
સિદ્ધ થયા **વિપુલાચળે**, **અઇમુત્તો** મુનિરાયા રે;
અઠ્ઠમ અંગથી ઉદ્ધરી, લેશ મુનિ ગુણ ગાયા રે. માત૦-૬

એહવા શ્રી મુનિરાયનો, **અમૃતધર્મ** ઉદારો રે;
શિષ્ય **ક્ષમાકલ્યાણુ**ની, વંદના વારંવારો રે. માત૦-૭

---

## શ્રી કવિયણ વિરચિત

# શ્રી અમરકુમારની સજઝાય

(૧૭૮)

રાજગૃહી નગરી ભલી, તિહાં **શ્રેણિક** રાજા રે;
જિનધર્મનો પરિચય નહીં, મિથ્યામત માંહે રાચ્યા રે.
કર્મ તણી ગતિ સાંભળો.-૧

કર્મ તણી ગતિ સાંભળો, કર્મ કરે તે હોય રે;
સ્વારથનાં સહુ કો સગાં, વિણુ સ્વારથ નહીં કોય રે. ક૦-૨

રાજા **શ્રેણિક** એકદા, ચિત્રશાળા કરાવે રે;
અનેક પ્રકારે મંડણી, દેખંતાં મન મોહે રે. કર્મ તણી૦-૩

દરવાજો ગિર ગિર પડે, રાજા મન પસ્તાવે રે;
પૂછે જોષી પંડીતા, બ્રાહ્મણુ એમ બતાવે રે. કર્મ તણી૦-૪

બાળક બત્રીશ લક્ષણો, હોમી જે ઇણુ ઠાણો રે;
તો એહ મહેલ પડે નહીં, ઇમ ભાખે વયણુ અજ્ઞાનો રે. ક૦-૫

રાજા ઢંઢેરો ફેરીયો, જે આપે બાળ કુમારો રે;
તોલી આપુ બરોબરી, સોનૈયા ધન સારો રે. કર્મ તણી૦-૬

**ઋષભદત્ત** બ્રાહ્મણુ તિહાં વસે, **ભદ્રા** તસ ઘરણી જાણો રે;
પુત્ર ચાર સોહામણા, નિર્ધનીયો પુણ્ય હીણો રે. કર્મ૦-૭

**ઋષભદત્ત** કહે નારને, આપો એક કુમારો રે;
ધન આવે ઘર આપણે, થઈએ સુખીયાં સારો રે. કર્મ૦-૮

નારી કહે વેગે કરો, આપો **અમરકુમારો** રે;
મ્હારે મન અણભાવતો, આંખ થકી કરો અળગો રે.
વાત જણાવી રાયને, રાજા મનમાં હરખ્યો રે;
કહે માંગે તે આપીને, લાવો બાળ કુમારો રે. કર્મ
સેવક પાછા આવીયા, ધન આપ્યો મન માન્યો રે;
**અમર** કહે મોરી માતજી, મુને મત આપીજે રે. ક
માતા કહે તુને શું કરૂં, મ્હારે ભાવે તું મુઓ રે;
કામ કાજ કરે નહીં, ખાવાને જોઈએ સારો રે. કર્મ
આંખે આંસુ નાંખતો, બોલે બાળ કુમારો રે;
સાંભળો મોરા તાતજી, તુમે મુજને રાખો રે. કર્મ
તાત કહે હું શું કરૂં, મુજને તો તું પ્યારો રે;
માતા વેચે તાહરી, માહરો નહીં જોરો રે. કર્મ તણી
કાકો પણ પાસે હતો, કાકી મુજને રાખો રે;
કાકી કહે હું શું જાણું, માહરે તું શું લાગે રે. કર્મ તણી
બાળક રોતો સાંભળી, માસી ફૂઆ તે આવે રે;
બહેન તિહાં ઊભી હતી, કિણહી મુજને રાખો રે. કર્મ
જુઓ જુઓ ધન અનર્થ કરે, ધન પડાવે વાટો રે;
ચોરી કરે ધન લોભીયા, મરીને દુર્ગતિ જાવે રે. કર્મ
હાથ પકડીને લેઈ ચાલ્યા, કુમર રોવણ લાગ્યો રે;
મુજને રાજા હોમશે, બાળક ઈમ બહુ ઝૂરે રે. કર્મ
બાળક તવ લેઈ ચાલ્યા, આવ્યા ભર બજારે રે;
લોક સહુ હા હા કરે, વેચ્યો બાળ ચંડાળે રે. કર્મ
લોક તિહાં બહુળા મિલ્યા, જોવે બાળ કુમારો રે;
બાળ કહે મુજ રાખી લ્યો, થાશું દાસ તુમારો રે. ક

શેઠ કહે રાખું સહી, ધન આપી મોં માગ્યો રે;
રાયે મંગાવ્યો હોમવા, તે તો નહીં રખાય રે. કર્મ૦-૨૧
બાળકને તે લેઈ ગયા, રાજાજીની પાસે રે;
ભટજી પણ બેઠા હતા, વેદશાસ્ત્રના જાણો રે. કર્મ તણી૦-૨૨
ભટજીને રાજા કહે, દેખો બાળ કુમારો રે;
બાળકને શું દેખવો, કામ કરો મહારાજા રે. કર્મ તણી૦-૨૩
બાળ કહે કર જોડીને, સાંભળો શ્રી મહારાજા રે;
પ્રજાના પિયર તુમે, મુજને કિમ હોમીજે રે. કર્મ૦-૨૪
રાજા કહે મોલે લીયો, મહારો નહીં અન્યાયો રે;
માતપિતાએ તુંને વેચીયો, હોમવા આણ્યો આજે રે. ક૦-૨૫
ગંગોદકે નવરાવીને, ગળે ઘાલી ફૂલની માળા રે;
કેસર ચંદન ચરચીને, બ્રાહ્મણ ભણે તવ વેદો રે. કર્મ૦-૨૬
**અમરકુમાર** મન ચીંતવે, મુજને શીખવીયો સાધુ રે;
નવકાર મંત્ર છે મોટકો, સંકટ સહુ ટળી જાશે રે. કર્મ૦-૨૭
નવ પદ ધ્યાન ધરવા થકી, દેવ સિંહાસણ કંપ્યો રે;
ચાલી આવ્યો ઉતાવળો, જિહાં છે બાળ કુમારો રે. કર્મ૦-૨૮
અગ્નિ ઝાળ ઠંડી કરી, કીધો સિંહાસણ ચંગો રે;
**અમરકુમાર**ને બેસાડીને, દેવ કરે ગુણ ગ્રામો રે. કર્મ૦-૨૯
રાજાને ઉંધો નાંખીયો, મુખે છૂટયાં લોહી રે;
બ્રાહ્મણ સહુ લાંબા પડયા, જાણે સુકાં કાષ્ટો રે. કર્મ તણી૦-૩૦
રાજસભા અચરિજ થઈ, એ બાળક કોઈ મ્હોટો રે;
પગ પૂજીજે એહના, તો એ સૂતા ઉઠે રે. કર્મ તણી૦-૩૧
બાળકે છાંટો નાખીયો; ઉઠયો **શ્રેણિક** રાજા રે;
અચરિજ દીઠો મોટકો, એ શું હુવો કાજે રે. કર્મ તણી૦-૩૨

બ્રાહ્મણ પડીઆ દેખીને, લોક કહે પાપ જૂઓ રે;
બાળહત્યા કરતા હતા, તેહનાં ફળ છે એહો રે. કર્મ ત૦-૩૩
બ્રાહ્મણ સહુ ભેળા થયા, દેખે એમ તમાસો રે;
કનક સિંહાસણ ઉપરે, બેઠો **અમરકુમારો** રે. કર્મ ત૦-૩૪
રાજા સહુ પરિવાર શું, ઉઠ્યો તે તતકાળો રે;
કર જોડી કહે કુમારને, એ રાજ્યઋદ્ધિ સહુ ત્હારી રે. કર્મ૦-૩૫
**અમર** કહે સુણો રાજવી, રાજ શું નહિ મુજ કાજો રે;
સંયમ લેશું સાધુનો, સાંભળો શ્રી મહારાજો રે. કર્મ૦-૩૬
રાય લોક સહુ ઈમ કહે, ધનધન બાળ કુમારો રે;
ભટજી પણ સાજા હુવા, લાજ્યા તે મન માંહે રે. કર્મ૦-૩૭
જય જયકાર હુવો ઘણો, ધરમ તણે પરસાદો રે;
**અમરકુમાર** મન સોચતો, જાતિસ્મરણ જ્ઞાનો રે. કર્મ૦-૩૮
**અમરકુમારે** સંયમ લીયો, કરે પંચમુષ્ટિ લોચ રે;
બાહીર જઈ સમશાનમેં, કાઉસગ્ગ રહ્યો શુભ ધ્યાને રે. ક૦-૩૯
માતપિતાએ બાહીર જઈને, ધન ધરતીમાંહે ઘાલ્યો રે;
કાંઇક ધન વહેંચી લીયો, જાણે વિવાહ મંડાણો રે. કર્મ૦-૪૦
એટલે દોડ્યો આવીને, કોઈક બાળ કુંવારો રે;
માત પિતાને ઈમ કહે, **અમરકુમાર**ની વાતો રે. કર્મ૦-૪૧
માત પિતા વિલખાં થયાં, ભૂંડો થયો એ કામો રે;
ધન રાજા લેશે સહુ, કાંઈક કરીએ ઉપાયો રે. કર્મ ત૦-૪૨
ચિંતાતુર થઈ અતિ ઘણી, રાતે નિંદ ન આવે રે;
પૂરવ વૈર સંભારતી, પાપણી ઉઠી તિણ વારો રે. કર્મ૦-૪૩
શસ્ત્ર હાથ લેઈ કરી, આવી બાળક પાસો રે;
પાળીએ કરીને પાપીણી, માર્યો બાળ કુંવારો રે. કર્મ૦-૪૪

શુક્લધ્યાન સાધુ ધર્યો, શુભ મન આણી ભાવો રે;
કાળ કરીને અવતર્યો, બારમા સ્વર્ગ મોઝારો રે. કર્મ૦-૪૫
બાવીશ સાગર આઉખો, ભોગવી વાંછિત ભોગો રે;
મહાવિદેહમાં સીદ્ધશે, પામશે કેવળનાણો રે. કર્મ૦-૪૬
હવે તે માતા પાપીણી, મનમાં હરખ અપારો રે;
ચાલી જાય આણંદમાં, વાઘણ મળી તિણ વારો રે. કર્મ૦-૪૭
ફંફેડી નાંખી તિહાં, પાપીણી મૂઈ તિણ વારો રે;
છઠ્ઠી નરકે ઉપની, બાવીશ સાગર આયુ રે. કર્મ તણી૦-૪૮
જો જો મંત્ર નવકારથી, **અમરકુમાર** શુભ ધ્યાનો રે;
સુરપદવી લહી મોટકી, ધરમ તણે પરસાદો રે. કર્મ ત૦-૪૯
નરભવ પામી જીવડા, ધરમ કરી શુભ ધ્યાનો રે;
તો તુમે **અમર** તણી પરે, સિદ્ધ ગતિ લેશો સારી રે. ક૦-૫૦
કરજોડી **કવિયણ** ભણે, સાંભળો ભવિજન લોકો રે;
વૈર વિરોધ કોઈ મતિ કરો, જિમ પામો ભવ પારો રે. કર્મ૦-૫૧
શ્રી જિનધર્મ સુરતરૂ સમો, જેહની શીતળ છાંયો રે;
જેહ આરાધે ભાવશું, સીઝે વાંછિત કામો રે. કર્મ તણી૦-૫૨

---

### શ્રી ઋષભદાસજી વિરચિત

## શ્રી હરિકેશી મુનિની સજ્ઝાય

(૧૭૯)

સોવાગ કુળમાં ઉપન્યા, હો મુનિવર, ગુણ તણા ભંડાર;
સમતાધારી સાધુજી, હો મુનિવર, લીધો સંયમ ભાર.

ધન ધન તપસીજી, હો મુનિવર, હરિકેશી અણગાર.
એ આંકણી.– ૧

ઈંદ્રિય દમન તપ આદર્યો, હો મુનિવર, ધ્યાવે અરિહંત દેવ;
તિંદુક વૃક્ષ વાસી દેવતા, હો મુનિવર, સારે નિત નિત સેવ.
ધન ધન૦– ૨

માસખમણને પારણે, હો મુનિવર, યગન પાડાની રે માંય;
મેલાં કચુવાં લુગડાં, હો મુનિવર, સમોસર્યા ઋષિ ત્યાંય.
ધન ધન૦– ૩

બ્રાહ્મણ દ્વેષે પાછા વાળીયા, હો મુનિવર, જાઓ અનેરે ઠામ;
તુજ લાયક ભોજન નહીં, હો મુનિવર, આંહી દ્વિજનો કામ.
ધન ધન૦– ૪

યક્ષ પ્રભાવે મુનિ બોલીયા, હો બ્રાહ્મણ, મેં જીવ તણા રખવાળ;
તુજ અર્થે અન્ન નિપજે, હો બ્રાહ્મણ, મ્હારે ભિક્ષા તણો છે
કાળ. ધન ધન૦– ૫

ઉંચ નીચ વસે ભૂમિકા, હો બ્રાહ્મણ, જિહાં નિપજે ધાન;
ઉંચ નીચ ગણે નહીં, હો બ્રાહ્મણ, દાતાર દેવે દાન
ધન ધન૦– ૬

હેળે નિંદે સાધુને, હો બ્રાહ્મણ, ક્રોધી પેલે પાર;
કુશળરાયની દીકરી, હો બ્રાહ્મણ, બેઠી મહેલ મોઝાર.
ધન ધન૦– ૭

જક્ષ પ્રભાવે મુજ પિતા, હો બ્રાહ્મણ, પરણાવી ઈણ સાથ;
મને કરી વંછી નહીં, હો બ્રાહ્મણ, મત કરજો વિખવાદ.
ધન ધન૦– ૮

ગિરિ મતિ ખણો નખ થકી, હો બ્રાહ્મણ, પજે મતિ સ્પર્શો આગ;

લોહ જવ ખાતાં દાંત ભાગશે, હો બ્રાહ્મણ, મતિ છેડો
મહાભાગ. ધન ધન૦– ૯
સાધુ મારણને ઉઠીયા, હો બ્રાહ્મણ, જક્ષ કોપ્યો તેણિ વાર;
મારી કૂટી કીધા પાંસરા, હો બ્રાહ્મણ, મુખ વહે રૂધિરની
ધાર. ધન ધન૦–૧૦
કીધાનાં ફળ પામીયાં, હો બ્રાહ્મણ, જક્ષ પહોંત્યો નિજ ઠામ;
બ્રાહ્મણ વળી સબ વિનવે, હો મુનિવર, પર ઉપગારી સ્વામ.
ધન ધન૦–૧૧
વિપ્ર કહે મુનિરાયને, હો મુનિવર, જોડી દોનું હાથ;
યગન આજ સફળ કરો, હો મુનિવર, તારણ ઋષિ જહાજ.
ધન ધન૦–૧૨
વળતા મુનિવર બોલીયા, હો બ્રાહ્મણ, મેં પાળું ષટ્કાય;
કીડી કુંજર સમ ગણું, હો બ્રાહ્મણ, ચાલું મારગ ન્યાય.
ધન ધન૦–૧૩
અવસર દેખી મુનિ વહોરીયો, હો મુનિવર, તરણ તારણ જહાજ;
પંચ દિવ્ય પ્રગટ હુવા, હો મુનિવર, વાજે દેવદુંદુભી નાદ.
ધન ધન૦–૧૪
બ્રાહ્મણને પ્રતિબોધીયા, હો મુનિવર, ટાળી આતમદોષ;
**ઋષભદાસ** ઈમ વીનવે, હો મુનિવર, જાઈ બિરાજ્યા
મોક્ષ. ધન ધન૦–૧૫

---

### શ્રી ઋષભવિજયજી કૃત

# શ્રી ખંધકમુનિની સજઝાય

## દોહા

(૧૮૦)

શ્રી મુનિસુવ્રત જિન નમું, ચરણ યુગલ કર જોડી;
સાવત્થિપુર શોભતું, અરિ સબળા બળ તોડી.– ૧
**જિતશત્રુ** મહીપતિ તિહાં, **ધારણી** નામે નાર;
ગોરી ઈશ્વર સૂનુ સમ, **ખંધક** નામે કુમાર.– ૨
સ્વવત્સા **પુરંદરા** મનહરૂ, રૂપે જિત્યો અનંગ;
દિનકર ઇંદુ ઉતરી, વસીયો અંગોપાંગ.– ૩
કુંભકાર નયરી ભલી, **દંડક** રાય વરિષ્ઠ;
જીવ અભવ્યને દુષ્ટધી, **પાલક** અમાત્ય કુધિષ્ઠ.– ૪
માત પિતા સવિ મળી કરી, **પુરંદર** કન્યા જેહ;
આપી દંડકરાયને, પામી રૂપનો છેહ.– ૫
એક દિન વિહરંતાં પ્રભુ, સાવત્થિ ઉદ્યાન;
વીશમા ભવિ પ્રતિબોધતા, સમોસર્યા જિન ભાણ.– ૬
સુણી આગમ **ખંધક** વિભુ, નમે ભગવંતને આય;
સુણી દેશના દર્શન લહી, નિજ નિજ સ્થાનક જાય.– ૭
કુંભકાર નયરી થકી, કોઈક રાયને કાજ;
**પાલક** સાવત્થિ ભણી, આવ્યો સભાએ રાજ.– ૮
**પાલક** બોલે સાધુડા, અવગુણના ભંડાર;
નિસુણી **ખંધક** તેહને, શિક્ષા દીધી લગાર.– ૯

પાલક ખંધક ઉપરે, થયો તે ક્રોધાતુર;
પછી તે નિજ સ્થાનક ગયો, દંડકરાયને પૂર.–૧૦
એહવે **મુનિસુવ્રત** કને, નમી **ખંધક** લીયે વ્રત;
પંચ શત નરની સંગતે, બહુલ કર્યું સુકૃત.–૧૧

## ઢાળ પહેલી

(૧૮૧)

**ખંધક** સાધુ વિચાર, આપે વાચના સાર;
આજ હો, એક દિન પૂછે મુનિસુવ્રતનેજી.– ૧
સ્વામી સાધુ સવેશ, જાઉં બહેનને દેશ; આ૦
જો પ્રભુજી આજ્ઞા હુવેજી.– ૨
કહે જિન સાધુ સર્વ, મરણાંત હોશે ઉપસર્ગ; આ૦
નિસુણી **ખંધક** વિનવેજી.– ૩
નવિ જીવિત અમ દુઃખ, સહેશું મોક્ષનાં સુખ; આ૦
લોક લાયક અમે પામશુંજી.– ૪
સ્વામી કહે તે વાર, તુજ વિણુ સવિ પરિવાર; આ૦
દુઃખિત તે બહુ થાયશેજી.– ૫
તે સુણી મુનિ પંચ શત, સહ ચાલ્યો ધૂરે આદિત્ત; આ૦
અનુક્રમે નયરી પામીયોજી.– ૬
પૂરવ વૈર સંભાર, ગોપવ્યાં સહસ હથિયાર; આ૦
પાલકે તે ઝટ ગહનમાંજી.– ૭
ઉદ તું વાંદવા કાજ, ભાખે અમાત્ય મહારાજ; આ૦
કાં તુજ ધારણા કિહાં ગઇજી.– ૮
પાંચશે સુભટને સાજ, લેવા આવ્યો તે રાજ; આ૦
વેષ ધરી સાધુ તણો એ.– ૯

પ્રગટ કરી તે શસ્ત્ર, વાંદવા જાઈશ તત્ર; આ૦
હણી તુજ લેશે રાજ્યનેજી.–૧૦
જોવા આવે રાય, શસ્ત્રની ઘોરની બતાય; આ૦
સ્થાનકે કટકજ કેળવ્યાંજી.–૧૧

## દોહા

દેખી ચિંતે રાજીઓ, ક્રોધે દીસે તપ્ત;
સર્વ યતિ જન બાંધીને, સોંપ્યા **પાલક** ગુપ્ત.–૧
કહે રાજા મંત્રીવરૂ, જે રૂચે તે ધાર;
હરખ્યો **પાલક** પામીને, ઉંદર જિમ માંજાર.–૨

## ઢાળ બીજી

(૧૮૨)

તવ **પાલક** સુખ પામતો પ્રભુ ધ્યાવો લાલ; સમીપ રે પ્રભુ૦
કુવચનને તે બોલતો, પ્રભુ૦ પીલીશ યંત્ર તનુ દીપ રે.
પ્રભુ૦– ૧
કહે છે તે મંત્રીશ્વરૂ, પ્રભુ૦ અકેક શ્રમણને યંત્રે રેં; પ્રભુ૦
ઘાણી ઘાલી પીલતો, પ્રભુ૦ માઠી બુદ્ધિ અભ્યંતર રે. પ્રભુ૦– ૨
**ખંધક** શિષ્યોને પીલતાં, પ્રભુ૦ દેખી દાઝે દેહ રે; પ્રભુ૦
**પાલકે ખંધક** નિર્બાહથી, પ્રભુ૦ બાંધ્યો ઘાણીએ તેહ રે.
પ્રભુ૦– ૩
તે સાધુનાં ઉછળે, પ્રભુ૦ રૂધિર કેરાં બિંદુ રે; પ્રભુ૦
પાપ તે દેખી અંબરે, પ્રભુ૦ કંપે સૂરજ ચંદ રે. પ્રભુ૦– ૪
**ખંધક** તો મન લેખવે, પ્રભુ૦ તે અમૃતરસ બિંદુ રે; પ્રભુ૦
દુષ્કૃત દેખી સુર નરા, પ્રભુ૦ થર થર કંપે ઇંદ્ર રે. પ્રભુ૦– ૫

શાતા વચને શિષ્યને, પ્રભુ૦ નિર્યામે સમતાવંત રે; પ્રભુ૦
જીવ તે શરીરથી ભિન્ન છે, પ્રભુ૦ ધરશો નહીં દુઃખ સંત રે.
પ્રભુ૦– ૬

એ ઉપસર્ગને પામીયા, પ્રભુ૦ તે પૂરવકૃત કર્મ રે; પ્રભુ૦
સુખ કારણ એ ભોગવો, પ્રભુ૦ કોઈ ન કરશો ગર્વ રે. પ્રભુ૦– ૭

નિર્મમત્વ મન જેહનાં, પ્રભુ૦ નિર્યામે સદ્ભગવંત રે; પ્રભુ૦
જિમ જિમ પીલે પાપીયો, પ્રભુ૦ તિમ તિમ સમતાવંત રે.
પ્રભુ૦– ૮

ઉજવળ ધ્યાને ધ્યાવતાં, પ્રભુ૦ પામે કેવળ તૂર્ત્ત રે; પ્રભુ૦
એમ તે મંત્રીએ હણ્યા, પ્રભુ૦ મુનિ એક ઉણ પંચ શત રે.
પ્રભુ૦– ૯

ખંધક બોલે બાળ એ, પ્રભુ૦ દેખી દુઃખ ન ખમાય રે; પ્રભુ૦
તે કારણ મુજ પ્રથમ તું, પ્રભુ૦ હણ પછી એહની કાય રે.
પ્રભુ૦–૧૦

પાપી પાલક સાંભળી, પ્રભુ૦ દેવાને ઘણું દુઃખ રે; પ્રભુ૦
ગુરૂ દેખંતાં શીઘ્ર પણે, પ્રભુ૦ પીલે પાલક મન સુખ રે.
પ્રભુ૦–૧૧

કેવળ પામી મોક્ષને, પ્રભુ૦ વરીયો બાળક શિષ્ય રે; પ્રભુ૦
દેખી ખંધક મુનિવરા, પ્રભુ૦ કરે કલ્પાંત મુનિશ રે. પ્રભુ૦–૧૨

---

## દોહા

લિખિત ભાવ ટળે નહીં, ચળે યદી જો ધ્રુવ;
કર્મ રેખા અપિ નવિ ટળે, કહે વીતરાગ એ ધ્રુવ.–૧

## ઢાળ ત્રીજી

(૧૮૩)

બાળક માહરે વચનથી રે, ન રાખ્યો ક્ષણ માત્ર;
કરમની જુઓ ગતિ રે, વિપરીત છે કિરતાર. કરમ૦-૧
સંપરિકર મુજ શિષ્યને રે, માર્યાં એણે કષ્ટ; કરમ૦
રાજા હણવો મંત્રીને રે, ભરીયો કોપે કષ્ટ. કરમ૦-૨
જો તે ફળ મુજને હોવે રે, તો દાહક કરનાર; કરમ૦
થાજો ભવ મુજ આવતે રે, નિયાણું કર્યું ધરી પ્યાર. કરમ૦-૩
તવ મૃત **ખંધક** મુનિવરા રે,હુઆ અગ્નિકુમાર; કરમ૦
વાત સુણી એમ ચિંતવે રે, **પુરંદરયશા** નાર. કરમ૦-૪
ઓઘો ખરડયો રક્તથી રે, જાણી ભક્ષને હેત; કરમ૦
અંબર ચડીય ગીધ ચંચથી રે, પડીયો સ્વસા છે જેત. ક૦-૫
રજોહરણ તે ઓળખી રે, નિજ ભ્રાતનો તે જાણ; કરમ૦
એ શું કીધું કારમું રે, રાજા પાપી અજાણ. કરમ૦-૬
વ્રત ગ્રહી પરલોક સાધીયો રે,**પુરંદરયશા** દેવ; કરમ૦
અવધિએ જાણે કરી રે, અગ્રિમ મૃત્યુ સચિવ. કરમ૦-૭
**દંડકરાયનો** દેશ જે, કરે પ્રચંડ અગણધાર; કરમ૦
એક ઊણા પાંચશેં રે, પરિસહ સહે તિહાં સાર. કરમ૦-૮

### કળશ

વધ પરિસહ ઋષિયે ખમ્યા, ગુરૂ **ખંધક** જેમ એ,
શિવ સુખ ચાહો જો જંતુઆ, તમે કરશો કોપ ન એમ એ;
સંવત સપ્ત મુનિશ્વરે, વસુ ચંદ્ર વર્ષે પોસ એ,
માસ ષષ્ટિ પ્રેમ રામે, **ઋષભવિજય** જગ ભાખ એ.-૯

શ્રી નિત્યલાભજી વિરચિત

# શ્રી ચંદનબાલાનું ત્રિઢાળીયું

## ઢાળ પહેલી

(૧૮૪)

અરણિક મુનિવર ચાલ્યા ગોચરી.—એ રાગ.

શ્રી સરસતિના રે પાય પ્રણમી કરી, થુણશું **ચંદનબાળાજી;**
જેણે વીરનો રે અભિગ્રહ પૂરીયો, લાધી મંગળમાળાજી
દાન ઉલટ ધરી ભવિયણ દીજીએ.– ૧

દાન ઉલટ ધરી ભવિયણ દીજીએ, જેમ લહીએ જગ માનોજી;
સ્વર્ગ તણાં સુખ સહેજે પામીએ, નાસે દુર્ગતિ થાનોજી. દા૦– ૨

નયરી **કોશાંબી** રે રાજ કરે તિહાં, નામે **સતાનિક** રાજાજી;
**મૃગાવતી** રાણી રે સહિયર તેહની, **નંદી** નામે વખાણુંજી.
દાન૦– ૩

શેઠ **ધનાવો** રે તિણ નગરી વસે, ધનવંતમાં શિરદારોજી;
**મૂળા** નામે રે ઘરણી જાણીએ, રૂપે રતિ અવતારોજી. દાન૦– ૪

એણે અવસર શ્રીવીર જિણેશ્વર, કરતાં ઉગ્ર વિહારોજી;
પોષ વદ પડવે રે અભિગ્રહ મન ધરી, આવ્યા તિણ પુર
સારોજી. દાન૦– ૫

રાજ સુતા હોય મસ્તક ક્ષોર કરી, કીધા ત્રણ ઉપવાસોજી;
પગમાં બેડી રે રોતી દુઃખ ભરે, રહેતી પર ઘર વાસોજી. દા૦– ૬

ખરે રે બપોરે રે બેઠી ઉંબરે, એક પગ બાહિર એક માંહેજી
સુપડાને ખૂણે રે અડદના બાકળા, મુજને આપે ઉચ્છાંહેજી
દાન૦– ૧

એહવું ધારીરે મન માંહે પ્રભુ, ફરતા આહારને કાજેજી
એક દિન આવ્યા રે **નંદી**ના ઘરે,ઈર્યાસમિતિ વિરાજેજી.દા૦– ૯

તવ સા દેખી રે મન હર્ષિત થઈ, મોદક લેઈ સારોજી
વોહરાવે પણ પ્રભુજી નવિ લીએ, ફીરી ગયા તેણી વારોજી.
દાન૦– ૧

**નંદી** જઇને રે સહિયરને કહે, **વીર** જિનેશ્વર આવ્યાજી
ભિક્ષા કાજે રે પણ લેતા નથી, મનમાં અભિગ્રહ લાવ્યાજી
દાન૦–૧૦

તેહના વચણ સુણી નિજ નગરમાં, ઘણા રે ઉપાય કરાવેજી
એક નારી તિહાં મોદક લેઈ કરી, એક જણી ગીત જ ગાવેજી
દાન૦–૧૧

એક નારી શ્રૃંગાર સોહામણા, એક જણી બાળક લેઈજી
એક જણી મૂકે રે વેણી જ મોકળી,નાટક એક કરેઈજી.દા૦-૧૨

એણી પરે રામા રે રંગ ભરી, આણી હરખ અપારોજી
વહોરાવે બહુ ભાવ ભક્તિ કરી,તોહિ ન લીયો આહારોજી.દા૦-૧૩

ધન્ય ધન્ય પ્રભુજી **વીર** જિનેશ્વરૂ, તુમ ગુણનો નહિ પારોજી
દુક્કર પરિસહ ચિત્તમાં આદરીયો, એહ અભિગ્રહ સારોજી
દાન૦–૧૪

એણી પરે ફિરતાં રે માસ પંચ જ થયા, ઉપર દિન પચવીસોજી
અભિગ્રહ સરીખો રે જોગ મળે નહિ, વિચરે શ્રીજગદીશોજી
દાન૦–૧૫

## ઢાળ બીજી

## (૧૮૫)

નમો નમો મનક મહામુનિ.—એ રાગ.

તેણે અવસર તિહાં જાણીયે,રાય **સતાનિક** આવ્યો રે;
**ચંપા** નગરીની ઉપરે, સેના ચતુરંગ દળ લાવ્યો રે. તે૦–૧
**દધિવાહન** નબળો થયો, સેના સઘળી નાઠી રે;
**ધારણી** ધુઆ **વસુમતી,** બંધ પડયા થઇ માઠી રે. તે૦–૨
મારગમાં જાતાં થકાં, સુભટને પૂછે રાણી રે;
શું કરશો અમને તમે, કરશું ઘરણી ગુણખાણી રે. તેણે૦–૩
તેહ વચન શ્રવણે સુણી, સતીય શિરોમણી તામ રે;
તતક્ષણ પ્રાણ તજ્યા સહિ, જોજો કર્મનાં કામ રે. તેણે૦–૪
**વસુમતી** કુમરી લેઈ કરી,આવ્યો નિજ ઘર માંહિ રે;
કોપ કરે ઘરણી તિહાં, દેખી કુમરી ઉત્સાહિ રે. તેણે૦–૫
પ્રાતઃસમય ગયો વેચવા, કુમરીને નિરધારો રે;
વેશ્યા પૂછે મૂલ તેહનો, કહે શત પંચ દીનારો રે. તેણે૦–૬
એહવે તિહાં કણે આવીયો, શેઠ **ધનાવો** નામ રે;
તે કહે કુમારી લેશું અમે, ખાસા આપીશ દામ રે. તેણે૦–૭
શેઠ વેશ્યા ઝગડે તિહાં, માંહો માંહે વિવાદો રે;
**ચક્કેસરી** સાનિધ કરી, વેશ્યા ઉતાર્યો નાદો રે. તેણે૦–૮
વેશ્યાથી મૂકાવીને, શેઠ તેડી ઘર આવે રે;
મનમાં અતિ હર્ષિત થઈ, પુત્રી કહીને બોલાવે રે. તેણે૦–૯
કુમરી રૂપે રૂઅડી, શેઠ તણું મન મોહે રે;
અભિનવ જાણે સરસ્વતી, કળા ચોસઠ સોહે રે. તેણે૦–૧૦

કામકાજ ઘરનાં કરે, બોલે અમૃત વાણી રે;
**ચંદનબાળા** તેહનું, નામ દીધું ગુણ જાણી રે. તેણે૦-૧૧
**ચંદનબાળા** એક દિને, શેઠ તણા પગ ધોવે રે;
વેણી ઉપાડી શેઠજી, **મૂળા** બેઠી બેઠી જોવે રે. તેણે૦-૧૨
તે દેખીને ચિંતવે, **મૂળા** મન ઉપનો સંદેહ રે;
શેઠજી રૂપે મોહીયા, કરશે ઘરણી એહ રે. તેણે૦-૧૩
મનમાં ક્રોધ કરી ઘણો, નાવીને તેડાવી રે;
મસ્તક ભદ્ર કરાવ્યું, પગમાં બેડી જડાવી રે. તેણે૦-૧૪
ઓરડા માંહિ ઘાલીને, તાળું દઈને જાવે રે;
**મૂળા** મન હર્ષિત થઈ, બીજે દિને શેઠ આવે રે. તેણે૦-૧૫
શેઠ પૂછે કુમરી કિહાં, ઘરણીને તિણ વેળા રે;
તે કહે હું જાણું નહિ, એમ તે ઉત્તર આપે રે. તેણે૦-૧૬
એમ કરતાં દિન ત્રણ થયા, તોહી ન જાણે વાત રે;
પાડોશણ એક ડોકરી, સઘળી કહે તેણે વાત રે. તેણે૦-૧૭
કાઢી બહાર ઉઘાડીને, ઉંબરા વચ્ચે બેસારી રે;
આપ્યા અડદના બાકળા, સુપડા માંહે તિણ વારી રે. તેણે૦-૧૮
શેઠ લુહાર તેડણ ગયો, કુમરી ભાવના ભાવે રે;
ઇણ અવસર વહોરાવીયે, જો કોઇ સાધુજી આવે રે. તેણે૦-૧૯

---

## ઢાળ ત્રીજી

### (૧૮૬)

બેડલે ભાર ઘણો છે રાજ.—એ રાગ.

એણે અવસર શ્રી **વીર** જિનેસર, જંગમ સુરતરૂ આયા;
અતિ ભાવે તે **ચંદનબાળા**, વંદે જિન સુખદાયા.

આધા આમ પધારો પૂજ્ય, અમ ઘેર વહોરણ વેળા.– ૧
આજ અકાળે આંબો મો'ર્યો, મેહ અમીરસ વુઠયા;
કર્મ તણા ભય સર્વે નાઠા, અમને જિનવર તુઠયા.
આધા આમ પધારો વીર, મુજને પાવન કીજે.– ૨
એમ કહીને અડદના બાકળા, જિનજીને વહોરાવે;
યોગ્ય જાણીને પ્રભુજી વહોરે, અભિગ્રહ પૂરણ થાવે. આધા૦– ૩
બેડી ટળીને ઝાંઝર હુઆ, મસ્તકે વેણી રૂડી;
દેવ કરે તિહાં વૃષ્ટિ સોવનની, સાડી બારહ કોડી. આધા૦– ૪
વાત નગરમાં સઘળે વ્યાપી, ધન લેવા નૃપ આવે;
મૂળાને પણ ખબર થઈ ને, તે પણ તિહાં કણે જાવે. આધા૦– ૫
શાસનદેવી સાનિધ્ય કરવા, બોલે અમૃત વાણી;
**ચંદનબાળાનું** છે એ ધન, સાંભળ ગુણમણી ખાણી. આ૦– ૬
**ચંદનબાળા** સંયમ લેશે, તવ એ ધન ખરચાશે;
રાજાને એણી પરે સમજાવે, મનમાં ધરી ઉલ્લાસે. આધા૦– ૭
શેઠ **ધનાવો** કુમરી તેડી, ધન લેઈ ઘર આવે;
સુખ સમાધે તિહાં કણે રહેતાં, મનમાં હર્ષ ન માવે. આ૦– ૮
હવે તેણે કાળે **વીર** જિણંદજી, હુવા કેવળનાણી;
**ચંદનબાળા** વાત સુણીને, હૈડામાં હરખાણી. આધા૦– ૯
વીર કને જઇ દીક્ષા લીધી, તતક્ષણ કર્મ ખપાવ્યાં;
**ચંદનબાળા** ગુણહ વિશાળા, શિવમંદિર સિધાવ્યાં. આ૦–૧૦
એહવું જાણી રૂડા પ્રાણી, કરજો શિયળ જતન્ન;
શિયળ થકી શિવ સંપદ લઈએ, શિયળ રૂપ રતન્ન. આધા૦–૧૧
૨ ૮ ૧૭
નયન વસુ સંજમને ભેદે, સંવત **સુરત** મોઝારે;
વદિ આષાઢ તણી છઠ દિવસે, ગુણગાયા રવિવારે. આધા૦–૧૨

**શ્રી વિદ્યાસાગર** સૂરિ શિરોમણી, **અચળગચ્છ** સોહાયા;
મહીયલ મહિમા અધિક બિરાજે, દિન દિન તેજ સવાયા. આ૦૧૩
વાચક **સહજસુંદર**નો સેવક, હરખ ધરી ચિત્ત આણી;
શીલ ભલી પરે પાળો ભવિયણ, કહે **નિત્યલાભ** એ વાણી.
આઘા૦-૧૪

---

# શ્રી કલાવતિની સજ્ઝાય

(૧૮૭)

નગરી કોસંબીનો રાજા રે જાણો, નામે જયસિંહ રાય;
બેન ભણી બેરખડાં મોકલીઆ, કરમે તે ભાઈના કહેવાય રે.
**કલાવતિ** સતી રે શિરોમણી નાર.-૧

પહેલીને રાત્રે રાજા મહેલે પધાર્યા, પૂછે બેરખડાંની વાત;
કહોને સ્વામી બેરખડાં કોણે ઘડાવ્યા, સરખી ના રાખી દોય
નાર રે. કલા૦-૨

બીજીને રાત્રે રાજા મહેલે પધાર્યા, પૂછે બેરખડાંની વાત;
કહોને બેરખડાં તમને કોણે મોકલીઆ, નહિ શીળવંતી નાર રે.
કલા૦-૩

ઘણું રે જીવો જેણે બેરખડાં મોકલીઆ, અવસર આવ્યો રે જેહ;
અવસર જાણીને બેરખડાં મોકલીઆ, તે મેં પહેર્યાં છે હાથ રે.
કલા૦—૪

મારે મન એહને એને મન હુંય, અવસર આવ્યો રે જેહ;
રાત દિવસ મુજ હઈડે ન વીસરે, દીઠડે પ્રેમ આનંદ રે.
કલાવતિ૦—૫

તેણે અવસરે રાજા રોષે ભરાણો, તેડાવ્યા સુભટ બે ચાર;
સુકી નદીમાં છેદનીઆ કરાવોને, કર કાપી લાવો આંહી રે.
કલાવતિ૦—૬
સુકી નદીઓમાં રેલ રે થાય, વૃક્ષ નવપલ્લવ થાય;
કર નવા આવેને પુત્ર ધવરાવે, શીયળ તણે સુપસાય રે. કલા૦–૭
બેરખડાં વાંચીને મનમાં વીમાસે, મેં કીધો રે અકાજ;
વિણ અપરાધે મેં છેદનીઆ કરાવ્યા, હઈડે ન વીમાસી વાત રે.
કલા૦—૮
તેણે અવસરે રાજા ધાન ન ખાયને, મોકલ્યા સુભટ બે ચાર;
વનમાં જઈને ખબર કઢાવો, જો આવે શીલવંતી નાર રે.
કલાવતિ૦—૯
તેણે અવસરે **શ્રીમહાવીર** પધાર્યા, પૂછે પર ભવની વાત;
કહોને પ્રભુજી મેં શા કીધાં પાપ, તે ઉદય આવ્યા છે મુજ
આજ રે. કલાવતિ૦–૧૦
તું હતી બાઈ રાજાની કુંવરી ને, એ હતો સુડલાનો જીવ;
તેણે અવસરે એહની પાંખ છેદાવી, તે ઉદય આવ્યા છે આજ રે.
કલાવતિ૦–૧૧
તમે તમારી વસ્તુ સંભાળોને, અમે લઈશું સંજમ ભાર;
દીક્ષા લીધી શ્રીમહાવીરજીની પાસે, પહોંચ્યા મુક્તિ મોઝાર રે.
કલાવતિ૦–૧૨

# શ્રી ઈષુકાર કમલાવતીની સજ્ઝાય

(૧૮૮)

મહોલે તે બેઠાં રાણી **કમલાવતી**, ઉડે છે ઝેણેરી ખેહ,
સાંભળ હો દાસી.

જોઈને તમાસો **ઇષુકાર** નગરીનો, મનમાં તે ઉપન્યો સંદેહ.
સાંભળ હો દાસી, આજરે નગરીમાં ખેપટ અતિ ઘણી.—એરાગ.૧
કાં તો દાસી પ્રધાનનો દંડ લીયો, કાં લુંટયાં રાજાએ ગામ; સાં૦
કાં કેહનાં ધનનાં ગાડાં નીસર્યાં, કાં કોઈની પાડી રાજાએ મામ.
સાં૦ આ૦—૨
નથીરે બાઈજી પ્રધાનનો દંડ લીયો, નથી લુંટયાં રાજાએ ગામ;
સાંભળ હો બાઈજી.
નથી કેહનાં ધનનાં ગાડાં નીસરીયાં,નથી કોઈની પાડી રાજાએમામ.
સાંભળ હો બાઈજી, હુકમ કરો તો ગાડાં અહિં ધરૂં.—૩
**ભૃગુ** પુરોહિતને **જસા** ભારજા, વળી તેહનાં દોય કુમાર; સાં૦બા૦
સાધુ પાસે જઈ સંયમ આદરે, તેહનો ધન લાવે છે આજ.
સાં૦ હુ૦—૪
વચણ સુણીને માથું ધુણાવીયું, બ્રાહ્મણ પામ્યો વૈરાગ્ય; સાં૦ દા૦
તેહની ઋદ્ધિ લેવી જુગતિ નહિ, રાજાનાં મોટાં છે ભાગ્ય.
સાંભળ હો દાસી, રાજાનો મત એહ જુગતો નહિ.—૫
મહોલેથી ઉતર્યાં રાણી **કમલાવતી**, આવ્યા ત્યાંઈ ઠેઠ હજુર;
સાં૦ હો રાજા.
વચન કહે છે ઘણાં આકરાં, જાણે કોપથી ચઢીયો બોલે સુર.
સાંભળ હો રાજા, બ્રાહ્મણની છંડી ઋદ્ધિ મત આદરો.—૬
વમ્યાં તે આહારની ઈચ્છા કુણ કરે, કરે વળી શ્વાન ને કાગ;
સાં૦ રા૦
પહેલું જે દાન દીધું હાથશું, તે પાછું ન લેતાં આવે લાજ. સાં૦બ્રા૦૭
કાં તો રાણી તને ઝોલો લાગીયો, કાં કોઇએ કીધી મતવાળ;
સાં૦ હો રાણી.

કાં કોઇ ભૂત વ્યંતરે છળી, કાં કોઈએ કીધી વિકરાળ.
સાંભળ હો રાણી, રાજાને કઠણુ વચણુ નવિ કીજીએ.–૮
નથી રે મહારાજા ઝોલો લાગીયો, નથી કોઈએ કીધી મતવાળ;
સાં૦ રા૦
નથી કોઇ ભૂત વ્યંતરે છળી, નથી કોઈએ કીધી વિકરાળ.સાં૦બ્રા૦૯
જગ સઘળાનું ભેળું કરી, લાવે તારા ઘર માંય; સાં૦ હો રાજા.
તો પણ તૃષ્ણા છીપે નહિ, એક ત્હારે ધર્મ સહાય. સાં૦બ્રા૦–૧૦
અગ્નિ થકી વન પરજળે,પશુ બળે તેહની માંય; સાં૦ હો રાજા.
દુષ્ટ પંખી એમ ચિંતવે, આહાર કરૂં ચિત્ત લાય. સાં૦ બ્રા૦–૧૧
એમરે અજ્ઞાની આપશું, રાગ દ્વેષ ચિત્ત લાય; સાં૦ હો રાજા.
કામભોગને વશ થઈ, ધન લેવા લપટાય. સાં૦ બ્રા૦–૧૨
એક દિન એહ ધન છાંડવું, પર ભવ સગું નહિ કોય; સાં૦
પર ભવ જાતાં આ જીવને, ધર્મ સખાઈ જ હોય. સાં૦બ્રા૦–૧૩
તન ધન જોબન સ્થિર નાહ, ચંચળ વિજળી સમાન; સાં૦હોરાજા.
ક્ષણમાં રે આઉખું ઘટે, જિહાં મૂરખ કરે રે ગુમાન.સાં૦બ્રા૦–૧૪
ખગ મુખ માંસ લેઈ નિસરે,ઈર્ષ્યા ફરે ખગ તામ; સાં૦ હો રાજા.
તિમ પર ધન ઋદ્ધિ દેખીને, લોભી ચિત્ત ધરેરે ગુમાન.સાં૦બ્રા૦૧૫
ગરૂડ દેખી જિમ સર્પહી,ભયે સંકોચે રે દેહ; સાંભળ હો રાજા.
તિમ અનિત્ય ધન જાણીને, લાલચ છંડો રે એહ. સાં૦બ્રા૦–૧૬
અરે સંસાર અસાર છે, કાળ ચપેટા રે દેત; સાંભળ હો રાજા.
ઓચિંતાનો લેઈ જાયશે, ચેતી શકે તો ચેત. સાં૦ બ્રા૦–૧૭
એવાં વયણુ સમજાવતાં, રાણી વૈરાગ્યમાં આય; સાંભળ હો રાજા.
સંયમ લેવાને ઉતાવળી, આકુળ વ્યાકુળ થાય.
સાંભળ હો રાજા, આજ્ઞા આપો તો સંયમ આદરૂં.–૧૮

હાથીરે જિમ બંધન તજે, તિમ તજું કુટુંબ પરિવાર; સાં૦રાજા.
જો અનુમતિ ઘો રાજવી, ઢીલ ન ક્ષણુ લગાર. સાં૦ આ૦–૧૯
રત્નજડિત રાય તાહરૂં પાંજરૂં, માંહી સૂડલો મને જાણુ; સાં૦ રાજા.
હુંરે બેઠી તિમ ત્હારા રાજમાં, રહેતાં ન પામું કલ્યાણુ. સાં૦આ૦૨૦
મેળવ્યું ધન રહેશે ઈહાં, થોડું પણુ આવે ન સાથ; સાં૦ રાજા.
આગળ જોશો તો પાધરૂં, સંબળ લેજો રે સાથ. સાં૦ આ૦–૨૧
રાણીનાં વયણુ સુણી કરી, બુઝયા કાંઈ ઇષુકાર; સાંભળો એક ચિત્તે.
તન ધન જોબન જાણ્યાં કારમાં, જાણ્યો સંસાર અસાર.
સાંભળો એક ચિત્તે, છએ જીવે તે સંયમ આદર્યો.–૨૨
ભૃગુ પુરોહિત જશા ભારજા, વળી તેહના દોય કુમાર; સાં૦ એક ચિત્તે.
રાજા સહિત રાણી **કમલાવતી**, લીધો કાંઇ સંયમ ભાર. સાં૦ છએ૦–૨૩
તપ જપ કરી સંયમ પાળતા, કરતા કાંઈ ઉગ્ર વિહાર; સાં૦ એકચિત્તે.
કર્મ ખપાવી કેવળ પામીયા, પહોંત્યા કાંઇ મુક્તિ મોઝાર. સાં૦ છએ૦–૨૪

---

# શ્રી સુભદ્રાસતીની સજ્ઝાય

(૧૮૯)

સુનિવર સોધે રે ઈરિજા, જીવનાં જતન કરંત;
તરણું ખુત્યું આંખમાં, નયણે નીર ઝરંત. ૧

કલ્પવૃક્ષ જેણે ઓળખ્યો, આંગણે ઊભો રે જેહ;
જીભે તરણું કાઢીયું, સાસુને પડ્યો સંદેહ. ૨
તે સજ્જન શું કીજીએ, જેણે કૂળ લાગે લાજ;
પુત્ર વહુ સોના સમી, નહિ અમારે કાંઇ કાજ. ૩
ગુણવિણ શી ગુણ લાકડી, ગુણ વિણ નાર કુનાર;
મન ભાંગ્યું ભરતારનું, નહિ અમારે ઘરબાર. ૪
પિયુ વચન શ્રવણે સુણી, સતી મન ચિંતવે એમ;
જિન ધર્મ કલંક જાણી કરી, કાઉસગ્ગ કીધો રે તેમ. ૫
શાસન સુરી આસન ચળ્યું, સતી શિર આવ્યું રે આળ;
પોળ જડાવું નગરની, તો રે ઉતરશે આળ. ૬
ભૂંગળ તો ભાગે નહિ, ઘણ ન લાગે ઘાય;
**ચંપા** પોળ ન ઉઘડે, આકુળ વ્યાકુળ થાય. ૭
આકાશે ઊભા દેવતા, બોલે એહવા બોલ;
સતી જળ સીંચે ચાલણી, તો રે ઉઘડશે પોળ. ૮
રાજા મન આણંદીયો, નગર ઘણી છે નાર;
અંતેઉર છે માહરૂં, સતીય શિરોમણી સાર. ૯
અંતેઉર કર્યું એકઠું, કૂવા કાંઠે નહિ માગ;
કાચે તાંતણે ચાલણી, તુટી જાયે ત્રાગ. ૧૦
અંતેઉર થયું દયામણું, રાજા થયો નિરાશ;
માટી પણું મનમાં રહ્યું, ધિક પડ્યો ઘર વાસ. ૧૧
નગર પડહ વજડાવીયો, વસ્તી દીસે હેરાન;
પ્રજાને પીડા ઘણી, કોઈ દિયો જીવિતદાન. ૧૨
પડહ આવ્યો ઘર આંગણે, નગરી હાલમડોલ;
જો માતા અનુમતિ દિયો, તો હું ઉઘાડું રે પોળ. ૧૩

વળી વળી વહુવર શું કહું, નહિ નિર્લજને લાજ;
નવ કૂળ નાગ નાશી ગયા, આવ્યું કાકિડે રાજ. ૧૪
દોષ દીજે નિજ કર્મને, કલંક ચઢાવ્યું રે માય;
પડહ છબી ઊભી રહી, જઈ સંભળાવો રાય. ૧૫
વેગે તે ગઈ વધામણી, રાજા મન નહિ વિશ્વાસ;
પ્રત્યક્ષ જુએ એ પારખું, ત્યાં જઈ કરે તપાસ. ૧૬
સુખાસન બેસી કરી, આવ્યો જિહાં છે રે કૂપ;
વદન તે પૂનમ ચંદલો, દેખી હરખ્યો ભૂપ. ૧૭
રાજા મન આણંદીયો, હૈડે હર્ષ ન માય;
પ્રજાને પીડા ઘણી, સાર કરો મોરી માય. ૧૮
અવર પુરૂષ બંધવ પિતા, સતી મન માંહિ સોય;
માનવ સહુ મેડીયે ચઢી, સતીને જુએ સહુ કોય. ૧૯
કાચે તાંતણે ચાલણી, સતી કળા ચઢી સોળ;
કામિની કૂપ જળે ભરી, ઉઘાડી ત્રણ પોળ. ૨૦
કોઇ પિયર કોઇ સાસરે, કોઇ હોશે માને મોસાળ;
ચોથી પોળ ઉઘાડશે, જે હશે શિયળ ચોસાળ. ૨૧
ચોથી પોળ ઉઘાડશે, જે હશે શિયળ નિઃકલંક;
સુર નર હોજો સાખીયા, **સુભદ્રાએ** ટાળ્યું કલંક. ૨૨
નાક રહ્યું નગરી તણું, ગામ ઉતારી રે ગાળ;
રાય રાણા પ્રશંસા કરે, સતીય શિરોમણી સાર. ૨૩
જે નર નારી પાળશે, તે તરશે સંસાર;
સિદ્ધિ તણાં સુખ પામશે, અમર તણો અવતાર. ૨૪
**સંઘો** કહે શિયળે સતી, મહીલાયે રાખ્યું માન;
વાઘણ કેરાં દૂધડાં, રહેશે સોના કે રે ઠામ. ૨૫

શ્રી જ્ઞાનવિમલસૂરિ કૃત

# શ્રી મનોરમા સતીની સજ્ઝાય

(૧૯૦)

મોહનગારી **મનોરમા**, શેઠ **સુદર્શન** નારી રે;
શીળ પ્રભાવે શાસન સુરી, થઈ જસ સાનિધ્યકારી રે. મો૦-૧
**દધિવાહન** નૃપની પ્રિયા, **અભયા** દીએ કલંક રે;
કોપ્યો ચંપા પતિ કહે, શૂળી રોપણ વંક રે. મોહન૦-૨
તે નિસુણીને **મનોરમા**, કરી કાઉસગ્ગ ધરી ધ્યાન રે;
દંપતી શીલ જો નિર્મળું, તો વાધે શાસન મામ રે. મો૦-૩
શૂળી સિંહાસન થઈ, શાસનદેવી હજુર રે;
સંયમ ગ્રહી થયાં કેવળી, દંપતી દોયે સનુર રે. મો૦-૪
**જ્ઞાનવિમળ** ગુણ શીળથી, શાસન સોહ ચઢાવે રે;
સુર નર સવી તસ કિંકરા, શિવસુંદરી તે પાવે રે. મો૦-૫

---

શ્રી રૂપવિજયજી કૃત

# સોળ સતીની સજ્ઝાય

(૧૯૧)

સરસતિ માતા પ્રણમું મુદા, તું તુઠી આપે સંપદા;
સોળ સતીનાં લીજે નામ, જિમ મનવંછિત સીઝે કામ.-૧
**બ્રાહ્મી સુંદરી સુલસા** સતી, જપતાં પાતક ન રહે રતી;
**કૌશલ્યા કુંતિ** સતી સાર, **પ્રભાવતી** નામે જયકાર.-૨
ભગવતી શીળવતી ભય હરે, સુખ સંપતી **પદ્માવતી** કરે;

**દ્રૌપદી** પાંડવ ઘરણી જેહ, શિયળ અખંડ વખાણ્યું તેહ.–૩
**ચુલા દમયંતી** દુઃખ હરે, **શિવાદેવી** નિત્ય સાનિધ્ય કરે;
**ચંદનબાળા** ચઢતી કળા, વીર પાત્ર દીધા બાકૂળા.–૪
**રાજિમતી** નવી પરણ્યા નેમ, તોયે રાખ્યો અવિહડ પ્રેમ;
**સીતા** તણું શીયળ જયો, અગ્નિ ટળીને પાણી થયો.–૫
ધન્ય ધન્ય સતી **સુભદ્રા** ધીર, કાચે તાંતણે ચાલણી નીર;
ચંપા પોળ ઉઘાડી ચંગ, **મૃગાવતી** પ્રણમું મન રંગ–૬
પ્રહ ઉઠી સતી જપીયે સોળ, જિમ લહીયે ઋદ્ધિવૃદ્ધિ ઘૃત ગોળ;
શ્રી**વિનયવિજય**વાચક સુપસાય, **રૂપવિજય** ભાવે ગુણ ગાય.–૭

### શ્રી સમયસુંદરજી કૃત

## શ્રી ચેલાણાસતીની સજ્ઝાય

(૧૯૨)

વીરે વખાણી રાણી **ચેલણાજી**, સતીય શિરોમણી જાણ;
**ચેડા** રાજાની સાતે સુતાજી, **શ્રેણિક** શિયળ પ્રમાણ.
વીરે૦–૧ એ આંકણી.
**વીર** વાંદી ઘેર આવતાંજી, **ચેલણાયે** દીઠો રે નિર્ગ્રંથ.
વન માંહે રાતે કાઉસગ્ગ રહ્યો જી, સાધતો મુગતિનો પંથ. વી૦–૨
શીત ઠાર સબળો પડે જી, **ચેલણા** પ્રીતમ સાથ;
ચારિત્રીયો ચિત્તમાં વશ્યોજી, સોડ બાહિર રહ્યો હાથ. વી૦–૩
ઝબકી જાગી કહે **ચેલણાજી**, કેમ કરતો હશે તેહ;
કામિનીને મન કોણ વશ્યોજી, **શ્રેણિક** પડ્યો રે સંદેહ. વી૦–૪
અંતેઉર પરજાળજોજી, **શ્રેણિક** દીયો રે આદેશ;
ભગવંતે સંશય ભાંજીયોજી, ચમકિયો ચિત્ત નરેશ. વી૦–૫
**વીર** વાંદી વળતાં થકાં રે, પેસતાં નગર મોઝાર;

ધુમાંધ તિહાં દેખી કહેજી, જા જા ભુંડા **અભયકુમાર.** વી૦-૬
તાતનું વચન તે પાળવાજી, વ્રત લીયો **અભયકુમાર;**
**સમયસુંદર** કહે **ચેલણાજી**, પામશે ભવ તણો પાર. વી૦-૭

## શ્રી જ્ઞાનવિમલસૂરિકૃત

# શ્રી નંદાસતીની સજ્ઝાય

(૧૯૩)

**બેનાતટ** નયરે વસે, વ્યવહારી વડ મામ રે;
શેઠ **ધનાવહ** નંદની, **નંદા** ગુણમણિ ધામ રે.
સમકિત શીળ ભૂષણ ધરો.-૧
સમકિત શીળ ભૂષણ ધરો, જિમ લહો અવિચળ લીલ રે;
સહજ મળે શિવસુંદરી, કરીય કટાક્ષ કલ્લોલ રે. સમકિત૦-૨
**પ્રસેનાજીત** નરપતિ તણો, નંદન **શ્રેણિક** નામ રે;
કુમાર પણે તિહાં આવીયો, તે પરણી ભલે મામ રે. સમ૦-૩
પંચ વિષયસુખ ભોગવે, **શ્રેણિક** શું તે નાર રે;
અંગજ તાસ સોહામણો, નામે **અભયકુમાર** રે. સમ૦-૪
અનુક્રમે **શ્રેણિક** નૃપ થયો, **રાજગૃહી** પુરી કેરો રે;
**અભયકુમાર** આવી મળ્યો, તે સંબંધ ઘણેરો રે. સમ૦-૫
ચઉવિહ બુદ્ધિ તણો ધણી, રાજ્ય ધુરંધર જાણી રે;
પણ તેણે રાજ્ય ના સંગ્રહ્યું, નિસુણી **વીર**ની વાણી રે. સ૦-૬
બુદ્ધિબળે આજ્ઞા ગ્રહી, **ચેલણાને** અવદાત રે;
**કહે શ્રેણિક** જા ઈહાં થકી, એહની તે ઘણી વાત રે. સ૦-૭
**નંદા** માતા સાથશું, લીધો સંયમભાર રે;
વિજય વિમાને ઉપન્યા, કરશે એક અવતાર રે. સમકિત૦-૮

**શ્રેણિક** **કોણિક** તે થયા, વૈર તણાં અનુબંધ રે;
તે સવિ **અભય** સંયમ પછી, તે સવિ કર્મ સંબંધ રે. સ૦–૯
**જ્ઞાનવિમળ** પ્રભુ વીરજી, આણ ધરે જે શિષ્ય રે;
તે નિત્ય નિત્ય લીલા લહે, જાગતી જાસ જગીસ રે. સ૦–૧૦

# શ્રી દેવાનંદાની સજ્ઝાય

(૧૯૪)

જિનવર રૂપ દેખી મન હરખી, સ્તનસે દૂધ ઝરાયા;
તબ **ગૌતમ**કુ ભયા અચંભા, પ્રશ્ન કરનકુ આયા.
**ગૌતમ** એ તો મેરી અમ્મા.– ૧

તસ કૂખે તુમે કાહુ ન વસીયા, કવણ કિયા ઈણ કમ્મા.
ગૌતમ૦– ૨

**ત્રિશલાદે** દેરાણી હુતી, **દેવાનંદા** જેઠાણી;
વિષય લોભ કરી કાંઈ ન જાણ્યો, કપટ વાત મન આણી.
ગૌતમ૦– ૩

એસા શ્રાપ દીયા દેરાણી, તુમ સંતાન ન હોજો;
કર્મ આગળ કોઈનું નવિ ચાલે, ઇંદ્ર ચક્રવર્તિ જો જો.
ગૌતમ૦– ૪

દેરાણીકી રત્ન દાબડી, બહુલા રત્ન ચોરાયાં;
ઝઘડો કરતાં ન્યાય હુઓ તબ, તબ કછુ નાણાં પાયાં.
ગૌતમ૦– ૫

**ભરતરાય** જબ **ઋષભ**ને પૂછે, એહમાં કોઈ જિણંદા;
**મરિચી** પુત્ર ત્રિદંડી તેરો, હોશે ચોવીશમો જિણંદા.
ગૌતમ૦– ૬

કૂળનો ગર્વ કિયો મેં **ગૌતમ**, ભરતરાય જબ વંદ્યા;
મન વચન કાયાએ કરીને, હરખ્યો અતિ આણુંદા.
ગૌતમ૦— ૭

કર્મ સંયોગે ભિક્ષુકૂળ આયા, જનમ ન હોવે કબહુ;
ઈંદ્ર અવધિએ જોતાં અપહર્યો, દેવ ભુજંગમ બાંહે.
ગૌતમ૦— ૮

ત્રાશી દિન તિહાં કને વસીયો, **હરિણગમેષા** જબ આયા;
**સિદ્ધારથ ત્રિશલાદે** રાણી, તસ કૂખે છટકાયા.
ગૌતમ૦— ૯

**ઋષભદત્તને દેવાનંદા,** લેશે સંયમ ભારા;
તવ **ગૌતમ** એ મુગતે જાશે, **ભગવતીસૂત્ર** અધિકારા.
ગૌતમ૦—૧૦

**સિદ્ધારથ ત્રિશલાદે** રાણી, અચ્યુત દેવલોક જાશે;
બીજે ખંડે **આચારાંગે,** તે સૂત્રે કહેવાશે.
ગૌતમ૦—૧૧

**તપગચ્છ** શ્રી **હીરવિજયસૂરી,** દીયો મનોરથ વાણી;
**સકલચંદ્ર** પ્રભુ **ગૌતમ** પૂછે, ઉલટ મનમાં આણી.
ગૌતમ૦—૧૨

## શ્રી જિનહર્ષસૂરિ વિરચિત

# શ્રી ઢંઢણઋષિની સજ્ઝાય

(૧૯૫)

**ઢંઢણઋષિજીને** વંદણા, હું વારી લાલ, ઉત્કૃષ્ટો અણગાર રે; હુંવા૦
અભિગ્રહ લીધો આકરો, હું વારી૦ લબ્ધે લેશું આહાર રે. હું
વારી૦—૧

દિન પ્રત્યે જાવે ગોચરી, હું વારી૦ન મિલે શુદ્ધ આહાર રે; હુંવા૦
ન લિયે મૂળ અસુઝતો, હું વારી૦પિંજર હુઓ ગાત્ર રે.હું વા૦-૨
હરિ પૂછે શ્રીનેમિને, હું:વારી૦મુનિવર સહસ અઢાર રે; હું વા૦
ઉત્કૃષ્ટો કોણ એહમેં, હું વારી૦મુજને કહો કૃપાળ રે. હું વા૦-૩
ઢંઢણ અધિકો દાખીયો, હું વારી૦શ્રીમુખ નેમિ જિણંદ રે;
હું વારી૦
કૃષ્ણ ઉમાહ્યો વાંદવા, હું વારી૦ધન્ય જાદવકૂળ ચંદરે. હું વા૦-૪
ગળિઆ.રે મુનિવર મળ્યા,હું વારી૦વાંદે કૃષ્ણ નરેશ રે; હું વા૦
કિણહી મિથ્યાત્વી દેખીને, હું વારી૦ આવ્યો ભાવ વિશેષ રે.
હું વારી૦-૫
આવો અમ ઘર સાધુજી, હું વારી૦લ્યો મોદક છે શુદ્ધ રે; હું વા૦
ઋષિજી લેઈ આવીયા,હું વારી૦ પ્રભુજી પાસ વિશુદ્ધ રે. હુંવા૦૬
મુજ લબ્ધે મોદક મિલ્યા,હું વારી૦મુજને કહો કૃપાળ રે, હું વા૦
લબ્ધિ નહિ વત્સ તાહરી, હું વારી૦ શ્રીપતિ લબ્ધિ નિહાળ રે.
હું વારી૦-૭
તો મુજને લેવો નહિ, હું વારી૦ચાલ્યો પરઠણ કાજ રે; હું વા૦
ઈંટ નિભાડે જાઈને, હું વારી૦ચૂરે કર્મ સમાજ રે. હું વા૦-૮
આવી શુદ્ધ ભાવના, હું વારી૦ પામ્યા કેવળનાણ રે; હું વારી૦
ઢઢંણઋષિ મુગતે ગયા, હું વારી૦ કહે જિનહર્ષ સુજાણ રે.
હું વારી૦—૯

## બાહુબલીની સજઝાય

(૧૯૬)

બહેની બોલે હો, બાહુબલ સાંભળોજી; રૂડા રૂડા રંગનિધાન;
ગયવર ચઢીયા હો, કેવળ કેમ હુવેજી. જાણ્યું જાણ્યું પુરૂષ
પ્રધાન. બ૦-૧



શ્રી બાહુબલીજીની સઝ્ઝાય : પૃષ્ઠ ૨૭૨ –૨૭૩

તુમ સમ ઉપશમ જગમાં કુણુ ગણેજી, અકળ નિરંજન દેવ;
ભાઈ ભરતેસર વહાલા વીનવેજી,પ્રગટયા પુણ્ય અંકૂર. બ૦-૨
ભર વરસાળો હો મનમાં વેઠીઓજી, જિહાં ઘણાં પાણીનાં પૂર;
ઝરમર ઝરમર વરસે મેહુલો ઘણોજી,પ્રગટયા પુણ્ય અંકૂર. બ૦-૩
ચિહું દિશિ વીંટયો હો વેલડીએ ઘણુંજી, જેમ વાદળ છાયો સૂર;
શ્રીઆદિનાથે હો અમને મોકલ્યાંજી, તુમ પ્રતિબોધન નૂર.
બ૦-૪
વર સંવેગ રસે હો મુનિવર ભર્યાજી, પામ્યું પામ્યું કેવળનાણુ;
માણેક મુનિ જસ નામે હો હરખ્યો ઘણુંજી, દિન દિન ચઢતો
છે વાન. બ૦-૫

# શ્રી પ્રસન્નચંદ્ર રાજર્ષિની સજઝાય

(૧૯૭)

મારગમાં મુનિવર મળ્યો, ઋષિ એ રૂડો
સાધતો મુક્તિનો પંથ, ઋષિશ્વર એ રૂડો;
ઉત્કૃષ્ટી રયણી રહે, ઋષિ૦ સૂધો સાધુ નિર્ગ્રંથ. ઋષિ૦-૧
એક પગે ઊભો રહ્યો, ઋષિ૦ સૂરજ સામી દૃષ્ટિ; ઋષિ૦
બોલાવ્યો બોલે નહીં, ઋષિ૦ ધ્યાન ધરે પરમેષ્ટિ. ઋષિ૦-૨
શ્રેણિક કહે સ્વામી સુણો, ઋષિ૦ જો મરે તો જાવે કેથ; ઋષિ૦
સ્વામી કહે જાવે સાતમી, ઋષિ૦ તીવ્ર વેદન છે તેમ. ઋ૦-૩
વાગી દેવની દુંદભિ, ઋષિ૦ ઉપન્યું કેવળજ્ઞાન; ઋષિ૦
શ્રેણિકને સમજાવીઓ, ઋષિ૦ અશુભ અને શુભ ધ્યાન. ઋ૦-૪
પ્રસન્નચંદ્ર સરખી મળે, ઋષિ૦ તો હું તરૂં તતકાળ; ઋષિ૦
દુષમકાળે દોહીલો, ઋષિ૦ સમયસુંદર મન વાળ. ઋષિ૦-૫

## શ્રી સમયસુંદરજી કૃત

# માયાની સજ્ઝાય

(૧૯૮)

માયા કારમી રે, માયા મ કરો ચતુર સુજાણ. માયા૦—આંકણી
માયાએ વાહ્યા જગત વિલુદ્ધા, દુઃખીયા થાએ અજાણ. મા૦—૧
નાના મોટા નરને માયા, નારીને અધિકેરી;
વળી વિશેષે અતિ ઘણી વ્યાપે, ઘરડાને ઝાઝેરી. માયા૦—૨
યોગી જંગમ યતિ સન્યાસી, નગ્ન થઈ પરવરીયા;
ઉંધે મસ્તક અગ્નિ ધખંતી, માયાથી નવિ ડરીયા. માયા૦—૩
માયા મેલી કરી બહુ ભેળી, લોભે લક્ષણ જાય રે;
ચોર ડરે ધરતીમાં ઘાલે, ઉપર વિસહર થાય. માયા૦—૪
માયા કારણ દૂર દેશાંતર, અટવી વનમાં જાય રે;
પ્રવહણ બેસી દ્વીપ દ્વીપાંતર, સાયરમાં ઝંપાય. માયા૦—૫
**શિવભૂતિ** સરીખા સત્યવાદી, સત્યઘોષ કહાવે;
રતન દેખી મન તેહનું ચળીયું, મરીને દુર્ગતિ જાવે. મા૦—૬
**લબ્ધિદત્ત** માયાએ નડીયો, પડીયો સમુદ્ર મોઝાર રે;
મુખ માખણીઉં થઈને મરીયો, પડીયો નરક દુવાર. મા૦—૭
ઇંદ્રે તો સિંહાસન થાપી, **શંભૂએ** માયા રાખી;
**નેમિસર** તો માયા મેલી, મુગતીના થયા સાખી. મા૦—૮
મન વચન કાયાએ માયા, મહેલી વનમાં જાય રે;
ધન્ય ધન્ય એ મુનિસર જેહના, ત્રણ ભુવન ગુણ ગાય. મા૦—૯
એવું જાણીને ભવિ પ્રાણી, માયા મૂકો અળગી;
**સમયસુંદર** કહે સાર છે જગમાં, ધર્મ રંગ શું વળગી. મા૦—૧૦

## મુનિ શ્રી દાનવિજયજી કૃત

# કર્મની વિડંબનાની સજ્ઝાય

કપૂર હોયે અતિ ઉજળો રે. એ રાગ

(૧૯૯)

સુખ દુઃખ સરજ્યા પામીયે રે, આપદ સંપદ હોય.
લીલા દેખી પર તણી રે, રોષ મ ધરજો કોય રે;
પ્રાણી મન ન આણો વિખવાદ, એ તો કર્મ તણો પરસાદ રે.
પ્રાણી૦–૧
ફળને આહારે જીવીયા રે, બાર વરસ વન **રામ**;
**સીતા રાવણ** લઈ ગયો રે, કર્મ તણાં એ કામ રે. પ્રા૦–૨
નીર પાખે વન એકલો રે, મરણ પામ્યો **મુકુંદ**;
નીચ તણે ઘર જળ વહ્યો રે, શીશ ધરી **હરિશ્ચંદ્ર** રે. પ્રા૦–૩
**નળે દમયંતી** પરિહરી રે, રાત્રિ સમય વન બાળ;
નામ ઠામ કૂળ ગોપવી રે, **નળે** નિરવાહ્યો કાળ રે. પ્રા૦–૪
રૂપ અધિક જગ જાણીએ રે, ચક્રી **સનતકુમાર**;
વરસ સાતસેં ભોગવી રે, વેદના સાત પ્રકાર રે. પ્રાણી૦–૫
રૂપે વળી સુર સારીખા રે, **પાંડવ** પાંચ વિચાર;
તે વનવાસે રડવડ્યા રે, પામ્યા દુઃખ સંસાર રે. પ્રાણી૦–૬
સુર નર જસ સેવા કરે રે, ત્રિભુવનપતિ વિખ્યાત;
તે પણ કર્મે વિટંબીયા રે, તો માણસ કેઈ માત્ર રે. પ્રા૦–૭
દોષ ન દીજે કેહને રે, કર્મ વિડંબણ હાર;
**દાનમુનિ** કહે જીવને રે, ધર્મ સદા સુખકાર રે. પ્રાણી૦–૮

## શ્રી જ્ઞાનવિમલસૂરિ કૃત

# શ્રી વણઝારાની સજ્ઝાય

(૨૦૦)

નરભવ નયર સોહામણો વણઝારા રે, ન્યાયે વણજ કરેય;
અહો મોરા નાયક રે.
ભાર ભરે શુભ વસ્તુનો, વણ૦ અતિહિ અમૂલક લેય. અહો૦-૧
સાત પાંચ પોઠી ભરે, વણ૦ સંબલ લેજો સાથ; અહો૦
વહોરત વારૂ રાખજે, વણ૦ શેઠ સું સૂધો વ્યવહાર. અ૦-૨
સહરો રહેજે સાથમાં રે, વણ૦ વશ કરજે ચારે ચોર; અહો૦
પાંચ પાડોશી પાડુઆ, વણ૦ આઠે મદકો દોર; અહો૦-૩
વાટ વિષમ ભવ પાછલે, વણ૦ રાગ દ્વેષ દો ભીલ; અહો૦
ચોકસ ચોકી તે કરે, વણ૦ પામીશ અવિચળ લીલ. અ૦-૪
કાયા કામિની ઈમ કહે, વણ૦ સુણ તું આતમરામ; અહો૦
**જ્ઞાનવિમળ** નરભવ થકી, વણ૦ પામીશ અવિચળ ઠામ. અ૦-૫

---

## મુનિશ્રી પ્રેમવિજયજી વિરચિત

# સતી સીતાની સજ્ઝાય

(૨૦૧)

ગાથા—

સરસ્વતી ભગવતી ભારતી, પ્રણમી તેહના પાય રે;
સીતાના ગુણ ગાવશું, જિમ મુજ આણંદ થાય રે.-૧

ઉથલો—

આણંદ થાયે ગુણ જ ગાતાં, **જનકરાય** સુતા સહી;
અયોધ્યાપતિ **દશરથ** નંદન, વરી **રામે** ગહ ગહી.–૨
અતિરૂપ **સીતા** ત્રિજગ વદીતા, તસ ઉપમ નહિ રતિ;
કર્મવશે વનવાસ પામ્યા, **રામ સીતા** દંપતિ.–૩

ગાથા—

લંકા ગઢનો જે **રાવણ** ધણી, જેહને દશ શીશ સોહાય રે;
સતી રે **સીતા** તેણે અપહરી, જગ સઘળે તેહ કહેવાય રે.–૪

ઉથલો—

કહેવાય **સીતા** હરીય **રાવણ**, લંપટ પણ લાવ્યો સહી;
**શ્રીરામે** યુદ્ધ કરીય હણીઓ, પાછી લાવ્યા ગહગહી.—૫
અયોધ્યા આવે બહુ સુખ થાવે, હર્ષ વિષાદ અતિ ઘણો;
લોકાપવાદ સુણ્યો શ્રવણે, સહી **રામે સીતા** તણો.—૬

ગાથા—

સહુ મનમાંહે ચિંતવે, લોક તણી મુખ બોલજી;
તિણે વચને મન દુઃખ ધરે, ચિંતા અને અતિ શોકજી.—૭

ઉથલો—

શોક ધરે રાજા **રામ લક્ષ્મણ**, ચિંતવે તેહ ઉપાય;
અમ બોલજો નિષ્કલંક થાયે, તો સહી આણંદ થાય.—૮
તિણ સમે **સીતા** હાથ જોડી, **રામ** ચરણે શીશ નામે વળી;
રઘુનાથ નંદન ધીજ કરાવો, જિમ પહોંચે મનની રળી.—૯

ઢાળ

**રામ સીતાને** ધીજ કરાવે રે, સુરનર બહુ જોવાને આવે;
આવે ઇંદ્ર ઇંદ્રાણી જોડી રે, અમરી કુમરી બહુ કોડી.–૧૦

મળીયા તિહાં રાણા રાણી રે, નરનારી ચતુર સુજાણ;
મહાધીજ **સીતા** તિહાં મંડે રે, દેખી શૂર સુભટ સત છંડે.—૧૧
કાયર નર કેતા નાસે રે, જઇ રહ્યા ગુફા વનવાસે;
ત્રણસેં હાથની ખાઈ ખોદાવે રે, લેઈ અગર ચંદને ભરાવે.—૧૨
માંહે વિશ્વાનળ પરજાળે રે, ઉપર નામે ધૃતની ધારો;
જ્વાળા તે દશો દિશિ જાયે રે, સહુ આકુળ વ્યાકુળ થાય.—૧૩
તિહાં અગ્નિ દીસે વિકરાળ રે, જાણે ઉગતો સૂરજ બાળ;
બાળતો તરૂવરની તે ડાળ રે, જાણે કોપે ચઢયો વિકરાળ.—૧૪
તેણે સમે **સીતા** ઇમ બોલે રે, રૂડા વયણ અમીરસ તોલે;
**રામ** વિના અવર મુજ ભાઈ રે, તિહાં કીધી અગ્નિ સખાઇ.—૧૫
ઈમ સહુ કોને સંભળાવે રે, **સીતા** અગ્નિકુંડમાં ઝંપલાવે;
મુખ નવકાર ગણુંતી ગેલે રે, **સીતા** શીતળ જળમાં ખેલે.—૧૬
જળના તિહાં ચાલે કલ્લોલ રે, જલચર જીવ કરે રંગરોળ;
ચક્રવાક સારસ તિહાં બોલે રે, હંસ હંસ તણી ગતિ ખેલે.—૧૭
તિહાં કનક કમળ દળ સોહે રે, ઉપર બેઠી **સીતા** મન મોહે;
અગ્નિકુંડ થયો પુષ્કરણી રે, જુવો શીલ તણી એ કરણી.—૧૮
જળક્રીડા કરી તટે આવે રે, સુરનર નારી ગુણ ગાવે;
પંચ પુષ્પ વૃષ્ટિ શીર કીધી રે, **સીતા** ત્રિભુવન હુઇ પ્રસિદ્ધી.—૧૯
સુરનર નારી તિહાં નાચે રે, દેખી **સીતાના** ગુણ સાચે;
દેવ દાનવ વાજિંત્ર વાજે રે, ઇંદ્રાદિક અધિક ઉમાહે.—૨૦
ઘરઘરનાં વધામણાં આવે રે, માણેક મોતીયે થાળ ભરાવે;
સતી **સીતાને** સર્વ વધાવે રે, સોહાગણ મંગળ ગાવે.—૨૧
**ભામંડળ શત્રુઘન** હોઈ રે, બાંધવ **સીતાના** દોઈ;
રૂપે અલિ જ કરે ગુણ ગ્રામ રે, તું છે અમ કૂળ તિલક સમાન.—૨૨

શશિ વરસે કિમ વિષધારા રે, ગંગાજલ ન હોયે ખારા;
સાયર કેમ ઓલંઘાય રે, મેરૂ ત્રાજવે કેમ તોળાય.–૨૩
ચિંતામણી ન હોયે કાચે રે, કીમ પાંગળો નાટક નાચે;
કામધેનુ કાલી કિમ કહીએ રે, આકાશ માન કિમ લહીએ.–૨૪
ઈંદ્રને ઘેર દારિદ્ર ન આવે રે, પુણ્યહીનો તે કિમ સુખ પાવે;
મહિષ ઐરાવણ કિમ જીપે રે, વંશ પુત્ર વિના નવિ દીપે.–૨૫
માનસરોવર તેહ ન સૂકે રે, સાયર મર્યાદા નવિ મૂકે;
ધ્રુનો તારો કદી નવિ ચાલે રે, મંદરગિરિ કબહી ન હાલે–૨૬
સાચો હીરો કહો કિમ ચૂરે રે, આકાશે આડ કોણ પૂરે;
હરિશ્ચંદ્ર વાચા નવિ લોપે રે,કહો મુનિ ગાળ દીયે નવિ કોપે.-૨૭
વાંઝણી નારી જણે બેટો રે, સુત્રને કહો કોણ કહે મોટો;
સિંહને કોણ કહે શિયાળ રે, નવ નંદ ન હોય દયાળ.–૨૮
સૂર્ય ઉગ્યો પશ્ચિમ કિમ પેખોરે, દયા વિના ધર્મ નવિ લેખો;
શેષનાગ ધરણી કિમ મૂકે રે, તો સીતા શીયળ કિમ ચૂકે.–૨૯
રઘુપતિ કહે રથ બેસીજે રે, અયોધ્યા પવિત્ર કરીજે;
સીતા કહે નીમ લગાર રે, શિર લોચ કિયો તતકાળ.–૩૦
પાળી સંયમ ખાંડા ધાર રે, કરી અણસણ વિકટ ઉદાર;
બારમે દેવલોકે થયા સ્વામી રે, સીતા ઈંદ્રની પદવી પામી.–૩૧
શીલે દુઃખ દારિદ્ર જાય રે, શીલે સહુ લાગે આવી પાય;
શીલે સો પરિયા તારે રે, તે તો ત્રિભુવનને શણગારે.–૩૨
તપગચ્છ વિજયસેનસૂરિ રાયા રે, બોલે વિમલહર્ષ ઉવઝાયા;
મુનિ પ્રેમવિજય મન ભાવે રે, સતી સીતાના ગુણ ગાવે.–૩૩

---

## શ્રી જ્ઞાનવિમલસૂરિ કૃત

# શ્રીસુંદરીની સજ્ઝાય

( ૨૦૨ )

રૂડે રૂપેરે શીળ સોહાગણુ **સુંદરી**
સુંદરી સુલલિત વયણુ રૂડે, પંકજદળ સમ નયણુ રૂડે. એ રાગ.

સાઠ સહસ વર્ષ દિગ્વિજય કરીને, **ભરત** અયોધ્યાએ આવ્યા;
બાર વરસ જિહાં ચક્રી પદને, અભિષેકે ન્હવરાવ્યા. રૂડે૦ -૧
એક દિન ચક્રી **સુંદરી** દેખે, **બાહુબળીની** બહેન;
દિનકર તેજે ચંદ્રકળા જિમ, રૂપકાંતિ થઈ ખીણ. રૂડે૦ -૨
વૈદ્ય પ્રમુખા સવિ તેડી કહો, કિસ્યું ઉણું તાત વંશ;
ઘર તેડીને તમે દાખો જે જોઈએ, તે પૂરૂં સદંશ. રૂડે૦ -૩
એ વહાલી **સુંદરી** કિમ કૃશ તનું, તેહ નિદાન કહીજે;
સાઠ હજાર વરસ થયાં એહને, આંબિલનું તપ કીજે. રૂડે૦ -૪
દીક્ષા લેતાં તુમહી જે વારી, સ્રી રયણુની ઈહા;
તસ નયથી દુદ્ધર તપ કીધાં, ધન ધન એહના દીહા. રૂડે૦ -૫
એમ નિસુણી કહે તાત અપત્યમાં, તુંહિ જ મુકુટ સમાણી;
વિષયદશાથી એણિ પરે વિરમી, માત **સુનંદા** જાણી. રૂડે૦ -૬
અમે તો વિષય પ્રમાદે નડીયાં, પડીયાં છીએ સંસાર;
નરપતિ:ઉત્સવ સાથે તે, પ્રભુ હાથે લીયે વ્રત ભાર. રૂડે૦ -૭
યુદ્ધે ચક્રી હારી મનાવી, **બાહુબળી** લીયો દીખ;
વરસ સમે **બ્રાહ્મી સુંદરીયે**, કહેવરાવે પ્રભુ શીખ. રૂડે૦ -૮
ગજ ચઢયાં કેવળ ન હોયે વીરા, એમ સુણી માન ઉતારે;
પય ઉપાડી કેવળ પામ્યા, મહોટા અણુગાર પ્રભુ પાસે પાઉધારે. રૂ૦૯

અનુક્રમે કેવળ સાધી સાધવી, **બ્રાહ્મી સુંદરી** જોડી;
**જ્ઞાનવિમળ** પ્રભુ ઋષભની બેટી, પ્રણમું હું કર જોડી. રૂડે૦-૧૦

## શ્રી મોહનવિજયજી કૃત

# શ્રી રૂકિમણીની સજ્ઝાય

(૨૦૩)

આછેલાલની દેશી.

કહે **સીમંધર** સ્વામી, **નારદ** પ્રત્યે તિણુ ઠામ;
આછેલાલ, સાંભળજે તુજને કહું. —૧
પૂરવ ભવ હરિ નાર, બ્રાહ્મણી ઘર અવતાર;
આછેલાલ, રૂપ કળા ગુણ ઓરડી. —૨
અમરીને અનુહાર, અભિનવ રતિ અવતાર;
આછેલાલ, હતાં સુંદર સુંદરી. —૩
ચાલે પતિ આજ્ઞાય, ગૃહિણી તે કહેવાય;
આછેલાલ, પિયુ મન ગ્રહિયું પાણિમાં. —૪
ભોળી ટોળી સંગ, ગત વન ધરીય ઉમંગ;
આછેલાલ, કોઈ કામિની ભલી મળી. —૫
રમે રામા કરી હોડ, લેવે કુદરડી દોડ;
આછેલાલ, કેઈ ઘુમરી ઘાલતી. —૬
ગાવે મધુરાં ગીત, સુણતાં ઉપજે પ્રીત;
આછેલાલ, નારી નિકાચિત નાચતી. —૭
ન ધરે કોઈની બીક, પિયુ પણ નહીં નજીક;
આછેલાલ, મયગલ જ્યું મદ્ય પીધલો. —૮

થાકી સઘળી નાર, બ્રાહ્મણી પણ તિણ વાર;
આછેલાલ, જઈ બેઠી તરૂ હેઠલે. —૯
મોરડી જ તિણ ઠાય, મૂકયાં ધરીને ઉમાહ;
આછેલાલ, ઈંડાં સુંદર તરૂ હેઠલે.—૧૦
માણુસ સણુ સણુ જાણુ, મૂકણ લાગી ઠાણુ;
આછેલાલ, ભય ધરી ઉડી મોરડી.—૧૧
કૌતુક દેખણુ કાજ, બ્રાહ્મણી સુણીને સાદ;
આછેલાલ, ઈંડાં મૂકયાં જોઈને.—૧૨
કુમકુમ ખરડે હાથ, ઈંડાં લીધાં સાથ;
આછેલાલ, અરૂણુ વરણુ ઈંડાં થયાં.—૧૩
મૂકયાં તિણુહીજ ઠાય, મનમેં ધરી ઉમાહ;
આછેલાલ, ફરી પાછી આવી ગ્રહે.—૧૪
મોરડી ઈંડાં પાસ, આવી થઈ ઉદાસ;
આછેલાલ, અરૂણુ નિરખી નવિ સંગ્રહ્યાં.—૧૫
દેખી કરે એ પોકાર, નયણે આંસુ ધાર;
આછેલાલ, દુઃખ ધરતી મન મોરડી.—૧૬
સોળ ઘડી પર્યંત, આકુળી હુઈ અત્યંત;
આછેલાલ, પંખીનો શો આશરો.—૧૭
તિણુ અવસર ઘનઘાટ, ગાજે કરી ગડગડાટ;
આછેલાલ, કાજળ સરખી કંઠલા.—૧૮
વરસે જળધર જોર, ભરીયાં સર નદી ઠોર;
આછેલાલ, ઉંડે ઝબકતી વીજળી.—૧૯
જળ વહે ઠામો ઠામ, મોરડી ઈંડાં તામ;

ઉજ્વળ દેખી તેહ, હઇડે હર્ષ સમેત;
આછેલાલ, ઇંડાં પાછાં આદર્યાં.—૨૧
બ્રાહ્મણ નારી જેહ, હરિ ગૃહીણી થઈ તેહ;
આછેલાલ, પૂરવ કર્મ વશે કરી.—૨૨
પામી પુત્ર વિછોહ, ઉપન્યો ચિત્ત અંદોહ;
આછેલાલ, સોળ વરસ લગે એહને.—૨૩
ઘડી એક વરસ વિચાર, જાણી વિરહની ઠાર;
આછેલાલ, વિયોગપણે દુઃખ હોયે ઘણું.—૨૪
સાંભલી જિનની વાણી,સંયમ લેઈ કેઈ જાણી;
આછેલાલ, સમકિત ધારી કેઈ થયા.—૨૫
નિસુણી **નારદ** તામ, જિનને કરીય પ્રણામ;
આછેલાલ, **મોહન** વચને સંથુણ્યો.—૨૬

---

### શ્રી વિજયલક્ષ્મીસૂરિ કૃત

## શ્રી રોહિણીની સજ્ઝાય

( ૨૦૪ )

ભરતનૃપ ભાવશું એ...એ રાગ.

શ્રી વાસુપૂજ્ય જિણંદના એ, મઘવા સુત મનોહાર;
જયો તપ રોહિણીએ.
**રોહિણી** નામે તસ સુતાએ, **શ્રીદેવી** માત મલ્હાર.
જયો તપ રોહિણીએ, કરે તસ ધન અવતાર.–૧
પદ્મપ્રભુના વયણથી એ, દુર્ગંધા રાજકુમાર; જયો૦
રોહિણી તપથી તે ભવે એ,સુજસ સુગંધ વિસ્તાર. જયો૦કરે૦–૨

નરદેવ સુરપદ ભોગવી એ, તે થયો **અશોક** નરિંદ; જયો૦
**રોહિણી** રાણી તેહની એ, હોયને તપ સુખકંદ. જયો૦કરે૦—૩
દુરભિગંધા કામિની એ, ગુરૂ ઉપદેશ સુણંત; જયો૦
**રોહિણી** તપ કરી દુઃખ હરો એ, **રોહિણી** ભવ સુખવંત.
જયો૦કરે૦—૪
પ્રથમ પારણા દિન ઋષભના એ, **રોહિણી** નક્ષત્ર વાસ; જયો૦
ત્રિવિધે કરી તપ ઉચ્ચરો એ, સાત વરસ સાત માસ.
જયો૦કરે૦—૫
કરો ઉજમણું પૂરણ તપે એ, અશોક તરૂ તલ ઠાય; જયો૦
બિંબ રયણ **વાસુપૂજયનું** એ, **અશોક રોહિણી** સમુદાય.
જયો૦કરે૦—૬
એકસો એક મોદક ભલા એ, રૂપા નાણાં સમેત; જયો૦
સાત સત્યાવીશ કીજીયે એ,વેશ સંઘભક્તિ હેત. જયો૦કરે૦—૭
આઠ પુત્ર ચારે સુતા એ, રોગ સોગ નવિ દીઠ; જયો૦
પ્રભુ હાથે સંયમ લહ્યું એ, દંપતિ કેવળ દીઠ. જયો૦કરે૦—૮
કાંતિ રોહિણીપતિ જિસી એ, **રોહિણી** સુત સમરૂપ;
એ તપ સુખ સંપદ દીયે એ, **વિજયલક્ષ્મી**સૂરિ ભૂપ.
જયો૦કરે૦—૯

### શ્રી જ્ઞાનવિમલસૂરિ કૃત

# શ્રી કૌશલ્યાજીની સજ્ઝાય

(૨૦૫)

ભામિનીને ભરતાર મનાવે.—એ રાગ.

**દશરથ** નૃપ **કૌશલ્યાને** કહે, તું ભામિની કિમ દુહવાણી.
કે આ જોને રે. તું૦

**પ્રાણ** થકી અધિકી છો વહાલી,**રામ** માતા ગુણખાણી.
કે આ૦ રામ૦

કે ના જો કે નહિ જો કે શાને કે શા માટે, નારે વહાલા
નહિ બોલું તુમ્હ સાથે રે,
તુમ શું અબોલડા લીધા.–૧ એ આંકણી.

ગળાફાંસો રમણીના ગળાથી, છોડવે આપણે હાથે; કે આ૦
સામું જોઈ દુઃખ કહે મુજને, એમ કહી ગ્રહી બાથે. કે આ૦
કે ના જો૦–૨

અષ્ટોત્તર વિધિ સ્નાત્ર કરાવ્યાં, મંત્ર ન્હવણનાં પાણી; કે આ૦
અમ્હ વિણ તે સઘળા મોકલાવ્યાં, ત્યારે પ્રીતિ જાણી. કે
આ૦, કે ના જો૦–૩

પતિ સુતવંતી જે કુલવંતી, તે સવિ સરખે દાવે; કે આ૦
શોકચવેધ હોય શૂળી સમાના, તે કિમ ખમીયા જાવે. કે
આ૦, કે ના જો૦–૪

કહે **દશરથ** નૃપ સ્નાત્ર તણું જળ, મોકલીયું છે પહેલાં; કે આ૦
કર કંકણને શો આરીસો, શા બોલો છો ઘહેલાં. કે આ૦ કે
ના જો૦–૫

પ્રેમ કલહ કરતાં એક આવી, જળ લેઈ દાસી જરતી; કે આ૦
તુરત આગમન નવિ થયું જરાથી, એમ અવસ્થા કરતી. કે
આ૦ કે ના જો૦–૬

ઈણ નિમિત્તે ભવ સંવેગ આવ્યો, દેહ અથિરતા જાણી; કે આ૦
દંપતિ મળ્યાં રસ રંગે, લીયે સંયમ નૃપને રાણી. કે આ૦
કે ના જો૦–૭

કે હોવે જિહાં રે વાલહા, હવે બોલું તુમ્હ સાથ રે,
ઈમ સંબંધ છે **પદ્મચરિત્રે**, રામને રાજની વેલી; કે આ૦
**જ્ઞાનવિમળ** ગુરૂથી તે લહ્યો, કહ્યો મુક્તિને મેલી. કે આ૦
કે ના જો૦—૮

---

શ્રીકલ્યાણવિમલજી કૃત

# શ્રી સુલસા શ્રાવિકાની સજઝાય

( ૨૦૬ )

ઈણુ અવસર એક આવી જંબુકીરે. એ રાગ.

ધન **સુલસા** સાચી શ્રાવિકાજી, જેહને નિશ્ચળ ધર્મનું ધ્યાન રે;
સમકિતધારી નારી જે સતીજી, જેહને વીર દીયો બહુમાનરે.
ધન૦ —૧

એકદિન **અંબડ** તાપસ પ્રતિબોધવાજી, જંપે એહવું વીર જિનેશરે;
નયરી રાજગૃહી **સુલસા** ભણીજી, કહેજો અમારો ધર્મ સંદેશ રે.
ધન૦ —૨

સાંભળી **અંબડ** મનમાં ચિંતવેજી, ધર્મલાભ ઈશોજી વચણ રે;
એહવું કહાવે જિનવર જે ભણીજી, કેવું રૂડું દૃઢ તસ સમકિત
રયણ રે. ધન૦ —૩

**અંબડ** તાપસ પરીક્ષા કારણેજી, આવ્યો રાજગૃહીને બાર રે;
પહેલું બ્રહ્મારૂપ વિકુર્વ્યુંજી, વૈક્રિય શક્તિ તણે અનુસાર રે.
ધન૦ —૪

પહેલી પોળે પ્રગટ્યો પેખીનેજી, ચૌમુખ બ્રહ્મા વંદન કોડ રે;
સઘળી રાજ પ્રજા **સુલસા** વિનાજી, તેણે આવી નમે કર જોડ રે.
ધન૦ —૫

બીજે દિન દક્ષિણ પોળે જઈજી, ધર્યો કૃષ્ણ તણો અવતાર રે;
આવ્યા પૂરજન તિહાં સઘળા મળીજી, નાવી **સુલસા** સમકિત
ધારી રે. ધન૦ —૬

ત્રીજે દિવસ પશ્ચિમ બારણેજી, ધરીયું ઈશ્વર રૂપ મહંતરે;
તિમહી જ ચોથે પચવીશમોજી, આવી સમવસર્યો અરિહંતરે.
ધન૦ —૭

તો પણ **સુલસા** ન આવી વાંદવાજી, તેહનું જાણી સમકિત સાચરે;
**અંબડ સુલસાને** પ્રણમી કરીજી, કર જોડી કહે એહવી વાચરે.
ધન૦ —૮

ધન્ય તું સમકિત ધારી શિરોમણીજી, ધન્ય તું સમકિત
વિશવાવીશ રે;
એમ પ્રશંસી કહે **સુલસા** ભણીજી, જિનજીએ કહી છે ધર્મ
આશિષ રે. ધન૦ —૯

નિશ્ચળ સમકિત દેખી સતી તણુંજી, તે પણ હુઓ દૃઢ મનમાંયરે;
ઇણિ પરે **શાંતિવિમળ** કવિરાયનોજી, બુદ્ધ **કલ્યાણવિમળ**
ગુણ ગાયરે. ધન૦—૧૦

## શ્રી ઇંદ્રવિજયજી કૃત

# શ્રી કૃષ્ણવાસુદેવની સજ્ઝાય

(૨૦૭)

નગરી દ્વારિકામાં નેમિ જિનેસર, વિચરંતાં પ્રભુ આયે;
કૃષ્ણ નરેસર વધાઈ સુણીને, જિત નિશાન બજાયે.
હોપ્રભુજી! નહિ જાઉં નરક ગેહે, નહિ જાઉં નહિ જાઉં હો
પ્રભુજી નહિ જાઉં નરક ગેહે.—૧

અઢાર સહસ સાધુજીને વિધિશું, વાંદ્યા અધિક હરખે;
પછી નેમિ જિનેસર કેરાં, ઊભા મુખડાં નિરખે. હો પ્રભુ૦—૨
નેમિ કહે તુમે ચાર નિવારી, ત્રણ તણાં દુઃખ રહીયાં;
કૃષ્ણ કહે હું ફરી ફરી વાંદું, હર્ષ ધરી મન હઈયાં. હો પ્ર૦—૩
નેમિ કહે એહ ટળ્યા ન ટળે, સો વાતે એક વાત;
કૃષ્ણ કહે મ્હારા બાળ બ્રહ્મચારી,નેમિ જિનેસર ભ્રાત. હોપ્ર૦—૪
મ્હોટા રાજાની ચાકરી કરતાં, રાંક સેવક બહુ રળશે;
સુરતરૂ સરીખા અફળ જશે ત્યારે,વિષ વેલ્લડી કેમ ફળશે. હો૦—૫
પેટે આવ્યો તેહ ભોરંગ વેઠે, પુત્ર કુપુત્ર જ જાયો;
ભલો ભૂંડો પણ જાદવકૂળનો, તુમ બંધવ કહેવાયો. હો૦—૬
છપ્પનક્રોડ જાદવનો રે સાહિબો, કૃષ્ણ જ નરકે જાશે;
નેમિ જિનેસર કેરો રે બંધવ, જગમાં અપજશ થાશે. હો૦—૭
શુદ્ધ સમકિતની પરીક્ષા કરીને, બોલ્યા કેવળનાણી;
નેમિ જિનેસરે દીયો રે દિલાસો, ખરો રૂપૈયો જાણી. હો૦—૮
નેમિ કહે તુમે ચિંતા ન કરશો, તુમ પદવી અમ સરખી;
આવતી ચોવીશીમાં હોશો તીર્થંકર, હરિ પોતે મન હરખી.
હો પ્રભુ૦—૯
જાદવકૂળ અજવાળ્યું રે નેમજી, સમુદ્રવિજય કૂળ દીવો;
ઇંદ્ર કહે રે શિવાદેવીના નંદન, કોડ દિવાળી જીવો. હો પ્ર૦—૧૦

### શ્રી કવિયણ વિરચિત

## શ્રી પાંચપાંડવની સજ્ઝાય

(૨૦૮)

હસ્તિનાપુર વર ભલું, જિહાં પાંડુરાજા સાર રે;

તસ ઘરણી કુંતા સતી, વળી માહેંદ્રી બીજી નાર રે. વળી૦
પાંડવ પાંચે વંદતા મન મોહેરે, મન મોહે મોહનવેલિ;
ત્રિજગ માંહે દીપતા અતિ સોહે રે. એ આંકણી.— ૧
પાંચ પાંડવ કુંતા તણા તેમાં જગત વિખ્યાત હોય રે;
પંચ સહોદર સારીખા, નળ કુબેર સરીખા હોય રે.
નળ૦પાંચ૦— ૨
એક દિન સ્થવિર પધારીયા, પાંચ બાંધવ વાંદવા જાય રે;
દેશના સુણી મન ગહગહ્યા, ભાઈ સમય જાય છે આય રે.
ભાઈ૦પાંચ૦— ૩
જિનવર ચક્રવર્ત્તી જે હુઆ, સ્થિર ન રહ્યા કોઈ દેવ ભૂપ રે;
તન ધન જોબન કારમાં, સંસારનું વિષમ સ્વરૂપ રે. સં૦પાં૦- ૪
સંસાર માંહે પલેવડું લાગ્યું, તે કિમ ઓલાય રે;
જિનવર વાણી સીંચતાં, આપણાં ભવ ભવનાં દુઃખ જાય રે.
આ૦પાંચ૦— ૫
પાંડવ પાંચે વિચારીયું, આપણ લેશું સંયમભાર રે;
પુત્રને રાજ્ય સોંપી કરી,દ્રૌપદીશું કરે વિચાર રે. દ્રૌ૦પાંચ૦— ૬
દ્રૌપદી વળતું એમ કહે, અમે પણ મેલશું સંસારનો પાસ રે;
કંથ વિના શી કામિની, મુજ ભલો નહિ ઘર વાસ રે.
મુજ૦પાંચ૦— ૭
પાંચે આવી ગુરૂને કહે, અમે લેશું સંયમ ભાર રે;
માનવભવ અતિ દોહિલો, અમે પાળશું સંયમ સાર રે.
અમે૦પાંચ૦— ૮
ગુરૂ કહે પાંડવ સુણો, તુમે રાજપુત્ર સુકુમાર રે;
ચારિત્ર પંથ અતિ દોહિલો, તમે કેમ સહેશો ભૂપાળ રે.
તમે૦પાંચ૦— ૯

ઘર ઘર ભિક્ષા માગવી, વળી હીંડવું ઘર ઘર બાર રે;
પાય અડવાણે ચાલવું, વળી પાલવું ખાંડાની ધાર રે.
વળી૦પાંચ૦-૧૦

સંયમ મારગ આદરી, ઋષિ પાળે નિરતિચાર રે;
દોષ બેંતાલીશ ટાળતા, સાધુ લે છે શુદ્ધ આહાર રે.
સાધુ૦પાંચ૦-૧૧

તપ તપે રે અતિ આકરા, માસખમણ મન રંગ રે;
જિહાં લગી **નેમને** વંદીયે, અભિગ્રહ કરીયો મન ચંગ રે.
વંદી૦પાંચ૦-૧૨

**હસ્તિશીર્ષપુર** પધારીયા, પારણાનો દિવસ તે જાણ રે;
નગરમાં ફરતાં ગોચરી, સુણ્યું **નેમિ** તણું નિર્વાણ રે.
સુ૦ પાંચ૦-૧૩

આહાર વહોર્યો તે લઇ વળ્યા, આવ્યા નિજ ગુરૂની પાસ રે;
ગુરૂને કહે અમે સાંભળ્યું, **નેમિ** પહોંત્યા શિવપુર વાસ રે. ને૦-૧૪
અમ મનોરથ મનમાં રહ્યા, નવિ પહોંત્યા ગઢ **ગિરનાર** રે;
આહાર લેવો જુગતો નહિ, અમે લઈશું અણુસણ સાર રે.
અ૦પાંચ૦-૧૫

માસખમણનું પારણું, નવિ કીધું મુનિવર કોઈ રે;
આહાર પરઠવ્યો કુંભશાળીએ, પાંચે ચઢયા **વિમળગિરી**;
હોય રે. પાં૦પાં૦-૧૬

તિહાં જઇ અણુસણ આદર્યું, પાદોપગમન સાર રે;
શિલા ઉપર સંથારડો, ઋષિ પોઢયા જિમ વૃક્ષ ડાળ રે.
ઋ૦પાં૦-૧૭

દોય માસની સંલેખના, અંતે પામ્યા કેવળ સાર રે;
પાંડવ પાંચ મુગતે ગયા, તવ હુવો જય જયકાર રે.
તવ૦પાંચ૦-૧૮

શ્રી હીરવિજયસૂરી રાજિઓ, **તપગચ્છ** ઉદ્યોતકાર રે;
કરજોડી **કવિયણ ભણે**, મુજ આવાગમન નિવાર રે.
મુ.૦પાં૦-૧૯

# શ્રી નાગેશ્વરી બ્રાહ્મણીની સજ્ઝાય

(૨૦૯)

ચંપાનગરી સોહામણીરે લાલ, ભરતક્ષેત્ર મોઝાર હો; ભવિકજન.
**સોમલ** બ્રાહ્મણ તિહાં વસેરે લાલ, **નાગેશ્વરી** ઘરનાર હો.
ભવિ૦ સાધુને વહોરાવ્યું કડવું તુંબડું રે લાલ.–૧

સાધુને વહોરાવ્યું કડવું તુંબડું રે લાલ, કીધો ન મન વિચાર હો; ભવિ૦
તેણે કાળે તેણે સમે રે લાલ, **ધર્મઘોષ** અણગાર હો.
સાધુ૦–૨

તેહના શિષ્ય અતિ દીપતા રે લાલ, **ધર્મરૂચિ** મુનિરાય હો; ભવિ૦
માસ માસ તપ આદરે રે લાલ, રહે ગુરૂની લાર હો. ભ૦
સાધુ૦– ૩

માસખમણને પારણે રે લાલ, લેઈ ગુરૂની આણ હો; ભવિક૦
**નાગેશ્વરી** ઘર આવીયા રે લાલ, દીયો ઘણો સન્માન હો.
ભ૦ સાધુ૦– ૪

તે તો ઘરમાં જઈને રે લાલ, હરખશું લાઈ ઉઠાઈ હો; ભવિક૦
કડવાં તુંબડાનો સાલણો રે લાલ, સવિ દીધો વહોરાય હો.
ભ૦ સાધુ૦– ૫

આહાર પુરો જાણી કરી રે લાલ, આવ્યા ગુરૂજીની પાસ હો; ભ૦
એહવો આહાર વત્સ મત કરો રે લાલ, હોશે જીવ વિનાશ હો.
ભ૦ સાધુ૦— ૬
આહાર લેઇ મુની ચાલીયા રે લાલ, ગયા વન મોઝાર હો; ભવિ૦
એક બિંદુ તિહાં પરઠવ્યો રે લાલ, હુવો જીવ સંહાર હો.
ભ૦ સાધુ૦— ૭
એક બિંદુને નાંખવે રે લાલ, હુવો જીવનો વિનાશ હો; ભવિક૦
જીવ દયા મન ચિંતવી રે લાલ, કીધો સઘળો આહાર હો.
ભ૦ સાધુ૦— ૮
એક મુહૂર્ત્તને અંતરેરે લાલ, પરિણમ્યો આહાર અસાર હો; ભ૦
અતુલ વેદના ઉપની રે લાલ, તુંબા તણે પ્રાસાદ હો.
ભ૦ સાધુ૦— ૯
સંથારા ગાથા પઢી કરી રે લાલ, ત્યાગ્યો સર્વ આહાર હો; ભ૦
પાપ અઢાર પચ્ચખી રે લાલ, કાળ કીયો તેણિવાર હો.
ભ૦ સાધુ૦—૧૦
સાધુ આણી મન ભાવના રે લાલ, ગયા અનુત્તર વિમાન હો; ભ૦
મહાવિદેહમાં જન્મશે રે લાલ, પામશે કેવળજ્ઞાન હો.
ભ૦ સાધુ૦—૧૧
બ્રાહ્મણ સુણીને કોપીયો રે લાલ, **નાગેશ્રીને** દીધી કાઢ હો;ભ૦
સોળ જાતિના રોગ ઉપન્યા રે લાલ, વેદના પીડી અપાર હો.
ભ૦ સાધુ૦—૧૨
સાતે નરકમાં જઈ કરી રે લાલ, ફરી અસંખ્યાતો કાળ હો; ભ૦
દુઃખ અનંતાં ભોગવ્યાં રે લાલ, કર્મ તણાં ફળ જોય હો.
ભ૦ સાધુ૦—૧૩

શેઠ તણે ઘેર અવતરી રે લાલ, ચંપા નગરી મોઝાર હો; ભવિક૦
**સુકુમારીકા** નામે ભલી રે લાલ, રૂપે રંભા અવતાર હો.
ભ૦ સાધુ૦–૧૪

શેઠે કુમરી પરણાવી રે લાલ, કુમર અતિ સુકુમાળ હો; ભવિક૦
તત્કાળ તે છોડી ગયો રે લાલ, લાગી અગ્નિની ઝાળ હો.
ભ૦ સાધુ૦–૧૫

શેઠ શેઠજી ઘેર આવીયો રે લાલ, ઓલંભો દીધો તેણિવાર હો; ભ૦
વિણુ અવગુણુ પરિહરી રે લાલ, તુમ મન કોણ વિચાર હો.
ભ૦ સાધુ૦–૧૬

શેઠજી પુત્રને એમ કહે રે લાલ, તેં કીધું કાંઈ પુત્ર હો; ભવિક૦
પાછા જાવો એહને ઘરે રે લાલ, રાખો શેઠ ઘર સુતા હો.
ભ૦ સાધુ૦–૧૭

પુત્ર કહે પિતા સુણો રે લાલ, કહો તો બૂડું જળમાંય હો; ભવિ૦
કહો તો અગ્નિમાં બળી મરૂં રે લાલ, કહો તો પડું વૃક્ષે ચઢિ હો.
ભ૦ સાધુ૦–૧૮

કહો તો ડુંગરથી પડી મરૂં રે લાલ, કહો તો હું વિષ ખાઉં હો; ભ૦
કહો તો ફાંસી ખાઈ મરૂં રે લાલ, કહો તો પરદેશે જાઉં હો.
ભ૦ સાધુ૦–૧૯

કહો તો શસ્ત્ર ઘોચી મરૂં રે લાલ,કહો તો લેઉં સંયમ ભાર હો; ભ૦
તાત વચન લોપું નહિ રે લાલ, પણ નહિ વંછું એ નાર હો.
ભ૦ સાધુ૦–૨૦

શેઠ સુણી ઘેર આવીયા રે લાલ, કુમરી ઉપર બહુ કોડ હો; ભ૦
દ્રુમક પુરૂષ અણાવીયો રે લાલ, તે પણ ગયો તેને છોડ હો.
ભ૦ સાધુ૦–૨૧

કુમરી મન ચિંતા થઈ રે લાલ, કાંઈ સરજાઈ કિરતાર હો; ભ૦
કીધાં પાપ મેં અતિ ઘણાં રે લાલ, ઉદય હુવા ઇણિ વાર હો.
ભ૦ સાધુ૦–૨૨

દાન દેવા તિહાં માંડીયું રે લાલ, દિન દિન પ્રત્યે પ્રભાત હો; ભ૦
ગોવાળીકા સાધવી પધારીયાં રે લાલ, પૂછે મનની વાત હો.
ભ૦ સાધુ૦–૨૩

કર જોડી વિનતી કરે રે લાલ, મુજશું કરો ઉપકાર હો; ભવિક૦
મુજ ભરથાર વાંછે નહિ રે લાલ, કાંઇ કરો ઉપચાર હો.
ભ૦ સાધુ૦–૨૪

એહ વચન તિહાં સાંભળી રે લાલ, સાધવી કરે ધર્મ ઉપદેશ હો.
ધર્મ સુણાવ્યો મોટકો રે લાલ, જેથી પામે સુખ અનંત હો.
ભ૦ સાધુ૦–૨૫

ધર્મકથા હેતશું સુણી રે લાલ, શ્રાવકનાં વ્રત બાર હો; ભવિક૦
એ ધર્મ મુજને તારશે રે લાલ, એ સંસાર અસાર હો.
ભ૦ સાધુ૦–૨૬

અનુમતિ લેઈ પિતા તણી રે લાલ, લીધો સંયમ ભાર હો; ભ૦
ચાર મહાવ્રત ઉચર્યાં રે લાલ, રહે ગુરૂણીની લાર હો.
ભ૦ સાધુ૦–૨૭

કર જોડી વિનંતી કરે રે લાલ, દ્યો મુજને આદેશ હો; ભવિક૦
વન માંહી કાઉસગ્ગ કરૂં રે લાલ, લેશું આતાપના તેમ હો.
ભ૦ સાધુ૦–૨૮

ગુરૂણી વચન લેઈ કરી રે લાલ, ગઈ બાગ મોઝાર હો; ભવિક૦
છઠ છઠ તપ કાઉસગ્ગ કરે રે લાલ, દીઠી તિહાં ગણિકા નાર હો.
ભ૦ સાધુ૦–૨૯

ગણિકા દેખી નિયાણું કરે રે લાલ, હોઉં પાંચ પુરૂષની નાર હો;ભ૦
અર્ધમાસની સંલેહણા કરી રે લાલ, બીજે સ્વર્ગ અવતાર હો.
ભ૦ સાધુ૦-૩૦

નવ પલ આયુષ્ય ભોગવી રે લાલ, દેવી ગણિકા નાર હો; ભ૦
દ્રુપદ રાજા ઘેર અવતરી રે લાલ,ચુલણી કૂખે દ્રૌપદી નામ હો.
ભ૦ સાધુ૦-૩૧

પાંચ પાંડવ ઘેર ભારજા રે લાલ, હુઈ અતિ સુજાણ હો; ભ૦
સંયમ લેઈ સ્વર્ગે ગઈ રે લાલ, પછી જાશે નિર્વાણ હો.
ભ૦ સાધુ૦-૩૨

મહાવિદેહમાં સિદ્ધશે રે લાલ, પામશે કેવળજ્ઞાન હો; ભ૦
પાંચે પાંડવ મુગતિ ગયા રે લાલ, પહોંચ્યા અવિચળ ઠાણ હો.
ભ૦ સાધુ૦-૩૩

શ્રી કનકવિજયજી વિરચિત

## નિંદ્રાની સજ્ઝાય

(૨૧૦)

નિંદ્રડી વેરણ હુઇ રહી, કીમ કીજે હો સા પુરૂષ નિદાન કે,
ચોર ફરે ચિહું પાસથી, કિમ સુતા હો કાંઈ દિનને રાત કે. નિં૦-૧

વીર કહે સૂણો ગોયમા, મત કરજો હો એક સમય પ્રમાદ કે;
જરા આવે યૌવન ગળે, કિમ સુતા હો કાંઇ કવણ સવાદ કે. નિં૦-૨

ચઉદ પૂરવધર મુનિવરા, નિદ્રા કરતા હો ગયા નરક નિગોદ કે;
અનંતો અનંત કાલ તિહાં રહે, ઇમ બગડે હો કાંઈ ધરમનો
મોદ કે. નિં૦-૩

જોરાવર ઘણા જાલીમી, યમરાજા હો કાંઇ સબલ કરૂર કે;
નિજ સેના લેઇ ચિહું દિશે, કિમ જાગતા હો નર કહિયે
સૂર કે; નિં૦-૪

જાગતડાં ગંજે નહિ, છેતરાયે હો નર સુતો નેટકે;
સૂતારીણી પાડા જણ્યા, કિમ કીજે હો સા પુરુષની
ભેટકે. નિં૦-૫

**શ્રીવીરે** ઈમ ભાખીયું, પંખી ભારંડ હો ન કરે પરમાદ કે,
તેહ તણી પરે વિચરજો, પરિહરજો હો **ગોયમ** પરમાદ કે.
નિં૦-૬

**વીર** વચન ઈમ સાંભળી, પરિહરીયો હો **ગોયમ** પરમાદ કે;
લીલા સુખ લીધાં ઘણાં, થિર રહીયો હો જગમાં જસવાદ કે.
નિં૦-૭

નિંદ્રા નિંદ્રડી મત આણજો, સૂઈ રહેજો હો સાવધાન કે;
ધ્યાન ધરમ હિયે ધારજો, ઈમ ભાખે હો મુનિ **કનક** નિદાન કે.
નિં૦-૮

શ્રી લબ્ધિવિજયજી કૃત

## શ્રી જીભલડીની સજઝાય

(૨૧૧)

બાપલડીરે જીભલડી તું, કાં નવિ બોલે મીઠું;
વિરૂવાં વચન તણાં ફળ વિરૂવાં, તે શું તેં નવ દીઠું રે. બાપ૦-૧
અન્ન ઉદક અણુગમતાં તુજને, જો નવિ રૂચે અનીઠાં;
અણ બોલાવ્યો તું શા માટે, બોલે કુવચન ધીઠાં રે.બાપ૦-૨

અગ્નિ દાઝયો તે પણ બાળે, કુવચન દુર્ગતિ ઘર ઘાલે;
અગ્નિ થકી અધિકું તે કુવચન,તે તો ખીણ ખીણ સાલે રે.બા૦-૩
તે નર માન મોટપ નવિ પામે, જે નર હોય મુખ રોગી;
તેહને તો કોઈ નવિ બોલાવે, તે તો પ્રત્યક્ષ રોગી રે. બાપ૦-૪
તેહને કોઈ નવિ બોલે, અભિમાને અણગમતે;
આપ તણો અવગુણ નવિ દેખે, તે કીમ જાસે મુગતે રે. બાપ૦-૫
જનમ જનમની પ્રીત વિણાસે, એકણ કડુએ બોલે,
મીઠાં વચન થકી વિણુ ગરથે, લેવો સબ જગ મોલે રે. બાપ૦-૬
આગમને અનુસારે હિત મતિ, જે નર રૂડું ભાખે;
પ્રગટ થઈ પરમેશ્વર તેહની,લજ્જા જગતમાંહિ રાખે રે.બાપ૦-૭
સુવચન કુવચનનાં ફળ જાણી, ગુણ અવગુણ મન આણી;
વાણી બોલો અમિય સમાણી, લબ્ધિ કહે સુણ પ્રાણી રે.

શ્રી સહજસુંદર વિરચિત

## શ્રી નિંદા નિવારણની સજ્ઝાય

(૨૧૨)

મ મ કર જીવડા રે નિંદા પારકી, મ મ કરજે વિખવાદ;
અવગુણ ઢાંકી રે ગુણ પ્રગટ કરે, મૃગમદ જિમરે જબાદ.મ મ૦-૧
ગુણ છે પૂરા રે શ્રીઅરિહંતના, અવર દૂજા નહિ કોય;
જગ સહુ ચાલે રે જિમ માદળ મઢયું, ગુણવંત વિરલા રે કોય.
મ મ૦-૨
પૂંઠ ન સુઝે રે પ્રાણી આપણી, કિમ સુઝે પર પૂંઠ;
મરમને મોસો રે કેહનો ન બોલીએ, લાખ લહે બાંધી મૂઠ. મ૦-૩
રાગ દ્વેષે સ્વામી હું ભર્યો, ભરીયો વિષય કષાય;
રીસ ઘણેરી મુજ મન ઉપજે, કિમ પામું ભવ પાર. મ૦-૪

સેવા કીજે રે સુધા સાધુની, વહિએ જિનવર આણ;
પરાણે જઈને રે તેહ શું બોલીએ, જે હોવે તત્વના જાણ. મ૦-૫
જેહમાં જેટલા રે ગુણ લો તેટલા, જિમ રાયણની રે કોળી;
સહજ કરો જીવ સુંદર આપણો, સહજસુંદરના રે બોલ. મ૦-૬

શ્રી ભાવસાગર વિરચિત

# શ્રી લોભની સજ્ઝાય

( ૨૧૩ )

ઇડર આંબા આંબલી રે. એ રાગ.

લોભ ન કરીએ પ્રાણીઆ રે, લોભ બૂરો સંસાર;
લોભ સમો જગમાં નહીં રે, દુર્ગતિનો દાતાર.
ભવિક જન ! લોભ બૂરો રે સંસાર.—૧
પરિહરજો તુમે નિરધાર, ભવિક૦ લોભ બૂરો રે સંસાર;
જિમ પામો ભવ પાર, ભવિક૦ લોભ બૂરો રે સંસાર. એ આંકણી
અતિ લોભે લક્ષ્મીપતિ રે, સાગર નામે શેઠ;
પૂર પયોનિધિમાં પડ્યો રે, જઈ બેઠો તસ હેઠ. ભવિક૦—૨
સોવન મૃગના લોભથી રે, દશરથ સુત શ્રીરામ;
સીતા નારી ગુમાવીને રે, ભમીયા ઠામો ઠામ. ભવિક૦—૩
દશમા ગુણઠાણા લગે રે, લોભ તણું છે જોર;
શિવપુર જાતાં જીવને રે, એહ જ મ્હોટો ચોર. ભવિક૦—૪
ક્રોધ માન માયા લોભથી રે, દુર્ગતિ પામે જીવ;
પરવશ પડીયો બાપડો રે, અહોનિશ પાડે રીવ. ભવિક૦—૫
પરિગ્રહના પરિહારથી રે, લહીએ શિવ સુખ સાર;
દેવ દાનવ નરપતિ થઇ રે, જાશે મુગતિ મોઝાર. ભવિક૦—૬

**ભાવસાગર** પંડિત ભણે રે; **વીરસાગર** બુધ શિષ્ય;
લોભ તણે ત્યાગે કરી રે, પહોંચે સકળ જગીશ. ભવિક૦-૭

પંડીત શીલવિજય શિષ્ય વિરચિત

# શિયળની ચૂનડીની સજ્ઝાય

(૨૧૪)

વીર કહે ગૌતમ સુણો. એ રાગ.

રે જીવ વિષય નિવારીએ, નારી સાથે શો નેહો રે;
**મુંજ મૃણાલ** તણી પરે, ઝટક દેખાવે છેહો રે. રે જીવ૦-૧
ષટખંડ કેરો રાજિઓ, આપ તણો અંગ જાતો રે;
**ચૂલણી** ચૂકી મારવા, અવર કહું કિસી વાતો રે. રે જીવ૦-૨
જનમ લગે જે વાલહી, **સૂરિકાંતા** નારી રે;
કંઠે ઠવી અંગુઠડો, માર્યો નિજ ભરતારો રે. રે જીવ૦-૩
ચંદ્રવદની મૃગલોચની, ચાલંતી ગજ ચાલી રે;
રૂપે દીસે રૂયડી, પણ તે વિષની વેલી રે. રે જીવ૦-૪
વિષયારસ વિષ વેલડી, શેલડી સેવો ચંગો રે;
પંડીત જનને ભોળવે, ક્ષણમાં દાખે ભંગો રે. રે જીવ૦-૫
નારી વિષય વિસાણીયો, **દશકંધર** દશ શીશો રે;
રાજ રમણી હારી કરી, નરક પડ્યો નિશદિશો રે. રે જીવ૦-૬
એક ઈંદ્રી પરવશ પણે, બંધન પામે જીવો રે;
મયગળ મોહ્યો હાથણી, બંધ પડ્યો કરે રીવો રે. રે જીવ૦-૭
મધુકર મોહ્યો માલતી, લેવા પરિમલ પૂરો રે;
કમળ મિલંતે માંહી રહ્યો, જબ આથમીયો સૂરો રે. રે જીવ૦-૮

દીપ શિખા દેખી કરી, રૂપે મોહ્યો પતંગો રે;
સોના કારણ લોભીયો, હોમે આપણો અંગો રે. રે જીવ૦-૯
નાદ વિનોદે વીંધીયો, હરણ હણ્યો નિજ બાણો રે;
રસના રસે માછલો, બાંધ્યો ધીવર જાળો રે. રે જીવ૦-૧૦
પંડીત **શીળવિજય** તણા, શિષ્ય દીયે આશિષો રે;
શીળસુરંગી ચૂનડી, તે સેવો નિશદીશો રે. રે જીવ૦-૧૧

## શ્રી ખુશાલરતન વિરચિત

# હોકો નહિ પીવા વિષે સજ્ઝાય

(૨૧૫)

હોકો રે હોકો શું કરો રે, હોકો તે નરકનું ઠામ;
જીવ હણાયે અતિ ઘણા રે, વાઉકાય અભિરામ.
ભવિક જન મૂકો હોકાની ટેવ.-૧ એ આંકણી
જ્યાં લગે હોકો પીજીએ રે, ત્યાં લગે જીવ વિનાશ;
પાપ બંધાયે આકરાં રે, દયા તણી નહિ આશ. ભવિક૦-૨
જે પ્રાણી હોકો પીયે રે, તે પામે બહુ દુઃખ;
ઈમ જાણીને પરિહરો રે, પામો બહુલાં સુખ. ભવિક૦-૩
ગજ લગે ધરતી બળે રે, જીવ હણાયે અનંત;
જે નર હોકો મેલશે રે, તસ મળશે ભગવંત. ભવિક૦-૪
દાવાનળ ઘણા પરજળે રે, હોકાનાં ધળ એહ;
નરકે જાશે બાપડા રે, ધર્મ ન પામે તેહ. ભવિક૦-૫
એકેંદ્રી બેઇંદ્રીમાં રે, ફિરે અનંતીવાર;
છેદન ભેદન તાડના રે, તિહાં લહે દુઃખ અપાર. ભવિક૦-૬

વ્યસની જે હોકા તણા રે, તલપ લાગે જબ આપ;
વનમાં વૃક્ષ છેદી કરી રે, અગ્નિ પ્રજ્વલિત કરાય. ભવિક૦—૭
તિહાં ષટ્કાયનાં જીવની રે, હિંસા નિરંતર થાય;
હોકાનું જળ જિહાં ઢાળીયે રે, તિહાં બહુ જીવ હણાય. ભ૦—૮
પોતે પાપ પૂરણ કરે રે, અન્યને દે ઉપદેશ;
વળી અનુમોદન પણ કરે રે, ત્રિકરણ થાયે ઉદ્દેશ. ભવિક૦—૯
મુખ ગંધાયે પીનારનું રે, બેસી ન શકે કોઈ પાસ;
જગમાં પણ રૂડું નહિ રે; પુણ્ય તણો થાય નાશ. ભ૦—૧૦
સંવત અઢારને છોંતેરે રે, ઉજ્વળ શ્રાવણ માસ;
વાર બહસ્પતિ શોભતો રે, પૂનમ દિન શુભ ખાસ. ભ૦—૧૧
**તપગચ્છ** મંડન સેહરો રે, **દાનરતનસૂરિ** રાય;
**મલૂકરતન** શિષ્ય શોભતા રે, આનંદ હરખ ન માય. ભ૦—૧૨
પ્રતાપ પૂરણ ગિરૂઆ ધણી રે, **શિવરતન** તસુ શિષ્ય;
હોકાનાં ફળ ઈમ કહ્યાં રે, **ખુશાલરતન** સુજગીશ. ભ૦—૧૩

### શ્રી રૂપવિજયજી વિરચિત

## શ્રી ઘડપણની સજ્ઝાય

(૨૧૬)

ઘડપણ કાં તું આવીયો રે, તુજ કોણ જુએ છે વાટ;
તું સહુને અળખામણો રે, જેમ માંકણ ભરી ખાટ. ઘડ૦—૧
ગતિ ભાગે તું આવતાં રે, ઉદ્યમ ઉડી રે જાય;
દાંતડલા પણ ખસી પડે રે, લાળ પડે મુખમાંય રે. ઘ૦—૨
બળ ભાગે આંખો તણું રે, શ્રવણે સૂણ્યું નવિ જાય;
તુજ આવે અવગુણ ઘણાં રે, વળી ધોળી હોવે રોમ રાય રે.
ઘડપણ૦—૩

કેડ દુઃખે ગુડા રહે રે, મુખમાં શ્વાસ ન માય;
ગાલે પડે કરચલી રે, રૂપ શરીરનું જાય રે. ઘડપ
જીભલડી પણ લડથડે રે, આણ ન માને કોય;
ઘેર સહુને અળખામણો રે, સાર ન પૂછે કોય રે. ઘડપ
દીકરા તો નાશી ગયા રે, વહુઅર દે છે ગાળ;
દીકરી ન આવે ઢુંકડી રે, સબળ પડ્યો છે જંજાળ રે. ઘડપ
કાને તો ધાકો પડી રે, સાંભળે નહીય લગાર;
આંખે તો છાયા વળી રે,એ તો દેખી ન શકે લગાર રે.
ઉંબરો તો ડુંગર થયો રે, પોળ થઈ પરદેશ;
ગોળી તો ગંગા થઈ રે, તમે જુઓ જરાના વેશ રે.
ઘડપણ વહાલી લાપશી રે, ઘડપણ વહાલી ભિંત;
ઘડપણ વહાલી લાકડી રે, તમે જુઓ ઘડપણની રીત રે.
ઘડપણ તું અકહ્યાગરો રે, અણતેડ્યો મ આવેશ;
જોબનિયું વહાલું રે, જતન હું તાસ કરેશ રે. ઘડપણ
ફટફટ તું અભાગીયા રે, જોવનનો તું કાળ;
રૂપ રંગને ભાગતો રે, તું તો મ્હોટો ચંડાળ રે. ઘડપણ
નીસંસે ઉસ્સસમેં રે, તવને દીજીએ ગાળ;
ઘડપણ કાં તું સરજીયો રે, લાગ્યો માહરે નિલાડ રે. ઘ
ઘડપણ તું સદા વડો રે, હું તુજ કરૂં રે જુહાર;
જે મે કહી છે વાતડી રે, જાણજે તાસ વિચાર રે. ઘડ
કોઈ ન વંછે તુજને રે, તું તો દૂર વસાય;
વિનયવિજય ઉવઝાયનો રે, રૂપવિજય ગુણ ગાય રે. ઘ

# શ્રી નવકારવાલીની સજ્ઝાય

(૨૧૭)

કહેજો ચતુર નર એ કોણ નારી, ધરમી જનને પ્યારી રે;
જેણે જાયા બેટા સુખકારી, પણ છે બાળકુમારી રે. કહેજો૦–૧

કોઇ ઘેર રાતી ને કોઇ ઘેર લીલી, કોઈ ઘેર દીસે પીળી રે;
પંચરૂપી છે બાળકુમારી, મનરંજન મતવાળી રે. કહેજો૦–૨

હૈડા આગળ ઊભી રાખી, નયણાંશું બંધાણી રે;
નારી નહિ પણ મોહનગારી, જોગીશ્વરને પ્યારી રે. કહેજો૦–૩

એક પુરૂષ તસ ઉપર ઠાહે, ચાર સખીશું ખેલે રે;
એક બેર છે તેહને માથે, તે તસ કેડ ન મેલે રે. કહેજો૦–૪

નવ નવ નામે સહુ કો માને, કહેજો અર્થ વિચારી રે;
**વિનયવિજય** ઉવઝાયનો સેવક, **રૂપવિજય** બુદ્ધિ સારી રે.
કહેજો૦–૫

શ્રી યશોવિજયજી ઉપાધ્યાય વિરચિત

# શ્રી કુગુરૂની સજ્ઝાય

(૨૧૮)

શુદ્ધ સંવેગી ક્રીરિયા ધારી, પણ કુટિલાઇ ન મૂકે;
બાહ્ય પ્રકારે ક્રીરિયા પાળી, અભ્યંતરથી ચૂકે.
જિણંદે કપટી કહીયા એહ, એહનું નામ ન લીજે. ૧

રંગેલ કપડાં ખભે ધાબળી, કાખ દેખાડી બોલે;
તરૂણી સુંદર દેખી વિશેષે, પુસ્તક વાંચતાં બોલે. જિણંદે૦–૨

પેંડા દેખી પડઘો કાઢે, પડઘો માન કરાવે;
ખાજાં વહોરે ખાંતે કરીને, પૂરીને વોસિરાવે. જિણંદે૦-૩
જ્ઞાન વિષે ઉપદેશ દેઈને, સૂક્ષમ પરિગ્રહ રાખે;
એ કપટીનું નામ ન લીજે, ઈમ ઉત્સૂત્ર જે ભાખે. જિણંદે૦-૪
તાળી કુટવા સાથે ચાલી, શ્રાવિકા છે દશ બાર;
યાત્રાને મિષે એણી પરે વિચરે, દૂર રહ્યા આચાર. જિણંદે૦-૫
પાશેર ઘીથી કરે પારણું, વળી ખાવે અધ શેર;
તોહિ સાલા ઈણિ પરે બોલે, ઉપવાસે આવે ફેર. જિણંદે૦-૬
બગલાંની પરે પગલાં માંડે, આડું દોઢું જોવે;
મહિલા સાથે બોલે મીઠું, સાધુ વેષ વગોવે. જિણંદે૦-૭
**આચારાંગે** વસ્ત્રનો ભાંખ્યો, શ્વેતને માનોપેતે;
તે તો મારગ દૂરે મૂક્યો, કપડાં રંગે હેતે. જિણંદે૦-૮
બાજીગર જિમ બાજી ખેલે, ધિવર માંડે જાળ;
સંવેગી સુધા મત જાણો, એ સહુ આળ જંજાળ. જિણંદે૦-૯
ઉંચું ઘર અગોચર હોવે, માસ કલ્પ તિહાં કીજે;
સુખ શાતાયે પડિલેહણ ચાલે, સુધા જન્મ ફળ લીજે. જિ૦-૧૦
રાત્રિ જગાવે મહિલા મળીને, ગાવે ગીત રસાળ;
ચાર વિકથાનાં કર્મ જ બાંધે, મનમાં થઈ ઉજમાળ. જિ૦-૧૧
મધ્યાન્હે મહિલાને તેડે, હસીને પૂછે વાત;
અઢારમો ઉપાધાન વહોતો, અમ તુમ મળશે લાત. જિ૦-૧૨
તવ તે કામિની હસીને બોલે, સાચું કહો છો સ્વામ;
ગચ્છવાસી ગુરૂ આવી તે વઢશે, તવ તુમ જાશે મામ. જિ૦-૧૩
નીચું જોઈને ઇણિ પરે ભાંખે, ભણવાનો ખપ કીજે;
ન્હાની વય છે હજીય તુમારી, એક એક ગાથા લીજે. જિ૦-૧૪

ચેટકની પરે પંથે ચાલે, શહેરમાં નીચું જોવે;
ગડબડીયા ગાડાની પરે ચાલે, જિનશાસનને વગોવે. જિ૦-૧૫
રૂમાલ પાઠાં રૂડાં વેચે, જુનાં હાથમાં ઝાલે;
તૃષ્ણા તોયે કિમહી ન મૂકે, વળી જાણે કોઈ આલે. જિ૦-૧૬
છ કાય જીવનો દાહ કરાવે, ઠામ ઠામ પાપ બંધાવે;
આંબિલ તપનું ઓઠું લઇને, કાંઈ અમને વહોરાવે. જિ૦-૧૭
કદાગ્રહમાં પહેલા વ્રતનો, એહને લાગે દોષ;
મૃષાવાદ તો પગ પગ બોલે, તેહનો ન કરે શોષ. જિ૦-૧૮
અદત્ત વસ્તુ અજાણ થઈને, સાધારણ સીરાવે;
ચોથા વ્રતની વાત મ્હોટી, તેહમાં કામ જગાવે. જિ૦-૧૯
વિધવા પાસે વિહ્વલ થઇને, કામ કુસંગી માગે;
વાયસની પરે મૈથુન સેવે, ચોથાવ્રતને ભાગે. જિણંદે૦-૨૦
મૈથુન સેવે પરિગ્રહ રાખે, પ્રૌઢા પાતક બાંધે;
રાસભની પરે લોટચા હીંડે, વળી ઉપાડે ખાંધે. જિણંદે૦-૨૧
છઠ અઠ્ઠમાદિ ને અઠાઈ, નામ ધરાવે તપસી;
મહિમા કારણ રાત્રે ખાવે, પ્રગટે તવ હોય હાંસી. જિ૦-૨૨
નગર પિંડોળીયા થઈને નિર્લજ, પાસત્થા થઈ બેસે;
ચોરાશી ગચ્છ વહોરી ખાવે, મોટા ઘરમાં પેસે. જિણંદે૦-૨૩
મુખે મુહપત્તિ રાખી બોલે, હાથે કરે છે ચાળા;
માંહો માંહે સાને સમજે, આંખે કરે છે ટાળા. જિ૦-૨૪
એ કપટીનો સંગ નિવારો, જેણે એ ભેખ વિગોયો;
ભેખ ઉત્થાપી મહાએ ભુંડે, મનુષ્ય જન્મ ફળ ખોયો. જિ૦-૨૫
આદિ થકી અરિહંત આચારજ, ઉપાધ્યાયને સાધુ,
ધોળે ભેખે સહુ ઇમ બોલે, વારૂને આરાધું. જિ૦-૨૬

મૂળ પંથ મિથ્યાત્વે ચાલે, સમજતો નહિ લેશ,
જિનમતનો મારગ છાંડીને, કલહો કરે વિશેષ. જિ૦-૨૭
આપમતિનો સંગ તજીને, સાધુ વચને રહીએ;
વાચક જસ ઈમ બોલે, જિન આજ્ઞા શિર વહીએ. જિ૦-૨૮

---

## શ્રી ગુણવિજયજી વિરચિત.

# શ્રી સર્વાર્થસિદ્ધ વિમાનની સજ્ઝાય

(૨૧૯)

સુતસિદ્ધારથ ભૂપનો રે. એ રાગ.

જગદાનંદન ગુણનિલો રે, ત્રિશલાનંદન વીર;
છોરૂની પરે શીખવે રે, પુણ્ય કરો નિશ દિશો રે.
પુણ્ય ન મૂકીએ.
જેહથી શિવ સુખ હોય રે, તે કેમ ચૂકીએ. ૧ એ આંકણી.
પુન્યે સર્વારથ સાધીએ રે, સુર નર સુખ અતીવ;
તે વિવરીને હું કહું રે, સાંભળજો ભવિ જીવો રે. પુણ્ય૦- ૨
સર્વાર્થસિધ્ધે અછે રે, ચંદરવો ચોસાળ;
મોતી ઝુમખો તિહાં વડો રે, ઓપે ઝાકઝમાળ રે. પુણ્ય૦- ૩
એક વચ્ચે મોતી વડું રે, ચોસઠ મણનું માન;
ચાર મોતી તસ પાખતી રે, બત્રીસ મણનાં પ્રધાનો રે. પુ૦- ૪
સોળ મણાં વળી શોભતાં રે, અડ મુક્તાફળ ચંગ;
આઠ મણાં સોળ જ સુણો રે, આણી રંગ અભંગો રે. પુ૦- ૫

ચાર મણું વળી ચિત્તહરૂ રે, મુક્તાફળ બત્રીશ;
એ મણુ કેરાં મનોહરૂ રે, ચોસઠ કહે જગદીશો રે. પુણ્ય૦– ૬

એક મણા વળી જાણજો રે, એકસોને અઠ્ઠાવીશ;
તેહનું વર્ણન સાંભળી રે, કોણુ ન ધૂણે શીશો રે. પુ૦– ૭

સરવાળે સઘળાં મળી રે, દોયસેં ત્રેપન હોય;
વલયાકારે જાણજો રે, તે મોતી સહુ કોય રે. પુણ્ય૦– ૮

પવન લહેરશું પ્રેરીયાં રે, સમકાળે તે જામ;
મુખ્ય મોતીશું આફળે રે, રણુણુ ઝણુણુ તામો રે. પુ૦– ૯

મધુર નાદમેં સુંદરૂં રે, થાયે તેહ વિમાન;
સુર રાજા તેહશું ઘણો રે, કુણુ કહે બુદ્ધિ નિધાન રે. પુ૦–૧૦

તે માટે તે દેવતા રે, અતિ સુખીયા પુણ્યવંત;
તિણે નાટક લીલા લહેરે, માને સુખ અનંતો રે. પુણ્ય૦–૧૧

તેત્રીશ સાગર આઉખું રે, જાતું ન જાણે તેહ;
**સિદ્ધપાહુડે** વીરજી રે, અવિતથ્થ ભાખ્યું એહો રે. પુ૦–૧૨

છઠ્ઠ તણો તપ હોત જો રે, તો પહોંચત નિરવાણ;
**સિદ્ધશિલા** તિહાંથી અછેરે, જોજન બાર પ્રમાણો રે. પુ૦–૧૩

એક વાર ઈહાં અવતરી રે, દીક્ષા ગ્રહી ગુરૂ પાસ;
કેવળજ્ઞાન લહી કરી રે, પહોંચે શિવ સુખ વાસો રે. પુ૦–૧૪

તેત્રીશ સહસ વરસ પછી રે, ભૂખ તણી રૂચી હોય;
તરત અમૃતમય પરિણમે રે, લવ સત્તમ સુર જોયો રે. પુ૦–૧૫

પુણ્યે શિવસુખ સંપદા રે, પુણ્યે લીલ વિલાસ;
**ગુણવિજય પ્રભુ શું કહેરે**, પુણ્ય થકી ફળે આશોરે. પુ૦–૧૬

## શ્રી પદ્મવિજયજી વિરચિત
# વણઝારાની સજ્ઝાય
( ૨૨૦ )

નર ભવ નયર સોહામણું વણઝારા રે, પામીને કરજે વ્યાપાર,
અહો મોરા નાયકરે.
સત્તાવન સંવર તણી, વણ૦ પોઠી ભરજે ઉદાર. અહો૦-૧
શુભ પરિણામ વિચારતા, વણ૦ કરિયાણાં બહુ મૂલ; અહો૦
મોક્ષ નગર જાવા ભણી, વણ૦ કરજે ચિત્ત અનુકૂલ. અહો૦-૨
ક્રોધ દાવાનલ ઓલવે, વણ૦ માન વિષય ગિરિરાજ; અહો૦
ઓલંઘજે હળવે કરી, વણ૦ સાવધાન કરે કાજ. અહો૦-૩
વંશ જાલ માયા તણી, વણ૦ નવિ કરજે વિસરામ; અહો૦
ખામી મનોરથ ભટ તણી, વણ૦ પૂરણનું નહિ કામ. અહો૦-૪
રાગ દ્વેષ દોય ચોરટા, વણ૦ વાટમાં કરશે હેરાન; અહો૦
વિવિધ વીર્ય ઉલ્લાસથી, વણ૦ તે હણજે રે ઠાય. અહો૦-૫
એમ સવિ વિઘન વિદારીને, વણ૦ પહોંચજે શિવપુર વાસ; અ૦
ક્ષય ઉપશમ જે ભાવના, વણ૦ પોઠે ભર્યા ગુણરાશ. અહો૦-૬
ખાયક ભાવે તે થશે, વણ૦ લાભ હોશે તે અપાર; અહો૦
ઉત્તમ વણજ જે એમ કરે, વણ૦ પદ્મ નમે વારંવાર. અ૦-૭

## શ્રી વીરવિજયજી વિરચિત
# સોદાગરની સજ્ઝાય
(૨૨૧)

લાવો લાવો ને રાજ મુંઘાં મુલનાં મોતી.-એ રાગ.

સુણ સોદાગર બે, દિલકી બાત હમેરી,

તેં સોદાગર દૂર વિદેશી, સોદા કરનકું આયા;
મોસમ આયે માલ સવાયા, રતનપુરીમાં ઠાયા. સુણ૦-૧
તિનું દલાલકું હર સમઝાયા, જિનસે બહોત ન ફાયા;
પાંચું દીવાનું પાઉં જડાયા, એકકું ચોકી બીઠાયા. સુણ૦-૨
નફા દેખ કર માલ બહિરણાં, ચુઆ કટે ન ચું ધરના;
દોનું દગાબાજી દૂર કરનાં, દીપકી જ્યોતે ફિરનાં. સુણ૦-૩
ઓર દિન વલી મહેલમેં રહનાં, બંદરકું નહિ લાનાં;
દશ સહેરશેં દોસ્તીહિ કરનાં, ઉનસેં ચિત્ત મિલાનાં. સુ૦-૪
જનહર તજનાં જિનવર ભજનાં, સજના જિનકું દલાઈ;
નવસરહાર ગલેમેં રખનાં, જખનાં લખકી કટાઈ. સુણ૦-૫
શિર પર મુગટ ચમર ઢોલાઈ, અમ ઘર રંગ વધાઈ;
શ્રી **શુભ વીરવિજય** ઘર જાઇ, હોત સતાબી સગાઈ. સુ૦-૬

શ્રી રત્નતિલક મુનિ વિરચિત

## કાયાની સજ્ઝાય

(૨૨૨)

કાયા રે વાડી કારમી, સીચંતાં રે સૂકે;
ઉઠ કોડ રોમાવલી, ફલ ફૂલ ન મૂકે. કાયા૦-૧
કાયા માયા કારમી, જોવંતાં જાશે;
મારગ લેજો મોક્ષનો, જીવડો સુખ પાશે. કાયા૦-૨
અરિહંત આંબો મોરીયો, સામાયિક થાણે;
મંત્ર નવકાર સંભારજો, સમકિત શુદ્ધ ઠાણે. કાયા૦-૩
વાડી કરો વિરતી તણી, સવિ લોભ નિવારો;
શીલ સંયમ દોનું એકઠાં, ભલી પેરે પારો. કાયા૦-૪

## શ્રી પદ્મવિજયજી વિરચિત

# વણુઝારાની સજ્ઝાય

(૨૨૦)

નર ભવ નયર સોહામણું વણુઝારા રે, પામીને કરજે વ્યાપાર,
અહો મોરા નાયકરે.
સત્તાવન સંવર તણી, વણુ૦ પોઠી ભરજે ઉદાર. અહો૦-૧
શુભ પરિણામ વિચારતા, વણુ૦ કરિયાણાં બહુ મૂલ; અહો૦
મોક્ષ નગર જાવા ભણી, વણુ૦ કરજે ચિત્ત અનુકૂલ. અહો૦-૨
ક્રોધ દાવાનલ ઓલવે, વણુ૦ માન વિષય ગિરિરાજ; અહો૦
ઓલંઘજે હળવે કરી, વણુ૦ સાવધાન કરે કાજ. અહો૦-૩
વંશ જાલ માયા તણી, વણુ૦ નવિ કરજે વિસરામ; અહો૦
ખામી મનોરથ ભટ તણી, વણુ૦ પૂરણનું નહિ કામ. અહો૦-૪
રાગ દ્વેષ દોય ચોરટા, વણુ૦ વાટમાં કરશે હેરાન; અહો૦
વિવિધ વીર્ય ઉલ્લાસથી, વણુ૦ તે હણજે રે ઠાય. અહો૦-૫
એમ સવિ વિઘન વિદારીને, વણુ૦ પહોંચજે શિવપુર વાસ; અ૦
ક્ષય ઉપશમ જે ભાવના, વણુ૦ પોઠે ભર્યાં ગુણરાશ. અહો૦-૬
ખાયક ભાવે તે થશે, વણુ૦ લાભ હોશે તે અપાર; અહો૦
ઉત્તમ વણુજ જે એમ કરે, વણુ૦ **પદ્મ** નમે વારંવાર. અ૦-૭

## શ્રી વીરવિજયજી વિરચિત

# સોદાગરની સજ્ઝાય

(૨૨૧)

લાવો લાવો ને રાજ મુંઘાં મુલનાં મોતી.—એ રાગ.

સુણુ સોદાગર બે, દિલકી બાત હમેરી,

તેં સોદાગર દૂર વિદેશી, સોદા કરનકું આયા;
મોસમ આયે માલ સવાયા, રતનપુરીમાં ઠાયા. સુણ૦-૧
તિનું દલાલકું હર સમઝાયા, જિનસે બહોત ન ફાયા;
પાંચું દીવાનું પાઉં જડાયા, એકકું ચોકી બીઠાયા. સુણ૦-૨
નફા દેખ કર માલ બહિરણાં, ચુઆ કટે ન ચું ઘરના;
દોનું દગાબાજી દૂર કરનાં, દીપકી જ્યોતે ફિરનાં. સુણ૦-૩
ઓર દિન વલી મહેલમેં રહનાં, બંદરકું નહિ લાનાં;
દશ સહેરશેં દોસ્તીહિ કરનાં, ઉનસેં ચિત્ત મિલાનાં. સુ૦-૪
જનહર તજનાં જિનવર ભજનાં, સજના જિનકું દલાઈ;
નવસરહાર ગલેમેં રખનાં, જખનાં લખકી કટાઈ. સુણ૦-૫
શિર પર મુગટ ચમર ઢોલાઈ, અમ ઘર રંગ વધાઈ;
**શ્રી શુભ વીરવિજય** ઘર જાઇ, હોત સતાબી સગાઈ. સુ૦-૬

### શ્રી રત્નતિલક મુનિ વિરચિત

## કાયાની સજઝાય

(૨૨૨)

કાયા રે વાડી કારમી, સીચંતાં રે સૂકે;
ઉઠ કોડ રોમાવલી, ફલ ફૂલ ન મૂકે. કાયા૦-૧
કાયા માયા કારમી, જોવંતાં જાશે;
મારગ લેજો મોક્ષનો, જીવડો સુખ પાશે. કાયા૦-૨
અરિહંત આંબો મોરીયો, સામાયિક થાણે;
મંત્ર નવકાર સંભારજો, સમકિત શુદ્ધ ઠાણે. કાયા૦-૩
વાડી કરો વિરતી તણી, સવિ લોભ નિવારો;
શીલ સંયમ દોનું એકઠાં, ભલી પેરે પારો. કાયા૦-૪

પાંચ પુરૂષ દેશાવરી, બેઠા એણી ડાલી;
ફૂળ ચૂંટીને ચોરીઆ, ન કરી રખવાલી. કાયા૦-૫
ઈણુ વાડી એક સૂડલો, સુખ પિંજર બેઠો;
બહુત જતન કરી રાખીઓ, જાતો કિણુહી ન દીઠો. કા૦-૬
ભોળપણે ભવ હારીયો, મતી મોડી સંભાલી;
રત્નચિંતામણી સારીખી, કાંઈ ગાંઠ ન વાલી. કાયા૦-૭
**રત્નતિલક** સેવક ભણે, સુણે જો વનમાલી;
વાડ ભલી પરે પાળજો, કરજો ઢંગ વાલી. કાયા૦-૮

---

શ્રી હર્ષમુનિ વિરચિત

# હોંશીડાની સજ્ઝાય

( ૨૨૩ )

હોંશીડા ભાઈ હોંશ ન કીજે મહોટી,
વાવી છે બંટી બાજરી તો શાલી કેમ લહિયે મોટીરે; હોં૦
જેણે દીધું તેણે લીધું જે દેશે તે લેશે;
જેણે નવિ દીધું તેણે નવિ લીધું, દીધા વિના કેમ લેશેરે. હોં૦-૧
વાવ્યા વિના કર્ષણુ કેમ લહીયે, સેવ્યા વિના કેમ ઠરીયે;
પુણ્ય વિના મનોરથ મોટા, દીધા વિણુ કેમ કરીયે રે. હોં૦-૨
શીસાની અકોટી આપી, તરૂવાની ત્રોટી;
તે સોનાર કને કેમ માગીશ, સોનાની કરી મોટી રે. હોં૦-૩
**શાલિભદ્ર ધન્નો કયવન્નો, મૂલદેવ ધનસાર;**
પુણ્ય વિશેષે પ્રત્યક્ષ પામ્યા, અલવેસર અવતાર રે. હોં૦-૪

એવું જાણી રૂડું પામી, કરજો ધર્મ સખાઈ;
સાધુ હર્ષ કરજોડી વીનવે, દીધું લેશે ભાઈ રે. હોં૦–૫

---

# શ્રી મધુબિંદુની સજ્ઝાય

(૨૨૪)

ઢાળ

સરસતી મુજ રે, માતા દ્યો વરદાન રે,
પૂછે ગૌતમ રે, ભાખે શ્રી વર્દ્ધમાન રે;
છંડો ગિરૂઆરે, વિરૂઆ વિષયનું ધ્યાન રે,
વિષયારસ રે, છે મધુબિંદુ સમાન રે.

ત્રુટક

મધુબિંદુ સરીખો વિષય નિરખો, જોઈ પરખો ચિત્તશું,
નર જનમ હાર્યો મોહ ગાર્યો, પિંડ ભાર્યો પાપશું;
કંતાર પડીયો નાગ નડીયો, કોઈ દેવાણુપ્પિયો,
વડવૃક્ષ જડીયો વેગે ચડીઓ, રંક રડીઓ છપ્પિયો.–૧

ઢાળ

વડ હેઠળ રે, કૂપ અછે અસરાળ રે,
હોય અજગર રે, મગર જિસ્યા વિકરાળ રે;
ચિહું પાસે રે, ચાર ભુજંગમ કાળ રે,
વળી ઉપર રે, મોટો છે મહુયાલ રે.

ત્રુટક

મહુયાલ માખી રગત ચાખી, ચંચુ રાખીને રહી,
ઢંઢોલતો ગજરાજ ધાયો, પડત વડવાઈ ગ્રહી;

વડવાઈ કાપે ઉંદર આપે, તાપ સંતાપે ગ્રહ્યો
મધુ થકી ગળીઓ બિંદુ ઢળીયો, તેણે સુખ લીણો ૨૬

ઢાળ

એહ સંકટ રે, છોડણ દેવ દયાળ રે,
દુઃખ હરવા રે, વિદ્યાધર તતકાળ રે
ઉદ્ધરવારે, ધરીયું તાસ વિમાન રે,
ઓ આવે રે, મધુબિંદુ કરે સાન રે

ત્રુટક

મધુબિંદુ ચાખે વચન ભાખે, કર લાલચ લખ વળી
વાર વાર રાખે સાન પાખે, રહો ક્ષણ એક પર
તસ ખેચર મળીયો વેગે વળીયો, રંક રળીયો તે નર
મધુબિંદુ ચાટે વિષય સાટે, કહ્યો ઉપનય જગર

ઢાળ

ચોરાશી લખ રે, ગતિ વાસી કાંતાર રે,
મિથ્યામતિ રે, ભૂલો ભમે સંસાર રે
જરા મરણા રે, અવતરણા એ કૂપ રે,
આઠ ખાણી રે, પાણી પગઈ સરૂપ રે

ત્રુટક

આઠ કર્મ ખાણી હોય જાણી, તિરિય નિરયા અજગરા
ચારે કષાયા મોહ માયા, લંબકાયા વિષ
હોય પક્ષ ઉંદર મરણ ગજવર, આયુ વડવાઈ વટા
ચટકા વિયોગા રોગ શોગા, ભોગ યોગા સામ

**ઢાળ**

વિદ્યાધર રે, સદ્‌ગુરૂ કરે સંભાળ રે,
તેણે ધરીયું રે, ધર્મ વિમાન વિશાળ રે;
વિષયારસ રે, મીઠો જેમ મહુયાલ રે,
પડખાવે રે, બાળ યૌવન વય કાળ રે.

**ત્રોટક**

રહ્યો બાળ યૌવન કાળ તરૂણી, ચિત્તહરણી નિરખતો,
ઘરભાર યુત્તો પંક ખુત્તો, મદવિગુત્તો પોષતો;
આનંદ આણી જૈન વાણી, ચિત્ત જાણી જાગીયે,
**ચરણપ્રમોદ** સુશિષ્ય જંપે, અચળ સુખ એમ માગીયે.-૫

## શ્રી ધર્મસિંહમુનિ વિરચિત

# શ્રી સામાયિકની સજ્ઝાય

(૨૨૫)

કર પડિક્કમણું ભાવશું, દોય ઘડી શુભધ્યાન લાલ રે;
પરભવ જાતાં જીવને, સંબલ સાચું જાણુ લાલ રે. કર૦-૧
**શ્રીવીર** મુખે ઈમ ઉચ્ચરે, **શ્રેણિક** રાય પ્રત્યે જાણુ લાલ રે;
લાખ ખાંડી સોના તણી, દીયે દિન પ્રત્યે દાન લાલ રે. કર૦-૨
લાખ વરસ લગે તે વળી, એમ દીયે દ્રવ્ય અપાર લાલ રે;
એક સામાયિકને તોલે, ન આવે તેહ લગાર લાલ રે. કર૦-૩
સામાયિક ચઉવિસત્થો ભલું, વંદન દોય દોય વાર રે;
વ્રત સંભાળો રે આપણા, તે ભવ કર્મ નિવાર લાલ રે. કર૦-૪
કર કાઉસગ્ગ શુભ ધ્યાનથી, પચ્ચખ્ખાણ સૂધું વિચાર લાલ રે;
દોય સંધ્યાયે તે વળી, ટાળો ટાળો અતિચાર લાલ રે. કર૦-૫

શ્રી સામાયિક પ્રતાપથી, લહીયે અમર વિમાન લાલ રે;
ધર્મસિંહ મુનિ એમ ભણે, એ છે મુક્તિ નિદાન લાલ રે.કર૦—૯

---

શ્રી વિજયભદ્ર વિરચિત

# શિયળ વિષે સજ્ઝાય

(૨૨૬)

ઢાળ

એ તો નારી રે, બારી છે દુર્ગતિ તણી,
છાંડ સંગત રે, મૂરખ તું પર સ્રી તણી;
જીવ ભોળા રે, ડોળા તેહ શું મમ કરે,
શીખ માની રે, છાની વાત તું પરિહરે.—૧

ત્રુટક

જો વાત કરીશ પરનારી સાથે, લોક સહુ હેરે અછે,
રાય રાંક થઈને રઝ્યા રાને, સુખે નહીં બેસે પછે;
એ મદનમાતી વિષયરાતી, જેસી કાતી કામિની,
પહેલું તો વળી સુખ દેખાડે, પછે પછાડે ભામિની.—૨

ઢાળ

કર પગના રે, નયણુ વયણુ ચાળા કરી,
બોલાવી રે, નર લેઈ ધાયે સુંદરી;
ભોળાવી રે, હાવ ભાવ દેખાડશે,
પગે લાગી રે, મરકલડે મન પાડશે.—૩

ત્રુટક

એ પાસ પાડે ધન ગમાડે, માન ખંડે લે લછી,
બોલંતી રૂડી ચિત્ત કૂડી, કૂડ કપટની કોથળી;
એ નર અમૂલક વ્યસન પડીઓ, પછે ન પોસાય પાયકો,
દિવાન દંડે માન ખંડે, માર સહે પછે રાયકો.—૪

ઢાળ

છાંડી દેશો રે, વેશ્યાનાર લંપટ નરા,
સહુ સધવા રે, વિધવા દાસી દૂરે કરા;
જા નારી રે, રૂપ દેખી જીવ એહ તણું,
ઊભો રહી રે, એહ સામું મમ જો ઘણું.—૫

ત્રુટક

ઘણું મ જોઇશ એહ સામું, કૂલ સ્ત્રી દીઠે નવિ ગમે,
જિમ શૂની પૂંઠે શ્વાન હીંડે, તિમ પરનારી પૂંઠે કાં ભમે;
જિમ બિલાડો દૂધ દેખે, ડોલે ડાંગ ન દેખે એ,
પરનાર પેંધો પુરૂષ પાપી, કીસ્યો ભય ન લેખે એ.—૬

ઢાળ

ફૂલ વેણી રે, શિર સિંદૂર સેંથો ભર્યો,
તે દેખી રે, ફટ મૂરખ મન કાં ફર્યો;
દેખી ઢીલાં રે, ઢીલી ઇંદ્રિય કરી ગહગહ્યો,
શિર રાખડી રે, આંખે દેઇ તું કાં રહ્યો.—૭

ત્રુટક

કાં રહ્યો મૂરખ આંખે દેઈ, શણગાર ભાર એણે ધર્યા,
એ ઉલી જિહ્વા, આંખે પીયા કાન કૂપા મળ ભર્યા;

નારી અગ્નિ પુરૂષ માખણ, બોલ બોલતાં પીગળે,
આ દેહમાં શું સાર દીઠો, મૂઢ મોહીઆ કાં કરે.—૮

ઢાળ

ઇંદ્રિય વાહ્યો રે, જીવ અજ્ઞાની પાપીઓ,
માને નરકહ રે, સ્વર્ગ કરી વિષ વ્યાપીઓ;
કાં ભૂલો રે, શણગાર દેખી એહના,
જાણો પ્રાણી રે, એ છે દુઃખની અંગના.—૯

ત્રુટક

અંગના તું છોડી છોડ રે, જસ કીર્તિ સઘળે લહે,
કુશીલનું જો નામ લીએ કો, પરલોક દુર્ગતિ દુઃખ સહે;
વિજયભદ્ર બોલે જે નવિ ડોલે, શિયળ થકી જે નરવરા,
તસ પાયે લાગું સેવા માગું, જે જગમાંહે જયકરા.—૧૦

## શ્રી સમયસુંદર વિરચિત

# ધોબીડાની સજ્ઝાય

( ૨૨૭ )

ધોબીડા તું ધોજે મનનું ધોતીયું રે, રખે રાખતો મેલ લગાર રે;
એણે રે મેલે જગ મેલો કર્યો રે, અણધોયું ન રાખ લગાર રે. ધોબીડા૦—૧

જિનશાસન સરોવર સોહામણું રે, સમકિત તણી રૂડી પાર રે;
દાનાદિક ચારે બારણાં રે, માંહી નવતત્ત્વ કમળ વિશાળ રે. ધોબીડા૦—૨

તિહાં ઝીલે મુનિવર હંસલા રે, પીયે છે જપ તપ નીર રે;
શમ દમ આદે જે શિલા રે,તિહાં પખાલે આતમ ચીર રે. ધો૦—૩

તપવજે તપ તડકે કરી રે, જાળવજે નવ બ્રહ્મ વાડ રે;
છાંટા ઉડાડે પાપ અઢારના રે, એમ ઉજળું હોશે તતકાળ રે.
ધોબીડા૦–૪
આલોયણ સાબુડો સૂધો કરે રે, રખે આવે માયા સેવાળ રે;
નિશ્ચે પવિત્રપણું રાખજે રે, પછે આપણા નિયમ સંભાળ રે.
ધોબીડા૦–૫
રખે મૂકતો મન મોકળું રે, પડ મેલીને સંકેલ રે;
સમયસુંદરની શીખડી રે, સુખડી અમૃતવેલ રે. ધો૦–૬

## શ્રીવિશુદ્ધવિમલ વિરચિત

# યૌવનની અસ્થિરતાની સજ્ઝાય

( ૨૨૮ )

જો જો રે એ જોબનીયું મેં, જાણ્યું કેઈ દિન રહેશે રે;
ઘણા દિવસની પ્રીતડી કાંઈ, જાતું મુજને કહેશે રે. જો જો૦–૧
જોબનવય જુવતી રસ રાતો, ધન કારણ બહુ ધાતો રે;
પુદ્‌ગલશું નિશદિન રહ્યો રાતો, કાળ ન જાણ્યો જાતો રે. જો૦–૨
જાતે રે પણ જોબનીયે, વળી જરા રાક્ષસી મેલી રે;
સર્વ લોહી ચૂસી લીયે એ, તિલને જિમ કરે તેલી રે. જો૦–૩
કાળા તે ધોળા થયા એ, તનનો જોરો ભાંગ્યો રે;
ઈચ્છા અંધેર કરી બહુ વાધે, લોભ પિશાચ તે લાગ્યો રે. જો૦–૪
શ્રવણે કાંઈ સુણે નહિ એ, આંખે પણ નવિ સૂઝે રે;
લાખો ગમે લાળ ચૂવે, મૂરખ તોહિ ન બુઝે રે. જો જો૦–૫
દાંત સવિ મુખથી ગયા એ, હાથ પગ નવિ હાલે રે;
ચિંત્યો કામ એ નવિ થાયે, એ ઘડપણ બહુ સાલે રે. જો૦–૬

સજ્જન વર્ગ સહુ એમ ભાંડે, જડ તે શું એ જાણે રે;
લવ લવ કરતો લાજ નહીંએ, કોણ ગણે તૃણ તોલે રે. જો૦–૭
વંઠેલ વહુરો એણી પરે બોલે, તાતચાડીયો તાણો રે;
લાઠી લેઈ લૂંડીને હાંકે, એ વૃદ્ધ તણાં સુખ માણો રે. જો૦–૮
કટુક વચન સુણી એમ શ્રવણે, શિર ધુણે બહુ ઝુરે રે;
જરાએ જીરણ કર્યોએ, આંખે આંસુ ચૂવે રે. જો જો૦–૯
સાત લલા આવી ચડયા એ, કેહને જઈને કહીએ રે;
અવસરે તું ચેત્યો નહિ પ્રાણી,સમતાએ હવે સહીએ રે. જો૦૧૦
હૈ હૈ જન્મ એળે ગયો એ, સ્વજન કિણ રંગ શું મોહીઓ રે;
પાપ કરી આણીને પોષ્યો, નરભવ એળે ખોયો રે. જો૦–૧૧
જાણંતાં પણ કેઈ ભવિ પ્રાણી, કરિ જિમ કચરે ખૂંચે રે;
મોહ મહાજાલે ગુંથાણા, ખેલે મશક જિમ ગૂંચે રે. જો૦૧૨
એહવું જાણી ચિત્તમાંહિ આણી, પુણ્ય કરો ભવિ પ્રાણી રે;
જન્મ જરા કરવું નહિ હોવે, ઈમ કહે કેવળનાણી રે. જો૦૧૩
પંડિત **વીરવિમળ** ગુરૂ સેવક, **વિશુદ્ધ** કહે ચિત્ત ધરજો રે;
એ સંસાર અસાર મન આણી, ધર્મ તે વહેલો કરજો રે.
જો જો૦–૧૪

---

## શ્રી દેવવિજયજીવાચક વિરચિત

# શ્રી અષ્ટમીની સજ્ઝાય

(૨૨૯)

શ્રી સરસ્વતી ચરણે નમી, આપો વચન વિલાસ; ભવિયણ.
અષ્ટમી ગુણ હું વર્ણવું, કરી સેવકને ઉલ્લાસ. ભવિયણ.–૧

અષ્ટમી તપ ભાવે કરો, આણી હર્ષ ઉમેદ; ભવિયણ.
તો તુમે પામશો ભવ તણો, કરશો કર્મનો છેદ. ભવિ૦ અ૦-૨
અષ્ટપ્રવચન તે પાળીએ, ટાળીએ મદનાં ઠામ; ભવિયણ.
અષ્ટ પ્રાતિહાર્ય મન ધરી, જપીએ જિનનું નામ. ભ૦ અ૦-૩
એહવો તપ તુમે આદરો, ધરો મનમાં જિનધર્મ; ભવિયણ.
તો તુમે અપવાદથી છુટશો,ટાળશો ચિહું ગતિમર્મ. ભ૦ અ૦-૪
જ્ઞાન આરાધન એહ થકી, લહીએ શિવ સુખ સાર; ભવિ૦
આવાગમન જન નહિ હૂએ, એ છે જગ આધાર. ભ૦ અ૦-૫
તીર્થંકર પદવી લહે, તપથી નવે નિધાન; ભવિયણ.
જુઓ મલ્લિકુમરી પરે, પામે તે બહુ ગુણ જ્ઞાન. ભ૦ અ૦-૬
એ તપના છે ગુણ ઘણા, ભાંખે શ્રી જિન ઈશ; ભવિયણ.
શ્રીવિજયરત્નસૂરીંદનો, વાચક **દેવસૂરીશ**. ભવિ૦ અ૦-૭

## શ્રી સહજસુંદર વિરચિત

# શ્રી કાયાપુર પાટણની સજ્ઝાય

( ૨૩૦ )

કાયાપુર પાટણ રૂઅડો, પેખો પેખો નવ પોલ માન રે;
હંસ રાજા રંગે રમે રાજિયો રે, મળીયો મળીયો મન પરધાન
રે. કાયા કારમી.-૧
જીવ જાણે જે સર્વ માહરૂં, કૂડો કૂડો કુટુંબ સંઘાત રે;
રાત્રે જેમ પંખી બેસે એકઠાં, ઉડી ઉડી જાય પ્રભાત રે. કા૦-૨
એક જીવ તણી વેલડી, કરહલા દોય ચરંત રે;
એક કાળોને બીજો ઉજળો, દિન દિન વેળા ઘટંત રે. કા૦-૩
એક તરૂવર ઘનરસ ચડે, એક પડે પીંપળ પાન રે;
ચતુર પણ જોજો પારખું, હીયડે ધરજો અરિહંત ધ્યાન રે.
કાયા૦-૪

ઈણુ વાટે નથી બેઠા વાણીયા, વળી નથી હાટનું ઠામ રે;
એવું જાણી સાથે લેજો સંબળો, વેગળું છે મુક્તિનું ગામ રે.
કાયા૦–૫

આપણો આતમા બાલુડો, સરસ જોબન લહે વેષ રે;
મુક્તિ રમણી પરણાવજો, **સહજસુંદર** ઉપદેશ રે. કા૦–૬

શ્રી લાભવિજયજી કૃત

# ઘીના ગુણની સજઝાય

(૨૩૧)

## દોહા

ભવિયણ ભાવ ઘણો ધરી, આણી ગુણની શ્રેણિ;
સૂપડાં સરખાં થાય જો, ચાળણી પરે મહજેણિ.—૧
સાપ તણા ગુણ મ આણજો, ગાય તણા ગુણ આણ;
જુઓ ચાર નીરસ ચરી, આપે ઘૃત અહિનાણ.—૨
ઘૃત તણા ગુણ વર્ણવું, સાંભળજો નર નાર;
વસ્તુ સઘળી જોઈ સહી, ઘૃત સમી નહિ સંસાર.—૩

## ઢાળ ચોપાઇની દેશી

ઘૃત રૂપ વાધે બળ કાંતિ, ઘૃત ક્રોધે થાયે ઉપશાંતિ;
લુખું ધાન્ય તે દોહીલું પચે, ઘૃત સહિત સહુ કોને પચે.–૪
કુકસ બાકસ જેહમાં ઘૃત, તેહ ધાન્ય લાગે અમૃત;
વાણીયા બ્રાહ્મણ સર્વ સુજાણ, ઘૃત પામે તે ધ્રુજે પ્રાણ.–૫
હાથ પગ ઉતર્યા સંધાય, ઢીલ તણા તે ખોડા જાય;
ઘૃતની પરે વિગલ કહેવરાય, એ ઉપમા ઘૃતને દેવરાય.–૬

બાળકને ઘૃત વહાલું સહી, રોઈને રોટી ઘી લેહી;
વળી લહે એક વાર તે રગે, ઘૃત જિમે દેહી તગતગે.–૭
ઘૃત થકી નારાં પૂરાય, સુવાવડી પણુ ઘીઅ જ ખાય;
બળદ પીએ તો માતો થાય, ઘી ખાધે નબળાઈ જાય.–૮
ઊભા રહીને ઘી પીજીએ, તેજ સબળ આંખે કીજીએ;
ગાયનું ઘી હરે સવિ વાય, વ્યાધિ સર્વે ઘીથી જાય.–૯
શાક પાક થાય ભલાં ઘીથી, બીજું એહવું ઓસડ નથી;
ઘીનો દીવો માંગલિક કહ્યો, ઘીએ જમાઇ રીસાતો રહ્યો.–૧૦
ન્હાના મહોટા કુલેર કરે, થીજ્યું હોય તો લબકો ભરે;
સુંવાળું ગલગલ ઉતરે, સીહાંરી હોય તો માખણુ હરે.–૧૧
સાસુ જમાઈ કરવા મેળ, કોષ ઉપાડી કીધો ભેળ;
ખલહળ નામે ભલી કહેવાય, ઘી પીરસે તો પ્રીત જ થાય.–૧૨
વરે પૂછે ઘી કેતું વચ્યું, ઘીઅ પખે તે લેખું કહ્યું;
ઘી સંચો રે વિવાહ અછે, બીજી વસ્તુ લેશું પછે.–૧૩
ઘૃતદાને સમકિત આણીયે, **ધન્નો** સારથપતિ જગ જાણીયે;
બ્રાહ્મણને ઘી વખાણીયા, નિત્ય જમે પુણ્યવંત વાણીયા.–૧૪
પામર ખાયે પર વિવાહે, કરપી ખાયે પર ઘર જાયે;
ઉંદર સાપ વૃક્ષ તે થાય, ધન ઉપર પરઠી રહે પાય.–૧૫
બુધવારે ઘી ટીલું કરે, શૂળ રોગ ઉપદ્રવ હરે;
ઘરડાને ઘી વહાલું સહી, જૂના હાડ રહે ઘીથી લહી.–૧૬
પાટી પીડું ઘી મૂકીએ, ઘાવ વળી ગુંમડ ત્રહ દીએ;
ઘી ખાધે તપ સોહિલો થાય, પગ બળ નયણે તેજ કહાય.–૧૭
છતું ઘીય જે પીરસે નહિ, નરનાં નામ તસ લીજે નહિ,
સઘળા ઉપર ઘૃત છે સાર, તે મત વારો વારો વાર.–૧૮

ઘીના ગુણને ઉત્તમનાં વચણ, એ બે સરખાં જાણો સચણ;
**શુભવિજય** પંડીતથી લહ્યો,**લાભવિજય** ઘીનો ગુણ કહ્યો.-૧૯

## શ્રી હેતવિજયજી કૃત

# અઢાર નાતરાંની સજઝાય

### ઢાળ પહેલી

(૨૩૨)

પહેલાંને સમરૂં પાસ પંચાસરો રે, સમરી સરસ્વતી માય;
નિજ ગુરૂ કેરાં રે ચરણ નમી કરી રે, રચશું રંગ સજ્ઝાય.—૧
ભવિ તુમે જો જો એ સંસાર નાતરાં રે, એક ભવે હૂઆં અઢાર;
એહવું જાણીને દૂરે નિવારજો રે, જિમ પામો સુખ અપાર.
ભવિ૦—૨
નગરમાં મોટું રે **મથુરા** જાણીએ રે,તિહાં વસે રે ગણિકા એક;
**કુબેરસેના** રે નામ છે તેહનું રે,વિલસે સુખ અનેક. ભ૦—૩
એક દિન રમતાં પર શું પ્રેમમાં રે, ઉદરે રહ્યું આધાન;
પૂરણ માસે પ્રસવ્યું જોડલું રે, એક બેટો બેટી સુજાણ. ભ૦—૪
વેશ્યા વિમાસે આપણને ઘરે રે, કુણ જાળવશે એ બાળ;
ક્ષણ ક્ષણ જોવાં ધોવાં ને ધવરાવવાં રે, કુણ કરે સાર સંભાળ.
ભવિ૦—૫
એહવું વિમાસી રે પેટીમાં લઈ રે, ઘાલ્યાં બાળક દોય;
માંહે તે મેલી નામાંકિત મુદ્રિકા રે, નદીમાં ચાલવે સોય. ભ૦—૬
**જમુના**માં વહેતી રે આવી **શૌરીપુરી** રે,વહાણું તે વાહ્યું તે વાર;
તવ તિહાં આવ્યા રે દોય વ્યવહારીયા રે,નદી કાંઠે હર્ષ અપાર.
ભવિ૦—૭

દૂરથી દીઠી રે પેટી આવતી રે, હેડે વિમાસે દોય;
એહમાં જે હોશે રે તે આપણ બેહુ રે, વહેંચી લેશું સોય.
ભવિ૦–૮

બોલ બંધ કીધા દોય વ્યવહારીયે રે, કાઢી પેટી તે બહાર;
પેટી ઉઘાડી રે છાની સોડમાં રે, લેઈ આવ્યા નગર મોઝાર.
ભવિ૦–૯

પેટી ઉઘાડીને નિહાળતાં રે, દીઠાં બાળક દોય;
મનમાં વિચારે રે દોય વ્યવહારીયા રે, શું જાણે પૂર કોય.
ભવિ૦–૧૦

જેણે સુત નહિ હતો તેણે બેટો લીયો રે, બીજે બેટી હો લીધ;
મુદ્રિકા મેલ રે નામ **કુબેરદત્ત** દીયો રે, **કુબેરદત્તા** વળી દીધ.
ભવિ૦–૧૧

અનુક્રમે વાધ્યાં રે દોય ભણ્યાં ગણ્યાં રે, પામ્યા યૌવન સાર;
માત તાત જોઈને પરણાવીયાં રે, વિલસે સુખ અપાર. ભ૦–૧૨

## ઢાળ બીજી
(૨૩૩)

એક દિન બેઠાં માળીયે રે લાલ,નરનારી મળી રંગ રે; રંગીલાકંત.
આવોને પિયુડા આપણ,ખેલીયે રે લાલ,રમું છું ઘણી મનોહાર રે.
રંગીલા૦ એક૦-૧

હાસ્ય વિનોદ કરે ઘણું રે લાલ,માને નિજ ધન્ય અવતાર રે; રં૦
સાર પાસે રમીયે સોગઠે રે લાલ, આણી મનમાં ઉમંગ રે.
રંગીલા૦ એક૦–૨

દીઠી નામાંકિત મુદ્રિકા રે લાલ,હિયડે વિમાસે નાર રે. રં૦–૩
રંગે રૂપે બેહુ સરીખાં રે લાલ, સરખાં વીટીંમાં નામ રે. રં૦
નારી વિચારે ચિત્તમાં રે લાલ, મેં કીધું અકામ રે. રં૦–૪

રમત મેલી પિયરમાં ગઇ રે લાલ, પૂછે માતાને વાત રે; રં૦
માત કહે હું જાણું નહિ રે લાલ, જાણે તાહરો તાત રે. રં૦–૫

તાત કહે સુણજો સુતા હો લાલ, સંક્ષેપે સઘળી વાત રે; રં૦
પેટી માંહેથી વહેંચીયા રે લાલ, બાળક હોય વિખ્યાત રે. રં૦–૬

કુબેરદત્તા મન ચિંતવે રે લાલ, મેં કીધો અપરાધ રે; રં૦
ભાઈ વર્યો ને ભાઈ ભોગવ્યો રે લાલ, એ સવિ કર્મની વાત રે.
રંગીલા૦ એક૦–૭

એમ ચિંતવીને સંયમ લીયો રે લાલ, પાળે પંચાચાર રે; રં૦
સમિતિ ગુપ્તિનો ખપ કરે રે લાલ, છ કાય રક્ષા સાર રે.
રંગી૦ એક૦– ૮

કુબેરદત્ત મન ચિંતવેરે લાલ, એ નગર માંહે ન રહેવાય રે; રં૦
બેન વરીને ભોગવી રે લાલ, ઘર ઘર એ કહેવાય રે. રંગી૦ એ૦– ૯

કુબેરદત્ત તિહાંથી ચાલીયો રે લાલ, આવ્યો મથુરા માંય રે; રં૦
વેશ્યા મંદિરમાં આવીયો રે લાલ, કરે વેશ્યા શું અન્યાય રે.
રંગી૦ એક૦–૧૦

કુબેરદત્ત નિજ માત શું રે લાલ, સુખ વિલસે દિન રાત રે; રં૦
એમ કરતાં સુત જનમીયો રે લાલ, એ સવિ કર્મની વાત રે.
રંગી૦ એક૦–૧૧

તપ જપ સંયમ સાધતાં રે લાલ, પાળતાં કિરિયા સાર રે; રં૦
જ્ઞાન અવધિ તિહાં ઉપન્યું રે લાલ, દીયે તિહાં જ્ઞાન વિચાર રે.
રંગી૦ એક૦–૧૨

અવધિજ્ઞાને સાધવીએ રે લાલ, દીઠો મથુરા મોઝાર રે; રંગી૦
નિજ જનની સુખ વિલસતો રે લાલ, ધિક ધિક તસ અવતાર રે.
રંગી૦ એક૦–૧૩

ગુરૂણીને પૂછી કરી રે લાલ, આવી મથુરાં જામ રે; રંગીલા૦
વેશ્યા મંદિર જઈ ઉતરી રે લાલ, કરવા ધર્મનું કામ રે.
રંગી૦ એક૦–૧૪

---

## ઢાળ બીજી

( ૨૩૪ )

ઈણુ અવસર નાનો બાલુડો રે કાંઈ, પારણે પોઢયો જેહ;
ગાઉં હાલરૂઆં.
હાલો હાલો કહી હુલરાવતી રે કાંઈ, સાધવી ચતુર સુજાણ.
ગાઉં હાલરૂઆં.– ૧

સગપણ છે તાહરે માહરેરે કાંઈ, સાંભળ સાચી વાત; સુણ તું બા૦
કાકો ભત્રીજો પોતરો રે કાંઈ, દીકરો દેવર જેઠ.
સુણ તું બાલુડા.– ૨

સગપણ છે તાહરે માહરેરે કાંઇ, ખટ બીજા કહું તેહ; સુણ તું બા૦
બંધવ પિતા વડવો રે કાંઈ, સસરો સુત ભરતાર. સુણ૦– ૩

સગપણ છે તાહરે માહરે રે કાંઈ, ખટ ત્રીજા કહું તેહ;
સુણ તું માતાજી.
માતા કહું સાસુ કહું રે કાંઇ, વળી કહું શોકય ભોજાઇ.
સુણ તું માતાજી.– ૪

વડીએઈ વળી મુજ સગપણ બહુ રે કાંઈ, તુજ મુજ સગપણ એહ;
સુણ૦
એહ સંબંધ સવિ સાંભળી રે કાંઈ, ઘરમાંથી આવ્યા દોય.
સુણ તું શ્રમણીજી.– ૫

અછતાં આળ ન દીજીએ રે કાંઈ, તુમ મારગ નહીં એહ;
સુણ તું શ્રમણીજી.
શ્રમણી કહે સુણો હોય જણાં રે કાંઈ, ખોટું નહિય લગાર.
સુણ તું માતાજી.– ૬
પેટીમાં ઘાલી મૂકીયાં રે કાંઈ, જમુનાએ વહેતાં હોય;
તુમે સાંભળજો.
શૌરીપુરી નગર તિહાં વળી રે કાંઈ, પેટી કાઢી સોય.
તુમે સાંભળજો.– ૭
ઈમ નિસુણી તે હોય જણે રે કાંઈ, સંયમ લીધો તેણિવાર; તુમે૦
સંયમ લેઇ તપ આદરી રે કાંઈ, દેવલોકે પહોતાં તેણિવાર રે.
રંગીલા.– ૮
તપથી સવિ સુખ સંપજે રે કાંઈ, તપથી પામે જ્ઞાનરે; ભવિકજન.
તપથી કેવળ ઉપજે રે કાંઈ, તપ મહોટું વરદાન રે.
ભવિકજન.– ૯
તપગચ્છ પતિ ગુણ ગાવતાં રે કાંઈ, ઋદ્ધિ વૃદ્ધિ ઘર થાય; ભવિ૦
પંડિત દાનવિજય તણો રે કાંઈ, હેતવિજય ગુણ ગાય.
ભવિકજન.–૧૦

---

શ્રી મયાવિજયજી કૃત

# મૂર્ખને પ્રતિબોધની સજઝાય

( ૨૩૫ )

જ્ઞાન કદી નવ થાય, મૂરખને જ્ઞાન કદી નવિ થાય;
કહેતાં પોતાનું પણ જાય. મૂરખને૦–૧

શ્વાન હોય તે ગંગાજળમાં, સો વેળા જો ન્હાય;
અડસઠ તીરથ ફરી આવે પણ, શ્વાન પણું નવિ જાય. મૂરખ૦–૨
ક્રૂર સર્પ પયપાન કરંતાં, સંત પણું નવિ થાય;
કસ્તૂરીનું ખાતર જો કીજે, વાસ લસણુ નવિ જાય. મૂરખ૦–૩
વર્ષા સમે સુગ્રી તે પક્ષી, કપિ ઉપદેશ કરાય;
તે કપિને ઉપદેશ ન લાગ્યો, સુગ્રી ગૃહ વિંખાય. મૂરખ૦–૪
નદી માંહે નિશદિન રહે પણ, પાષાણુ પણું નવિ જાય;
લોહ ધાતુ ટંકણુ જો લાગે, અગ્નિ તુરત ઝરાય. મૂરખ૦–૫
કાગ કંઠમાં મુક્તાફળની, માળા તે ન ધરાય;
ચંદન ચર્ચિંત અંગ કરીજે, ગર્દભ ગાય ન થાય. મૂરખ૦–૬
સિંહ ચરમ કોઇ શિયાળ સુતને, ધારે વેષ બનાય;
શિયાળ સુત પણ સિંહ ન હોવે, શિયાળ પણું નવિ જાય. મૂ૦–૭
તે માટે મૂરખથી અળગા, રહે તે સુખીયા થાય;
ઉખર ભૂમિ બીજ ન હોવે, ઉલટું બીજ તે જાય. મૂરખ૦–૮
સમકિત ધારી સંગ કરીજે, ભવ ભય ભીતિ મિટાય;
**મયાવિજય** સદ્ગુરૂ સેવાથી, બોધિ બીજ સુખ પાય. મૂ૦–૯

શ્રી માનવિજયજી કૃત

## શ્રી આઠ મદનિવારણની સજ્ઝાય

(૨૩૬)

મદ આઠ મહામુનિ વારીયે, જે દુર્ગતિના દાતારો રે;
શ્રીવીર જિનેસર ઉપદીશે, ભાખે **સોહમ** ગણધારો રે. મદ૦– ૧
હાંજી જાતિનો મદ પહેલો કહ્યો, પૂર્વે **હારકેશીએ** કીધો રે;
ચંડાળ તણે કૂળ ઉપન્યો, તપથી સવિ કારજ સીધ્યો રે. મ૦– ૨

હાંજી કુળ મદ બીજો દાખીયો, **મરિચી** ભવે કીધો પ્રાણી રે;
કોડાકોડી સાગર ભવમાં ભમ્યો, મદ મ કરો ઈમ મન જાણી રે.
મદ૦— ૩

હાંજી બળ મદથી દુઃખ પામીયા, **શ્રેણિય વસુભુતિ** જીવો રે;
જઈ ભોગવ્યાં દુઃખ નરક તણાં, મુખ પાડતાં નિત રીવો રે.
મદ૦— ૪

હાંજી **સનતકુમાર** નરેસરૂ, સુર આગળ રૂપ વખાણ્યું રે;
રોમ રોમ કાયા બગડી ગઈ, મદ ચોથાનું એ ટાણું રે. મદ૦— ૫

હાંજી મુનિવર સંયમ પાળતાં, તપનો મદ મનમાં આયો રે;
થયા **કૂરગડુ** ઋષિ રાજિયા, પામ્યા તપનો અંતરાયોરે. મ૦— ૬

હાંજી દેશ દશારણનો ધણી, રાય **દશાર્ણભદ્ર** અભિમાની રે;
ઇંદ્રની ઋદ્ધિ દેખી બૂઝીઓ, સંસાર તજી થયો જ્ઞાની રે. મ૦— ૭

હાંજી **સ્થૂલિભદ્રે** વિદ્યાનો કર્યો, મદ સાતમો જે દુઃખદાઇ રે;
શ્રુત પૂરણ અર્થ ન પામીયા, જુઓ માન તણી અધિકાઈ રે.
મદ૦— ૮

રાય **સુભૂમ** ષટ ખંડનો ધણી, લોભનો મદ કીધો અપાર રે;
હય ગય રથ સબ સાયર ગળ્યું, ગયો સાતમી નરક મોઝાર રે.
મદ૦— ૯

ઇમ તન ધન યૌવન રાજ્યનો, મ ધરો મનમાં અહંકારો રે;
એ અથિર અસત્ય સવિ કારમું, વિણસે ક્ષણમાં બહુ વારો રે.
મદ૦—૧૦

મદ આઠ નિવારો વ્રત ધરી, પાળો સંયમ સુખકારો રે;
કહે **માનવિજય** તે પામશે, અવિચળ પદવી નર નારી રે.
મદ૦—૧૧

## મુનિ લાવણ્યસમય વિરચિત

# આત્મ પ્રબોધની સજ્ઝાય.

(૨૩૭)

એક ઘર ઘોડા હાથીયાજી રે, પાયક સંખ્યા ન પાર;
મોટા મંદિર માળીયાંજી રે, વિશ્વ તણો આધારરે.
જીવડા દીધાનાં ફળ જોય, વિણ દીધે કિમ પામીએજીરે;
હેડે વિમાસી જોય રે, જીવડા દીધાનાં ફળ જોય.–એરાગ–૧
દોય નર સાથે જનમીયાજીરે, એવડો અંતર આજ;
એક માંથે ભારી વહેજી રે, એક તણે ઘેર રાજરે.જીવડા૦–૨
આંગણે નારી મલપતીજી રે, મીઠા બોલી રે નાર;
એક ઘેર કાળી કુબડીજી રે, કાંઈ ન ચાલે ઘરબારરે.જીવડા૦–૩
શેવ સુંવાળી લાપશીજી રે, ભોજન કૂર કપુર;
એક ઘેર કુકશ ઢોકળાંજીરે, પેટ નહીં ભરપૂર રે. જીવડા૦–૪
એક ઘેર બેટા રૂયડાજી રે, રાખે ઘરનો રે સૂત્ર;
એક ઘેર દીસે વાંઝીઆજી રે,એક કુલખંપણ કુપુત્રરે.જીવડા૦–૫
એક ઘોડે ચઢી હાલશેજી રે, એક આગળ ઉંજાય;
એક નર પોઢે પાલખીજી રે, એક ઉલાસે પાય રે.જીવડા૦–૬
દંભ વિના જો ગર્વ કરેજી રે, ભોળા મૂરખ આલ;
જો વાવીજે કોદરાજી રે, તો કિમ લણીએ સાળ રે. જીવડા૦–૭
માથે છત્ર ચમ્મર ઢળેજી રે, ઢમકે ઢોલ નિશાન;
મુનિ **લાવણ્યસમય** ઇમ ભણેજી રે, પુણ્ય તણો પરિમાણ રે.
જીવડા૦–૮
ભાવ કરી જે આપશેજી રે, વળી વિશેષે રે દાન;
ઇંદ્ર તણાં સુખ ભોગવેજી રે, પામે અમર વિમાનરે. જીવડા૦–૯

### શ્રી જ્ઞાનવિમલસૂરિ કૃત

# આત્માને શિખામણની સજ્ઝાય

(૨૩૮)

માહરા આતમ, એહિ જ શીખ સાંભળો;
કાંઈ કુમતિ કુસંગતિ ટાળો રે. માહરા૦—એ રાગ.
સુગુરૂ સુદેવ સુધર્મ આદરજે, દોષ રહિત ચિત્ત ધરજે;
દોષ સહિત જાણી પરિહરજે, જીવદયા તું કરજે રે. મા૦—૧
પાછલી રાતે વહેલો જાગે, ધ્યાન તણે લય લાગે;
લોક વ્યવહાર થકી મત ભાગે, કષ્ટ પડે મમ માગે રે. મા૦—૨
દુઃખ આવે પણ ધર્મ મ મૂકે, કુળ આચાર મ ચૂકે;
ધરતી જોઇને પગ તું મૂકે, પાપે કિમહી મ ઢૂકે રે. મા૦—૩
સદ્‌ગુરૂ કેરી શીખ સુણીજે, આગમનો રસ પીજે;
આળી રીશે ગાળ ન દીજે, આપ વખાણ ન કીજે રે. મા૦—૪
શક્તે વ્રત પચ્ચખાણ આદરીયે, લાભ જોઈ વ્યય કરીયે;
પર ઉપકારે આગળ થાયે, વિધિશું યાત્રાએ જઇયે રે. મા૦—૫
સમકિતમાં મત કરજે શંકા, ધર્મે મ થાઈશ વંકા;
છંડી સત્વ ન થાયે એ રંકા, સંતોષ સોવન ટંકા રે. મા૦—૬
કિમહી જુઠું વયણ મ ભાખો, જિન ભેટે લેઇ આખે;
શીલરતન રૂડી પરે રાખે, હીણે દીણ મ દાખે રે. મા૦—૭
સમકિત ધર્મ મ મૂકે ઢીલો, વ્યસને મ થાઈશ વીલો;
ધર્મ કાજે થાજે તું પહેલો, એહિ જ જસનો ટીલો રે. મા૦—૮
જ્ઞાન દેવ ગુરૂ સાધારણનું, દ્રવ્ય રખોપું કરજે;
પાખંડી અન્યાય તણું દ્રવ્ય, સંગતિ દૂરે કરજે રે. મા૦—૯

વિનય કરજે ગુરૂ જન કેરો, પંચ પર્વ ચિત્ત ધરજે;
હીન મહોદય અનુકંપાયે, દુઃખિયાને સાધારે. મા૦-૧૦
શકિત પાખે મ કરીશ મોટાઈ, શુભ કામે ન ખોટાઈ;
છોડીજે ચુગલ ચોટ્ટાને, મળવું ન દુષ્ટથી કાંઈ રે. મા૦-૧૧
ધર્મક્ષેત્રે નિજ ધનને વાવે, જિમ આગળ સુખ પાવે;
પરનિંદા નિજ મુખે મત લાવે, આપે હીણું ભાવે રે. મા૦-૧૨
ઉદ્દેરી મત કરજે લડાઈ, આદરજે સાદાઈ;
ફુલાવ્યો ચિત્ત ન ધરે જડાઈ, પામીશ એમ વડાઈ રે. મા૦-૧૩
વિધિશું સમજી વ્રત આદરજે, ત્રણ્યકાળ જિન પૂજે;
બુધ પૂછીને ઉદ્યમ કરજે, વ્યસન અવશ્ય પરિહરજે રે. મા૦-૧૪
**જ્ઞાનવિમળ** ગુરૂ સેવા કરીયે, તો ભવસાગર તરીયે;
શિવસુંદરીને સહેજે વરીયે, શુદ્ધ મારગ અનુસરીયેરે. મા૦-૧૫

શ્રી લાભવિજયજી કૃત

# મન ભમરાની સજ્ઝાય

(૨૩૯)

ભૂલ્યો મનભમરા તું ક્યાં ભમ્યો, ભમિયો દિવસ ને રાત;
માયાનો બાંધ્યો પ્રાણિયો, ભમે પરિમલ જાત. ભૂલ્યો૦-૧
કુંભ કાચો રે કાયા કારમી, તેહનાં કરો રે જતન્ન;
વિણસતાં વાર લાગે નહિ, નિર્મળ રાખોરે મન્ન. ભૂલ્યો૦-૨
કોનાં છોરૂ કોનાં વાછરૂં, કોનાં માય ને બાપ;
અંતે જાવું છે એકલું, સાથે પુન્ય ને પાપ. ભૂલ્યો૦-૩
જીવને આશા ડુંગર જેવડી, મરવું પગલાં રે હેઠ;
ધન સંચી સંચી કાંઈ કરો, કરો દેવની વેઠ. ભૂલ્યો૦-૪

ધંધો કરી ધન મેળવ્યું, લાખો ઉપર ક્રોડ;
મરણુની વેળા માનવી, લીધો કંદોરો છોડ. ભૂલ્યો૦-૫
મૂરખ કહે ધન માહરૂં, ધોખે ધાન ન ખાય;
વસ્ત્ર વિના જઈ પોઢવું, લખપતિ લાકડા માંય. ભૂલ્યો૦-૬
ભવસાગર દુઃખ જળ ભર્યો, તરવો છે રે તેહ;
વિચમાં ભય સબળો થયો, કર્મ વાયરોને મેહ. ભૂલ્યો૦-૭
લખપતિ છત્રપતિ સવિ ગયા, ગયા લાખ બે લાખ;
ગર્વ કરી ગોખે બેસતા, સર્વ થયા બળી રાખ. ભૂલ્યો૦-૮
ધમણુ ધખંતી રે રહી ગઈ, બુઝ ગઇ લાલ અંગાર;
એરણુકો ઠબકો મટ્યો, ઉઠ ચલ્યો રે લુહાર. ભૂલ્યો૦-૯
ઉવટ મારગ ચાલતાં, જાવું પેલે રે પાર;
આગળ હાટ ન વાણીયો, સંબળ લેજો રે સાર. ભૂલ્યો૦-૧૦
પરદેશી પરદેશમેં, કુણુ શું કરો રે સ્નેહ;
આયા કાગળ ઉઠ ચલ્યા, ન ગણે આંધી ને મેહ. ભૂલ્યો૦-૧૧
કેઇ ચાલ્યા રે કેઇ ચાલશે, કેઈ ચાલણુહાર;
કેઈ બેટા રે બુઢા બાપડા, જાએ નરક મોઝાર. ભૂલ્યો૦-૨૨
જે ઘેર નોબત વાગતી, થાતાં છત્રીસે રાગ;
ખંડેર થઇ ખાલી પડયાં, બેસણુ લાગ્યાં છે કાગ. ભૂલ્યો૦-૧૩
ભમરો આવ્યો રે કમળમાં, લેવા કમળનું ફૂલ;
કમળની વાંછાએ માંહિ રહ્યો, જિમ આથમતે સૂર. ભૂલ્યો૦-૧૪
રાતનો ભૂલ્યો રે માનવી, દિવસે મારગ આય;
દિવસનો ભૂલ્યો રે માનવી, ફિરફિર ગોથાં ખાય. ભૂલ્યો૦-૧૫
સદ્ગુરૂ કહે વસ્તુ વો'રિયો, જે કાંઇ આવે રે સાથ;
આપણો લાભ ઉગારીએ, લેખું સાહિબ હાથ. ભૂલ્યો૦-૧૬

## શ્રી યશોવિજયજી ઉપાધ્યાય વિરચિત

# શ્રી અમૃતવેલીની સજ્ઝાય

(૨૪૦)

ચેતન જ્ઞાન અજુવાળીએ, ટાળીએ મોહ સંતાપ રે;
ચિતડું ડમડોળતું રાખીએ, પાળીએ સહજ ગુણ આપરે. ચે૦૧
ઉપશમ અમૃત રસ પીજીએ, કીજીએ સાધુ ગુણ ગાન રે;
અધમ વયણે નવિ ખીજીએ, દીજીએ સજ્જનને માન રે. ચે૦-૨
ક્રોધ અનુબંધ નવિ રાખીએ, ભાંખીએ વયણ મુખ સાચ રે;
સમકિત રત્ન રૂચિ જોડીએ,છોડીએ કુમતિ મતિ કાચ રે. ચે૦-૩
શુદ્ધ પરિણામને કારણે, ચારનાં શરણ ધરે ચિત્ત રે;
પ્રથમ તિહાં શરણ અરિહંતનું, જેહ જગદીશ જગમિત્ત રે.
ચેતન૦-૪
જે સમોસરણમાં રાજતા, ભાંજતા ભવિક સંદેહ રે;
ધર્મનાં વચન વરસે સદા, પુષ્કરાવર્ત્ત જિમ મેહ રે. ચે૦-૫
શરણ બીજું સિદ્ધનું, જે કરે કર્મ ચકચૂર રે;
ભોગવે રાજ્ય શિવનગરનું, જ્ઞાન આનંદ ભરપૂર રે. ચે૦-૬
સાધુનું શરણ ત્રીજું ધરે, તેહ સાધે શિવ પંથ રે;
મૂળ ઉત્તર ગુણ જે વર્યા, ભવ તર્યા ભવ નિર્ગંથ રે. ચે૦-૭
શરણ ચોથું ધરે ધર્મનું, જેહમાં વર દયા ભાવ રે;
જેહ સુખ હેતુ જિનવરે કહ્યું, પાપ જળ તરવા નાવ રે. ચે૦-૮
ચારનાં શરણ એ પડિવજે, વળી વહજે ભાવના શુદ્ધ રે;
દુરિત સવિ આપનાં નિંદીયે, જેમ હોયે સંવર વૃદ્ધિ રે. ચે૦-૯
ઈણ ભવ પરભવ આચર્યા, પાપ અધિકરણ મિથ્યાત રે;

જે જિન આશાતનાદિક ઘણાં,નિંદીયે તેહ ગુણ ઘાત રે. ચે૦-૧૦
ગુરૂ તણાં વચન તે અવગણી, ગુંથીઆ આપ મત જાળ રે;
બહુ પરે લોકને ભોળવ્યાં, નિંદીયે તેહ જંજાળ રે. ચે૦-૧૧
જેહ હિંસા કરી આકરી, જેહ બોલ્યા મૃષાવાદ રે;
જેહ પરધન હરી હરખીયા,કીધલો કામ ઉનમાદ રે. ચે૦-૧૨
જેહ ધન્ય ધાન્ય મૂર્છા ધરી, સેવીયાં ચાર કષાય રે;
રાગને દ્વેષને વશ હુવા, જે કલહ ઉપાય રે. ચેતન૦-૧૩
જૂઠ જે આળ પરને દીયાં, જે કર્યાં પિશુનતા પાપ રે;
રતિ અરતિ નિંદ માયા મૃષા,વળીય મિથ્યાત્વ સંતાપ રે. ચે૦૧૪
પાપ જે એહવા સેવીયાં, તેહ નિંદીયે ત્રિહું કાળ રે;
સુકૃત અનુમોદના કીજીએ,જિમ હોયે કર્મ વિસરાળ રે. ચે૦-૧૫
વિશ્વ ઉપગાર જે જિન કરે, સાર જિન નામ સંયોગ રે;
તે ગુણ તાસ અનુમોદિગે, પુણ્ય અનુબંધ શુભયોગ રે. ચે૦-૧૬
સિદ્ધની સિદ્ધતા કર્મના, ક્ષય થકી ઉપની જેહ રે;
જેહ આચાર આચાર્યનો, ચરણ વન સીંચવા મેહ રે. ચે૦-૧૭
જેહ ઉવજ્ઝાયનો ગુણ ભલો, સૂત્ર સજ્ઝાય પરિણામ રે;
સાધુની જે વળી સાધુતા, મૂળ ઉત્તર ગુણ ધામ રે. ચે૦-૧૮
જેહ વિરતિ દેશ શ્રાવક તણી, જેહ સમકિત સદાચાર રે;
સમકિતદૃષ્ટિ સુર નર તણો, તેહ અનુમોદિયે સાર રે. ચે૦૧૯
અન્યમાં પણ દયાદિક ગુણા, જેહ જિનવચન અનુસાર રે;
સર્વ તે ચિત્ત અનુમોદિયે, સમકિત બીજ નિરધારરે; ચે૦-૨૦
પાપ નવિ તીવ્ર ભાવે કરે, જેહને નવિ ભવ રાગ રે;
ઉચિત સ્થિતિ જેહ સેવે સદા, તેહ અનુમોદવા લાગરે. ચે૦-૨૧
થોડો પણ ગુણ પર તણો, સાંભળી હર્ષ મન આણ રે;

દોષ લવ પણ નિજ દેખતાં, નિજ ગુણ નિજાતમા જાણુરે.
ચેતન૦-૨૨
ઉચિત વ્યવહાર અવલંબને, ઇમ કરી સ્થિર પરિણામ રે;
ભાવિયે શુદ્ધ નય ભાવના, પાપ નાશક તણું ઠાણુ રે. ચે૦-૨૩
દેહ મન વચન પુદ્ગલ થકી, કર્મથી ભિન્ન તુજ રૂપ રે;
અક્ષય અકલંક છે જીવનું, જ્ઞાન આનંદ સરૂપ રે. ચે૦-૨૪
કર્મથી કલ્પના ઉપજે, પવનથી જિમ જળધિ વેલ રે;
રૂપ પ્રગટે સહજ આપણું, દેખતાં દૃષ્ટિ સ્થિર મેલ રે. ચે૦-૨૫
ધારતાં ધર્મની ધારણા, મારતાં મોહ વાડ ચોર રે;
જ્ઞાન રૂચિ વેલ વિસ્તારતાં, વારતા કર્મનું જોર રે. ચે૦-૨૬
રાગ વિષ દોષ ઉતારતાં જારતાં દ્વેષ રસ શેષ રે;
પૂર્વ મુનિ વચન સંભારતાં, સારતા કર્મ નિઃશેષ રે. ચે૦૨૭
દેખીએ માર્ગ શિવ નગરનો, જે ઉદાસિન પરિણામ રે;
તેહ અણુછોડતાં ચાલીયે, પામીયે જિમ પરમ ધામરે. ચે૦-૨૮
શ્રી **નયવિજય** ગુરૂ શિષ્યની, શીખડી અમૃતવેલ રે;
એહ જે ચતુર નર આદરે,તે લહે **સુજસ** રંગ રેલ રે.ચે૦૨૯

શ્રી લબ્ધિવિજયજી કૃત

## શ્રી જીવ હિતશિખામણુની સજ્ઝાય

(૨૪૧)

જોઈ જતન કર જીવડા, આયુ અજાણ્યું જાય રે;
લે લ્હાવો લક્ષ્મી તણો, પછી કાંઈ નવિ થાય રે. જોઇ૦-૧
દુલહો ભવ માણુસ તણો, દુલહો દેહ નિરોગી રે;
દુલહો દયા ધર્મ વાસના, દુલહો સુગુરૂ સંયોગ રે. જો૦-૨

દિન ઉગે દિન આથમે, ન વળે કોઈ દિન પાછો રે;
અવસરે કાજ ન કીધલું, તે મનમાં રહેશે લાછો રે. જો૦-૩
લોભ લગે લખ સંચીયા, તેં પર ધન હરી લીધાં રે;
કેડે ન આવે કોઇને, કેડે કરમ રહ્યાં કીધાં રે. જોઈ૦-૪
માતા ઉદરે ઉંધો રહ્યો, કોડી ગમે દુઃખ દીઠાં રે,
યોનિ જનમ દુઃખ જે હુવે, તે તુજ લાગે છે મીઠાં રે. જો૦-૫
હૈ હૈ ભવ એળે ગયો, એકો અરથ ન સાધ્યો રે;
સદગુરૂ શીખ સુણી ઘણી, તો પણ સંવેગ ન વાધ્યો રે. જો૦-૬
માન મને કોઈ મતિ કરો, જમ જિત્યો નવિ કેણે રે;
સુકૃત કાજ ન કીધલું, બે ભવ હાર્યો છે તેણે રે. જોઈ૦-૭
જપ જગદીશનાં નામને, કાંઇ નચિંતો તું સુવે રે;
કાજ કરે અવસર લહી, સવિ દિન સરીખા ન હુવે રે. જો૦-૮
જગ જાતો જાણી કરી, તિમ એક દિન તુજ જાવો રે;
કર કરવો જે તુજને હુવે, પછી હોશે પસતાવો રે. જો૦-૯
તિથિ પર્વે તપ નવિ કર્યો. કેવળ કાયા તેં પોષી રે;
પરભવ જાતાં ઇણ જીવને, સંબળ વિણ કિમ હોસે રે. જો૦-૧૦
સુણ પ્રાણી પ્રેમે કહી, લબ્ધિ લહી જિમ વાણી રે;
સંબળ સાથે સંગ્રહો, ઇમ કહે કેવળનાણી રે. જોઇ૦-૧૧

શ્રી નયવિજયજી કૃત

# શ્રી ચેતનને શિખામણની સજઝાય

(૨૪૨)

ચેતન અબ કછુ ચેતીયે, જ્ઞાન નયન ઉઘાડી;
સમતા સહજ પણું ભજો, તજો મમતા નારી. ચેતન૦-૧

યા દુનિયા હૈ બાવરી, જેસી બાજીગર બાજી;
સાથ કીસીકે ના ચલે, જ્યું કુલટા નારી. ચેતન૦–૨
માયા તરૂ છાયા પરે, ન રહે થિર કારી;
જાનત હે દિલમેંજની, પણ કરી બિગારી. ચેતન૦–૩
મેરી મેરી તું કયા કરે, કરે કોણ શું યારી;
પલટે એકણુ પલકમાં, જ્યું ઘન અંધીયારી. ચેતન૦–૪
પરમાતમ અવિચળ ભજો, ચિદાનંદ ચાકરી;
નય કહે નિયત સદા કરો, સબ જન સુખકારી. ચેતન૦–૫

# પાંચ ઇંદ્રિયોની સજ્ઝાય

( ૨૪૩ )

કાયા રૂપી બન્યો પિંજરો, તેમાં પાંચ ભુજંગનો વાસ;
તેહને છુટા મૂકે થકે, કરે અતિશે વિનાશ.
હે મૂરખો, ન મેલો ઇંદ્રિય મોકળી.–૧
જ્યોતે તે દીવો ઝળહળે, માંહી બળે કુદાં ને પતંગ;
ચક્ષુ તણા રસ લોલુપી, બળી દીવા કેરે સંગ. હે મૂરખો૦–૨
વીણા બજાવે વનમાં પારધી, જેની સુરતા વીણામાં જાય;
શ્રોત્ર તણો રસ લોલુપી, મૃગનું બાણે શરીર વીંધાય. હે૦–૩
જળમાં મ્હાલે રૂડી માછલી, તેની સુરતા તે લોટમાં જાય;
જીભ તણી રસ લોલુપી, તેનું ગળું કાંટે વીંધાય. હે૦–૪
સાંજ પડે ને રવિ આથમે, ભમરો જઈ બેસે કમળને છોડ;
ઘ્રાણ તણો રસ લોલુપી, ગજે કીધો કમળને તોડ. હે૦–૫
મયગળ માતો મદ ઝરે, તેની સુરતા હાથણીમાં જાય;
કામ તણો રસ લોલુપી, પડે આવી ખાડા માંય. હે૦–૬

એક ઈંદ્રિય જેની વશ નહિ, તેહના એહ હવાલ;
પાંચ ઈંદ્રિય જેની વશ નહિં, તેહના કવણુ હવાલ. હે૦-૭
પાંચ ઈંદ્રિય જેણે વશ કરી, જાણી અથિર સંસાર;
તે પ્રાણી કર્મ ખપાઈને, પહોત્યાં કાંઈ મોક્ષ મોઝાર. હે૦-૮

### શ્રી તત્વવિજયજી વિરચિત

## અનિત્ય સંબંધની સજઝાય

(૨૪૪)

કહેનાં રે સગપણુ કેહની માયા, કેહનાં સજ્જન સગાઈ રે;
સજ્જન વરગ કોઈ સાથ ન આવે,આવે આપ કમાઈ રે.કહેનાં૦-૧
મ્હારૂં મ્હારૂં સૌ કહે પ્રાણી, ત્હારૂં કોણુ સગાઈ રે;
આપ સવારથ સહુને વ્હાલો, કુણુ સજ્જન કુણુ માઈ રે. કહે૦-૨
**ચુલણી** ઉદરે **બ્રહ્મદત્ત** આયો, જુઓ માત સગાઇ રે;
પુત્ર મારણને અગ્નિ જ કીધી, લાખનાં ઘર નિપજાઈ રે. ક૦-૩
કાષ્ટ પિંજર ઘાલીને મારે, શસ્ત્ર ગ્રહી દોડે ધાઈ રે;
**કોણિકે** નિજ તાત જ હણીયો,તો કિહાં રહી પુત્ર સગાઈ રે.ક૦૪
**ભરત બાહુબળ** આપે લડીયા, આપ આપે સજ્જ થાઈ રે;
બાર વરસ સંગ્રામ જ કીધો,તો કિહાં રહી ભ્રાત સગાઈ રે. ક૦૫
ગુરૂ ઉપદેશથી રાય **પ્રદેશી**, સુધો સમકિત પાઈ રે;
સ્વારથ વિણુ **સુરકાંતા** નારી, માર્યો પિયુ વિષ પાઇ રે. ક૦-૬
નિજ અંગજનાં અંગ જ છેદે, જુહો **રાહુ કેતુ** કમાઈ રે;
સહુ સહુને નિજ સ્વારથ વ્હાલો, કુણુ ગુરૂને કુણુ ભાઈ રે. ક૦-૭
**સુભુમ પરશુરામ** જ દોઇ, માંહો માંહે વેર બનાઈ રે;
ક્રોધ કરીને નરકે પહોંચ્યા,તો કિહાં રહી તાત સગાઇ રે. ક૦-૮

**ચાણુાક્યે** તો **પર્વત** સાથે, કીધી મિત્ર ઠગાઈ રે;
મરણ પામ્યો તે મનમાં હરખ્યો, તો કિહાં રહી મિત્ર સગાઈ રે. કહેનાં૦-૯
આપ સવારથ સહુને વહાલો, કુણ સજ્જન કુણ માઈ રે;
જમરાજાનો તેડો આવ્યો, ટગમગ જોવે ભાઇ રે. કહેનાં૦-૧૦
સાચો શ્રી જિનધર્મ સખાઈ, આરોધો લય લાઈ રે;
**દેવવિજય** કવિનો શિષ્ય ઇણિપરે, કહે **તત્ત્વવિજય** સુખદાઈ રે. કહેનાં૦-૧૧

### શ્રી વિજયદેવસૂરિજી કૃત

## શ્રી મુનિગુણની સજ્ઝાય

(૨૪૫)

અરણિક મુનિવર ચાલ્યા ગોચરી. એ રાગ.

નિતનિત વંદુ રે મુનિવર એહવા, જસ મુખ પંકજ પેખોજી;
તનુ રોમાંચિત હિયડો ઉલ્લસે,વિકસે નયણ વિશેષોજી. નિ૦-૧
પંચ મહાવ્રત સુધાં જે ધરે, પાળે પંચ આચારોજી;
સુમતિ ગુપતિની બહુલી ખપ કરે, ગુણ છત્રીશ ભંડારોજી.નિ૦-૨
પાંચે ઈંદ્રિય અહનિશ વશ કરે, પાળે નવવિધ શીળોજી;
ચાર કષાય ન સેવે સંયતી, લક્ષણ સોહે શરીરોજી. નિ૦-૩
માસ શિયાળે રે બહુળી શીત પડે, વાયે શીતળ વાયોજી;
તપ ધરી પોઢયા રે સમતા સેજડી, સંયમ સરિખો ભાવોજી. નિત૦-૪
ગ્રીષ્મ કાળે રે તરૂણો રવિ તપે, જીવ સહુ વાંછે છાંહ્યોજી;
સુરજ સામીરે લે આતાપના, ઉંચી કરી બેઉ બાંહ્યોજી. નિ૦-૫

પાઉસ કાળે રે મેલાં કપડાં, ઝરમર વરસે મેહાજી;
ડાંસ મચ્છરના રે પરિસહ આકરા, સહિયાં સહે મુનિ તેહાજી.
નિત૦-૬
બાવીસ પરિસહ મુનિ અંગે ધરે, મહીયલ કરે વિહારોજી;
ક્ષમા ખડગ લેઇ મુનિવર કર ગ્રહી, ઉપસમ રસ ભંડારોજી.
નિત૦-૭
સમકિત માન સરોવર ઝીલતા, ચારિત્ર વન ખંડ વાસોજી;
તપ જપ સંયમ પાળે નિરમળાં,પાળે મનને ઉલ્લાસોજી. નિ૦-૮
મધુકરની પરે મુનિવર ગોચરી, વહોરે શુદ્ધ જ આહારોજી;
તે વળી નીરસને વળી થોડલો, ઘે નિજ દેહ આધારોજી. નિ૦-૯
બે કર જોડી રે વીનવીશું વળી, સ્વામી શરણે રાખોજી;
હૈડે સાલે રે પાપ જ જે કર્યાં, આળોઇશ ગુરૂ સાખોજી. નિ૦-૧૦
તીન પ્રદક્ષિણા દેઈ વાંદશું, હૈડે આનંદ પૂરોજી;
શ્રવણે સુણશું વાણી તસ તણી,કઠિણ કરમદલ ચૂરોજી. નિ૦-૧૧
**વીર** જિનેસર નીરતો ભાંખ્યો, તિહાં લગે જિનની આણોજી;
**દુપ્પસહ** આચારજ સામી વખાણીયો, **મહાનિશીથ** સુઠાણોજી. નિત૦-૧૨
તપ પડિવજશું રે વરતી નિરમળા, દૂરિત કરેશું દૂરોજી;
મનના મનોરથ સહુ એ પૂરશું, ભણે **વિજયદેવસૂરો**જી.
નિત૦-૧૩

## શ્રી રૂપચંદજી વિરચિત
### ( ૨૪૬ )

હક મરનાં હક જાનાં યારો, મત કો કરો ગુમાના. હક૦
ઓઢણ માટી પેરણ માટી, માટીકા સરાના;
વસતિમેં સે બહાર નિકાલા, જંગલ કિયા ઠીકાના. હક૦-૧

હાથી ચડતે ઘોડે ચડતે, ઓર આગે નિશાના;
નીલી પીલી બેરખ ચલતી, ઉત્તર કિયા પયાના. હક૦-૨
નરપતિ હો કે તખત પર બેઠે, ભરીયા ભારી ખજાના;
સાંજ સવેરા મુજરા લેતે, ઉપર હાથ બે કાના. હક૦-૩
પોથી પઢ પઢ હિંદુ ભૂલે, મુસલમાન કુરાના;
**રૂપચંદ** કહે અરે ભાઈ સંતો, હરદમ પ્રભુ ગુણગાના. હક૦-૪

## શ્રી હંસમુનિ વિરચિત

### (૨૪૭)

કોઈ કાજ ન આવેરે દુનિયાંકે લોકો, કોઈ કાજ ન આવે;
જૂઠી બાતકા આણી ભરોંસા, પીછે સે પસ્તાવે રે. દુનિ૦ ૧
મતલબકી સબ મલી લોકાઈ, બહોતહી રંગ બનાવે રે. દુ૦ ૨
અપના અર્થ ન દેખે સો તો, પલકમાં પીઠ દેખાવે રે. દુ૦ ૩
બાજીગરકી બાજી જેસા, અજબ દિમાક દેખાવે રે. દુ૦ ૪
દેખો દુનિયાં સકલ ખીલી હૈ, યુંહી મન લલચાવે રે. દુ૦ ૫
જિણે જાન્યા તિને આપ પિછાન્યા, બે ખબરી દુઃખ પાવેરે. દુ૦ ૬
**હંસ** સયાને એક સાંઈશું ઠર, કાહેકું ચિત્ત ન લાગે રે. દુ૦ ૭

## શ્રી સમયસુંદર વિરચિત

### (૨૪૮)

કિસીકું સબ દિન સરખે ન હોય;
પ્રહ ઉગત અસ્તંગત દિનકર, દિનમેં અવસ્થા દોય. કિ૦ ૧
**હરિ બલભદ્ર પાંડવ નળરાજા**, રહે ષટખંડ રિદ્ધિ ખોય;
ચંડાળકે ઘર પાણી આણ્યું, રાજા **હરિશ્ચંદ્ર** જોય. કિ૦ ૨
ગર્વ મ કર તું મૂઢ ગમારા, ચડત પડત સબ કોય;
**સમયસુંદર** કહે ઈતર પરત સુખ, સાચો જિનધર્મ સોય. કિ૦૩

## શ્રી કલ્યાણમુનિ વિરચિત

(૨૪૯)

પ્રાણી કાયા માયા કારમી, કૂડો છે કુટુંબ પરિવાર રે જીવલડા;
સમરણ કીજે સિદ્ધનું.
મારૂં મારૂં મ કરરે માનવી, પંથ વહેવું પેલે પારરે જીવલડા. સ૦૧
પ્રાણી સહુને વળાવે સાંકલ્યા, મળીયા છે મોહને સંબંધરે; જીવ૦
પ્રાણી આયુ ક્ષયે અળગા થયા, દીઠો એવો સંસારી ધંધ રે.
જીવ૦ સમ૦ ૨
પ્રાણી કાષ્ટ પરેરે કાયા બળે, વળી કેશ બળે જિમ ઘાસરે; જીવ૦
પ્રાણી માનવી મર્કટ વૈરાગીયા, વળી પડે માયા વિશ્વાસ રે.
જીવ૦ સ૦ ૩
પ્રાણી પડાઈ ઉડે જીવ ઉપરે, દોરી પવન બળે લેઈ જાયરે; જી૦
પ્રાણી તૂટી દોરી સંધાય છે, આઉખું તૂટ્યું ન સંધાય રે.
જીવ૦ સમ૦ ૪
પ્રાણી કાચે કુંભે પાણી કેમ રહે, હંસ ઉડી જાયે કાય રે; જી૦
પ્રાણી આશા અતિ ઘણી આદરે, થાવા વાળો તેહિ જ થાય રે.
જીવ૦ સમ૦ ૫
પ્રાણી જેણે ઘરે નોબત ગડગડે, ગાવે વળી ષટ રાગ રે; જી૦
પ્રાણી ગોખે તેહને ઘૂમતા, શૂન્ય થયે વળી ઉડે કાગ રે.
જીવ૦ સમ૦ ૬
પ્રાણી એમ સંસાર અસાર છે, સારમાં શ્રી જિનધર્મ સારરે; જી૦
પ્રાણી શાંતિ સમર સમતા ધરી, ચાર તજી વળી આદરો ચાર રે.
જીવ૦ સમ૦ ૭
પ્રાણી પાંચ તજો ને પાંચ ભજો, ત્રણ જીપો ત્રણ ગુણધારરે; જીવ૦

પ્રાણી રયણી ભોજન પરિહરો, સાત વ્યસન તજો સુવિચાર રે;
જીવ૦ સમ૦ ૮
પ્રાણી રક્ષા કરો છ કાયની, સાંભળો સદગુરૂની વાણુ રે; જીવ૦
પ્રાણી સાચી શિખામણુ એહ છે, એમ કહે છે મુનિ કલ્યાણુ રે.
જીવ૦ સમ૦ ૯

શ્રી મણિચંદ્રજી કૃત

# શ્રી આત્મશિક્ષા સજ્ઝાય

(૨૫૦)

આતમરામે રે મુનિ રમે, ચિત્ત વિચારીને જોય રે.
તાહરૂં દીસે ન કોય રે, સહુ સ્વારથી મળ્યું તોય રે;
જન્મ મરણ કરે લોય રે, પૂંઠે સવિ મળી રોય રે. આ૦ ૧
સ્વજન વર્ગ સવિ કારમું, કૂડો કુટુંબ પરિવાર રે;
કોઈ ન કરે તુજ સાર રે, ધર્મ વિણુ નહીં આધાર રે.
જિણે પામે ભવપાર રે. આતમ૦ ૨
અનંત કલેવર મૂકયાં, તેં કીયાં સગપણુ અનંત રે;
ભવ ઉદ્વેગે રે તું ભમ્યો, તોહી ન આવ્યો તુજ અંત રે,
ચેતો હૃદયમાં સંત રે. આતમ૦ ૩
ભોગ અનંતા તેં ભોગવ્યા, દેવ મણુઅ ગતિ માંહિ રે;
તૃપ્તિ ન પામ્યો રે જીવડો, હજી તુજ વાંછા છે ત્યાંહિ રે,
આણુ સંતોષ ચિત્ત માંહિ રે. આતમ૦ ૪
ધ્યાન કરો રે આતમ તણું, પર વસ્તુથી ચિત્ત વારી રે;
અનાદિ સંબંધ તુજ કો નહીં, શુદ્ધ નિશ્ચે ઈમ ધારી રે,
ઈણુ વિધ નિજ ચિત્ત ઠારી રે, મણિચંદ્ર આતમ તારી રે.
આતમ૦ ૫

## શ્રી રૂપવિજયજી વિરચિત

# શ્રી આત્મબોધની સજ્ઝાય

(૨૫૧)

હો સુણુ આતમ મત પડ મોહ પંજર માંહે; માયા જાળ રે.
ધન રાજ્ય જોબન રૂપ રામા, સુત સુતા ઘરબાર રે;
હુકમ હોદ્દા હાથી ઘોડા, કારમો પરિવાર. માયા જાળ રે. હો૦ ૧
અતુલબળ હરિ ચક્રી રામા, ભુજો જિત મદમત્ત રે;
ક્રૂર જમ બળ નિકટ આવે, ગળિત જાયે સત્ત. માયા૦ હો૦ ૨
પુહવીને જે છત્ર પરે કરે, મેરૂનો કરે દંડ રે;
તે પણ હાથ ઘસતા ગયા, મૂકી સર્વ અખંડ. માયા૦ હો૦ ૩
જે તખત બેસી હુકમ કરતા, પહેરી નવલા વેષ રે;
પાઘ શેલા ધરત ટેઢા, મરી ગયા જમદેશ. માયા૦ હો૦ ૪
મુખ તંબોલને અધર રાતા, કરત નવ નવા ખેલ રે;
તેહ નર બળ પુણ્ય કાઠે, કરત પર ઘર ટેલ. માયા૦ હો૦ ૫
ભજ સદા ભગવંત ચેતન, સેવ ગુરૂ પદ **પદ્મ** રે;
**રૂપ** કહે કર ધર્મકરણી, પામે શાશ્વત સદ્મ રે. માયા૦ હો૦ ૬

## શ્રી પદ્મવિજયજી વિરચિત

(૨૫૨)

સાંભળ સયણા સાચી સુણાવું, પૂરવ પુણ્યે તું પામ્યો રે ભાઇ;
નરક નિગોદમાં ભમતાં નરભવ, તેં નિષ્ફળ કેમ વામ્યો રે
ભાઈ. સાંભળ૦ ૧
જૈન ધર્મ જયવંતો જગમાં, ધારી ધર્મ ન સાધ્યો રે ભાઈ;
મેઘ ઘટા સરીખા ગજ સાટે, ગર્દભ ઘરમાં બાંધ્યો રે ભાઈ.
સાભળ૦ ૨

કલ્પવૃક્ષ કુહાડે કાપી, ધંતુરો ઘેર ધારે રે ભાઈ;
ચિંતામણી ચિંતિત પૂરણ તે, કાગ ઉડાવણ ડારે રે ભાઈ.
સાંભળ૦ ૩

એમ જાણી જાવા નવિ દીજે, નરનારી નરભવને રે ભાઈ;
ઓળખી શુદ્ધ ધર્મને સાધો, જે માન્યો મુનિ મનને રે ભાઈ.
સાંભળ૦ ૪

જે વિભાવ પરભાવમાં ભજિયે, રમણ સ્વભાવમાં કરીયે રે ભાઈ;
ઉત્તમ પદ પદ્મને અવલંબી, ભવિયણ ભવજળ તરીયે રે
ભાઈ. સાંભળ૦ ૫

શ્રી લબ્ધિવિજયજી વિરચિત

## આત્માને શિખામણ

(૨૫૩)

કાંઈ નવિ ચેતો રે ચિત્તમાં જીવડા રે, આયુ ગળે દિન રાત;
વાત વીસારી રે ગર્ભાવાસની રે, કુણ કુણ તાહરી જાત. કાં૦—૧
દોહીલો દીસે રે માનવભવ તણો રે, શ્રાવક કૂળ અવતાર;
પ્રાપ્તિ પૂરી રે ગિરૂઆ ગુરૂ તણી રે, તુજ ન મળે વારંવાર.
કાંઈ૦—૨

તું મત જાણે રે એ ધન માહરૂં રે, કુણ માત કુણ તાત;
આપ સવારથે સહુ કો મિલ્યું રે, મ કર પરાઈ તું વાત. કાં૦—૩
પુણ્ય વિહુણા રે દુઃખ પામે ઘણા રે, દોષ દિયે કિરતાર;
આપ કમાઈ રે પૂરવ ભવ તણી રે, ન મિટે તેહ લગાર. કાં૦—૪
કઠીણ કરમને અહનિશ જે કરે રે, તેહનાં ફળ જે વિપાક;
હું નવિ જાણું રે કુણ ગતિ તાહરી રે, તે જાણે વીતરાગ. કાં૦—૫

તેં દુઃખ સહ્યાં રે બહુ રમણી તણાં રે, અનંત અનંતી વાર;
લબ્ધિ કહે રે જે જિનને ભજે રે, તે પામે મોક્ષ દુવાર. કાં૦–૬

મુનિ લાવણ્ય સમય વિરચિત

# આત્માને બોધ

(૨૫૪)

જીવ ક્રોધ મ કરજે, લોભ મ ધરજે, માન મ લાઈશ ભાઈ;
કૂડાં કર્મ મ બાંધીશ, ધર્મ મ ચૂકીશ, વિનય મ મૂકીશ
ભાઈ રે જીવડા.
દોહિલો માનવભવ લીધો, તુમે કાંઈ કરીતત્ત્વને સાધો રે ભોળા.
દોહિ૦–૧
ઘર પછવાડે દેરાસર જાતાં, વીશ વિમાસણ થાય;
ભૂખ્યો તરસ્યો રાઉલ રાતો, માથે સહેતો ઘાય રે. જી૦ દો૦–૨
ધર્મ તણી પોશાળે ચાલ્યા, સુણવા સદગુરૂ વાણી;
એક વાત કરે બીજો ઉઠી જાયે, નયણે નિંદ ભરાણી રે. જી૦–૩
નામે બેઠો લોભે પેઠો, ચાર પહોર નિશિ જાગ્યો;
બે ઘડીનું પડિક્કમણું કરતાં, ચોકખો ચિત્ત ન રાખ્યો. જી૦–૪
આઠમ ચઉદશ પુનમ પાખી, પર્વ પર્યૂષણ સારો;
બે ઘડીનું પચ્ચકખાણ કરંતાં, એક બીજાને વારો રે. જીવડા૦–૫
કીર્તિ કારણ પગરણ માંડી, અરથ ગરથ સવિ લૂંટે;
પુણ્ય ને કાજે પારકું પોતાનું, ગાંઠડીથી નવિ છૂટે રે. જી૦–૬
ઘર ઘરણીને ઘાટ ઘડાવ્યા, પહેરણ આછા વાઘા;
દશ આંગળીએ દશ વેઢ જ પહેર્યાં, નિર્વાણે જાવું છે નાગા રે.
જીવડા૦–૭

વાંકો અક્ષર માથે મીંડું, નિલવટ આધો ચંદો;
મુનિ **લાવણ્યસમય** ઈમ બોલે, એ ત્રણ કાલે વંદો. જી૦-૮

---

## શ્રી વીરવિજયજી વિરચિત
# સહજાનંદીની સજઝાય

( ૨૫૫ )

બીજી અશરણ ભાવના.-એ રાગ.

સહજાંદી રે આતમા, સૂતો કાંઈ નિશ્ચિંત રે,
મોહ તણા રણીયા ભમે, જાગ જાગ મતિવંત રે;
લૂંટે જગતના જંત રે, નાખી વાંક અત્યંત રે,
નરકા વાસ ઠવંત રે, કોઈ વિરલા ઉગરંત રે. સહજાનંદી૦- ૧
રાગ દ્વેષ પરિણુતિ ભજી, માયા કપટ કરાય રે,
આકાશ કુસુમ પરે જીવડો, ફોગટ જનમ ગમાય રે;
માથે ભય યમરાય રે, શો મન ગર્વ ધરાય રે,
સહુ એક મારગ જાય રે, કોણ જગ અમર કહાય રે. સ૦- ૨
**રાવણ** સરીખા રે રાજવી, નાગા ચાલ્યા વિણ ધાગ રે,
દશ માથાં રણ રણવડયાં, ચાંચ દીએ શિર કાગ રે;
દેવ ગયા સવિ ભાગ રે, ન રહ્યો માનનો છાગ રે,
હરિ હાથે હરિ નાગ રે, જો જો ભાઈઓના રાગ રે. સ૦- ૩
કેઈ ચાલ્યા કેઈ ચાલશે, કેતા ચાલણહાર રે,
મારગ વહેતો રે નિત્ય પ્રત્યે, જોતાં લક્ષ હજાર રે;
દેશ વિદેશ સુધાર રે, તે નર એણે સંસાર રે,
જાતાં જમ દરબાર રે, ન જુવે વાર કુવાર રે. સહજા૦- ૪

**નારાયણ** પુરી **દ્વારિકા**, બળતી મેલી નિરાશ રે,
રોતાં રણમાં તે એકલા, નાઠા દેવ આકાશ રે;
કિહાં તરૂ છાયા આવાસ રે, જળ જળ કરી ગયો સાસ રે,
**બળભદ્ર** સરોવર પાસ રે, સુણી **પાંડવ** શિવ વાસ રે. સ૦- ૫

ગાજી ગાજી રે બોલતા, કરતાં હુકમ હેરાન રે,
પોઢચા અગ્નિમાં એકલા, કાયા રાખ સમાન રે;
**બ્રહ્મદત્ત** નરક પ્રયાણ રે, એ ઋદ્ધિ અથિર નિદાન રે,
જેવું પીંપળ પાન રે, મ ધરો જૂઠ ગુમાન રે. સહજા૦- ૬

વાલેસર વિના એક ઘડી, નવિ સોહાતું લગાર રે,
તે વિણ જનમારો વહી ગયો, નહિ કાગળ સમાચાર રે;
નહિ કોઇ કોઈનો સંસાર રે, સ્વારથીયો પરિવાર રે,
માતા **મારૂદેવી** સાર રે, પહોંત્યા મોક્ષ મોઝાર રે. સ૦- ૭

માત પિતા સુત બંધવા, અધિકો રાગ વિસાર રે,
નારી અસારી રે ચિત્તમાં, વંછે વિષય ગમાર રે;
જુઓ **સૂરિકાંતા** જે નાર રે, વિષ દીધો ભરતાર રે,
નૃપ જિન ધર્મ આધાર રે, સજ્જન નેહ નિવાર રે. સ૦- ૮

હસી હસી દેતા રે તાળીઓ, શય્યા કુસુમની સાર રે,
તે નર અંતે માટી થયા, લોક ચણે ઘર બાર રે;
ઘડતા પાત્ર કુંભાર રે, એહવું જાણી અસાર રે,
છોડે વિષય વિકાર રે, ધન્ય તેહનો અવતાર રે. સહ૦- ૯

**થાવચ્ચાસુત** શિવ વર્યા, વળી **ઈલાચીકુમાર** રે,
ધિક ધિક વિષયા રે જીવને, લઈ વૈરાગ્ય રસાળ રે;
મ્હેલી મોહ જંજાળ રે, ઘર રમે કેવળ બાળ રે,
ધન્ય **કરકંડુ** ભૂપાળ રે. સહજાનંદી૦-૧૦

**શ્રી શુભવિજય** સુગુરૂ લહી, ધર્મ રયણુ ધરો છેક રે,
**વીર** વચન રસ શેલડી, ચાખે ચતુર વિવેક રે;
ન ગમે તે નર ભેક રે, ધરતા ધર્મનો ટેક રે,
ભવજળ તરીયા અનેક રે. સહજાનંદી૦-૧૧

શ્રી જીવવિજયજી વિરચિત

# આપ સ્વભાવની સજઝાય

( ૨૫૬ )

આપ સ્વભાવમાં રે, અબધૂ સદા મગનમેં રહેના;
જગત જીવ હે કરમાધીના, અચરીજ કછુઅ ન લીના. આ૦-૧

તુમ નહિ કેરા કોઈ નહિ તેરા, કયા કરે મેરા મેરા;
તેરા હે સો તેરી પાસે, અવર સબ અનેરા. આપ સ્વભાવ૦-૨

વપુ વિનાશી તું અવિનાશી, અબ હે ઈનકા વિલાસી;
વપુ સંગ જબ દૂર નિકાસી, તબ તુમ શિવકા વાસી. આ૦-૩

રાગ ને દ્વેસા દોય ખવીસા, એ તુમ દુઃખકા દીસા;
જબ તુમ ઉનકું દૂર કરીસા, તબ તુમ જગકા ઈસા. આ૦-૪

પારકી આશા સદા નિરાશા, એ હે જગ જન પાસા;
તે કાટનકું કરો અભ્યાસા, લહો સદા સુખ વાસા. આપ૦-૫

કબહીક કાજી કબહીક પાજી, કબહીક હુઆ અપભ્રાજી;
કબહીક જગમેં કીર્તિ ગાજી, સબ પુદગલકી બાજી. આ૦-૬

શુદ્ધ ઉપયોગને સમતા ધારી, જ્ઞાન ધ્યાન મનોહારી;
કર્મ કલંકકું દૂર નિવારી, જીવ વરે શિવ નારી. આપ૦-૭

## શ્રી ઉદયરત્નજી કૃત સજ્ઝાયો

# તપની સજ્ઝાય

( ૨૫૭ )

કીધાં કર્મ નિકંદવા રે, લેવા મુક્તિ નિદાન;
હત્યા પાતિક છુટવા રે, નહિ કોઈ તપ સમાન.
ભવિક જન, તપ સરખું નહિ કોય.–૧
ઉત્તમ તપના યોગથી રે, સુર નર સેવે પાય;
લબ્ધિ અઠ્ઠાવીસ ઉપજે રે, મનવાંછિત ફળ થાય. ભ૦–૨
તીર્થંકર પદ પામીયે રે, નાસે સઘળા રોગ;
રૂપ લીલા સુખ સાહેબી રે, લહીયે તપ સંયોગ. ભ૦–૩
અષ્ટકરમના ઓથને રે, તપ ટાલે તત્કાળ;
અવસર લહીને તેહનો રે, ખપ કરજો ઉજમાલ. ભ૦–૪
તે શું છે સંસારમાં રે, તપથી ન હોવે જેહ;
મનમાં જે જે ઇચ્છીયે રે, સફળ ફળે સહી તેહ. ભ૦–૫
બાહ્ય અભ્યંતર જે કહ્યા રે, તપના બાર પ્રકાર;
હોજો તેની ચાલમાં રે, જેમ **ધન્નો** અણગાર. ભ૦–૬
**ઉદયરતન** કહે તપ થકી રે, વાધે સુજસ સનૂર;
સ્વર્ગ હોવે ઘર આંગણે ર, દુર્ગતિ નાસે દૂર. ભવિક૦–૭

# શ્રી બલભદ્રમુનિની સજ્ઝાય

( ૨૫૮ )

શા માટે બંધવ મુખથી ન બોલો, આંસુડે આનન ધોતાં મોરારી રે;
પુન્યયોગે દડીઓ એક પાણી, જડયો છે જંગલ જોતાં મો.–૧
ત્રીકમ રીસ ચઢી છે તુજને, વનમાંહે વનમાળી મોરારી રે;

વડી રે વારનો મનાવું છું વ્હાલા, તું તો વચન ન બોલે
ફરી વાર મોરારી રે. શા૦-૨
નગરી રે દાઝીને શુદ્ધ ના લીધી,મ્હારી વાણી ન સુણ્યુ વ્હાલા મો૦
આ વેળામાં લીધો અબોલો,કાનજી કાં થયા કાલા મો૦ શા૦-૩
શી શી વાત કહું સામળીયા, વિઠ્ઠલજી આ વેળા મોરારી રે;
શાને કાજે મુજને સંતાપો,હરિ હસી બોલોને હેલાં મો૦ શા૦-૪
પ્રાણ હમારા જાશે પાણી વિણ, અધઘડીને અણબોલે મોરારી રે;
આરતી સઘળી જાયે અળગી, બાંધવ જો તું બોલે મો૦ શા૦-૫
ષટ્માસ લગી પાળ્યો છબીલો, હૈયા ઉપર અતિ હેતે મોરારી રે;
સિંધુ તટે સુરને સંકેતે, હરિ દહન કરમ શુભ રીતે મો૦ શા૦-૬
સંયમ લેઈ ગયો દેવલોકે,કવિ ઉદયરતન ઈમ બોલે મોરારી રે;
સંસાર માંહે બળદેવમુનિને, કોઈ નવ આવે તોલે મો૦ શા૦-૭

---

# શ્રી મૌનએકાદશીની સજ્ઝાય

(૨૫૯)

આજ મ્હારે એકાદશી રે, નણુદલ મોન કરી મુખ રહીએ;
પૂછયાનો પડુત્તર પાછો, કેહને કાંઈ ન કહીએ. આજ૦-૧
મ્હારો નણુદોઇ તુજને વ્હાલો, મુજને ત્હારો વીરો;
ધુમાડાના બાચકા ભરતાં, હાથ ન આવે હીરો. આજ૦-૨
ઘરનો ધંધો ઘણો કર્યો પણ, એક ન આવ્યો આડો;
પરભવ જાતાં પાલવ ઝાલે, તે મુજને દેખાડો. આજ૦-૩
માગસર સુદી અગીયારશ મ્હોટી, નેવુ જિનનાં નિરખો;
દોઢસો કલ્યાક મ્હોટાં, પોથી જોઈને હરખો. આજ૦—૪

**સુવ્રત** શેઠ થયો શુદ્ધ શ્રાવક, મોન ધરી મુખ રહીયો;
પાવક પુર સઘળો પરજાળ્યો, એહનો કાંઈ ન દહીયો. આ૦—
આઠ પહોર પોસો તે કરીએ, ધ્યાન પ્રભુનું ધરીએ;
મન વચ કાયા જો વશ કરીએ, તો ભવસાગર તરીએ. આ૦—
ઈર્યાસમિતિ ભાષા ન બોલે, આડું અવળું પેખે;
પડિકમણા શું પ્રેમ ન રાખે, કહો કિમ લાગે લેખે. આ૦—
કર ઉપર તો માળા ફિરતી, જીવ ફરે વન માંહી;
ચિત્તડું તો ચિહું દિશિયે દોડે, ઈણ ભજને સુખ નાંહી. આ૦—
પૌષધશાળે ભેગાં થઈને, ચાર કથા વળી સાંધે;
કાંઈક પાપ મિટાવણ આવે, બાર ગણું વળી બાંધે. આ૦—
એક ઉઠંતી આળસ મરડે, બીજી ઉંઘે બેઠી;
નદીયોમાંથી કાંઇક નિસરતી, જઈ દરીયામાં પેઠી. આ૦—૧૦
આઈ બાઈ નણંદ ભોજાઇ, ન્હાની મોટી વહુને;
સાસુ સસરો માને માસી, શિખામણ છે સહુને. આ૦—૧૧
**ઉદયરતન** વાચક ઉપદેશે, જે નર નારી રહેશે;
પોસા માંહે પ્રેમ ધરીને, અવિચળ લીલા લહેશે. આ૦—૧૨

# શ્રી વૈરાગ્યની સજ્ઝાય

(૨૬૦)

ઉંચા તે મંદિર માળીયાં, સોડચ વાળીને સુતો;
કાઢો રે કાઢો સહુ કહે, જાણે જનમ્યો જ ન્હોતો.
એક રે દિવસ એવો આવશે.—૧

એક રે દિવસ એવો આવશે, મને સબળોજી સાલે;
મંત્રિ મળ્યા સર્વે કારમા, તેનું કાંઈ નવ ચાલે. એક૦—૨

સાવ સોનાનાં રે સાંકળાં, પહેરણુ નવ નવા વાઘા;
ધોળું વસ્તર એના કર્મનું, તે તો શોધવા લાગ્યા. એ૦- ૩
ચરૂ કઢાઈઓ અતિ ઘણા, બીજાનું નહિ લેખું;
ખોખરી હાંલી એના કર્મની, તે તો આગળ દેખું. એ૦- ૪
કેનાં છોરૂને કેનાં વાછરૂ, કેનાં માયને બાપ;
અંતકાળે જાવું જીવને એકલું, સાથે પુન્યને પાપ. એક રે૦-૫
સગી રે નારી એની કામિની, ઊભી ડગમગ જોવે;
તેનું પણ કાંઇ ચાલે નહિ, બેઠી ધ્રુસકે રૂવે. એક રે૦-૬
વ્હાલાં તે વ્હાલાં શું કરો, વ્હાલાં વોળાવી વળશે;
વ્હાલાં તે વનનાં લાકડાં, તે તો સાથેજી બળશે. એક રે૦-૭
નહિ ત્રાપો નહિ તુંબડી, નથી તરવાનો આરો;
ઉદયરતન પ્રભુ ઇમ ભણે, મને પાર ઉતારો. એક રે૦-૮

# શ્રી શરીરના ગર્વની સજ્ઝાય

( ૨૬૧ )

ગર્વ ન કરશો રે ગાત્રનો, આખર એ છે અસાર રે;
રાખ્યું કોઇનું નવિ રહે, કર્મ ન ફરે કિરતાર રે.
ગર્વ ન કરશો રે ગાત્રનો.- ૧
સડણ પડણ વિધ્વંસણ, સહલું માટીનું ભાંડ રે;
ક્ષણમાં વાગે રે ખોખરૂં, તે કેમ રહેશે અખંડ રે. ગર્વ૦- ૨
મુખને પૂછી રે જે જમે, પાન ખાય ચૂંટી ચૂંટી ડીંટ રે;
તે મુખ બંધાણા ઝાડવે, કાગ ચરકતા વિષ્ટ રે. ગર્વ૦- ૩
મુખ મરડે ને મોજે કરે, કામિનીશું કરે કેળિ રે;
તે જઈ સુતા મશાણમાં, મોહ મમતાને મેલી રે. ગર્વ૦- ૪

દિશો દિશી બોલતા હેજમાં, નરનારી લખ ક્રોડ રે;
તે પરભવ જઈને પોઢીયા, ધન કણ કંચન છોડ રે. ગર્વ૦– ૫
ક્રોડ ઉપાય જો કીજિયે, તો પણ નવિ રહે નેટ રે;
સજ્જન મિલિ સહુ તેહને, કરે અગ્નિને ભેટ રે. ગર્વ૦– ૬
કૃષ્ણ સરીખો રે રાજવી, બળભદ્ર સરીખો છે વીર રે;
જંગલમાં જૂઓ તેહને, તાકી માર્યું છે તીર રે. ગર્વ૦– ૭
બત્રીશ સહસ અંતેઉરી, ગોવાળણી સોળ હજાર રે;
તરશે તરફડે ત્રીકમો, નહિ કોઈ પાણી પાનાર રે. ગર્વ૦–૮
કોટીશિલા કર પર ધરી, ગિરીધારી થયા નામ રે;
બેઠા ન થવાનું તે બળે, જુઓ જુઓ કર્મનાં કામ રે. ગર્વ૦–૯
જન્મતાં કેણે નવિ જાણીયા, મરતાં નહિ કોઈ રોનાર રે;
મહા અટવીમાંહિ એકલા,પડ્યા પડ્યા કરે પોકાર રે. ગર્વ૦–૧૦
છબીલો છત્ર ધરાવતો, ફેરવતો ચોદિશિ ફોજ રે;
વનમાં વાસુદેવ જઈ વસ્યા,બેસે જિહાં વનચર રોજ રે. ગ૦ ૧૧
ગજે બેસીને જે ગાજતો, થતી જિહાં નગારાની ઠોર રે;
ઘુડ હોલા તિહાં ઘુઘવે, સાવજ કરતા તિહાં શોર રે. ગ૦–૧૨
જરાકુમાર જંગલ વસે, ખેલે છે તિહાં શિકાર રે;
હરિ પગે પદ્મ તે દેખીયો, મૃગની ભ્રાંતે તેણિ વાર રે. ગ૦–૧૩
તીર માર્યો તેણે તાણીને, પગ તળે બળ પૂર રે;
પગ ભેદીને તે નીસર્યો, તીર પડ્યો જઈ દૂર રે. ગર્વ૦–૧૪
આપ બળે ઉઠીને કહે, રે રે હું તો છું કૃષ્ણ રે;
બાણે કોણે મને વીંધીયો, એવો કોણ છે દુર્જન રે. ગ૦–૧૫
શબ્દ તે કૃષ્ણનો સાંભળી, વૃક્ષ તળે જરાકુમાર રે;
ક્યાં હું વસુદેવ પુત્ર છું, રહું છું આ વન મોઝાર રે. ગ૦–૧૬

કૃષ્ણ રખોપાને કારણે, વર્ષ થયાં મુજ બાર રે;
પણ નવિ દીઠો કોઇ માનવી, આજ લગે તે નિરધાર રે. ગ૦–૧૭
દુષ્ટ કર્મ તણે ઉદય, આંહી આવ્યા તુમે આજ રે;
મુજને હત્યા રે આપવા, વળી બગાડવા લાજ રે. ગર્વ૦–૧૮
કૃષ્ણ કહે આવો બંધવા, જિણ કાજ સેવો છો વન રે;
તે હું કૃષ્ણ તેં મારીયો, ન મટે શ્રી નેમનાં વચન રે. ગ૦–૧૯
ઈમ સુણી આંસુડા વરસાવતો, આવ્યો કૃષ્ણની પાસ રે;
મોરારી તવ બોલીયા, લે આ કૌસ્તુભ ઉલ્લાસ રે. ગ૦–૨૦
એ નિશાની પાંડવને આપજે, જા તું ઈહાંથી વેગ રે;
નહિ તો બળભદ્ર મારશે, ઉપજશે ઉદ્વેગ રે. ગર્વ૦–૨૧
આ સમે કિમ જાઉં વેગળો, જો તુમે મોકલો મોરારી રે;
ફરી ફરી પાછું જોતો થકો, વરસત આંસુ જળધાર રે. ગ૦–૨૨
દ્રષ્ટિ અગોચર તે થયો, તેવીશમી ઢાળ રે;
ઉદયરતન કહે એ થઇ, સહુ સુણજો ઉજમાળ રે. ગ૦–૨૩

# સ્ત્રીને શિખામણની સજઝાય

(૨૬૨)

નાથ કહે તું સુણને નારી, શિખામણ છે સારીજી;
વચન તે સઘળાં વીણી લેશે, તેહનાં કારજ સરશે.
શાણાં થઇએજી.– ૧
જાત્રા જાગરણને વિવાહમાં, માતા સાથે રહીએજી;
સાસરીયામાં જળ ભરવાને, સાસુ સાથે જઈએ. શાણાં૦– ૨
દિશા અંધારીને એકલડાં, મારગમાં નવિ જઈએજી;
એકલી જાણી આળ ચઢાવે, એવડું શાને કરીએ. શાણાં૦– ૩

વહાણુામાં વહેલેરા ઉઠી, ઘરનો ધંધો કરીએજી;
નણુંદ જેઠાણી પાસે જઇને, સુખ દુઃખ વાત ન કરીએ. શા૦– ૪
ચોકામાં ચતુરાઈએ રહીએ, રાંધતાં નવિ રમીએજી;
સહુ કોને પ્રાસાદ કરાવી, પાછળ પોતે જમીએ. શાણું૦– ૫
ગાંઠે પહેરી ઘરમાં રહીએ, બહાર પગ નવિ ધરીએજી;
સસરા જેઠની લાજ કરીને, મોં આગળથી ટળીએ. શા૦– ૬
છુટે કેશે શિર ઉઘાડે, આંગણામાં નવિ જઇએજી;
પુરૂષ તણો પડછાયો દેખી, મોં આગળ નવિ રહિએ. શા૦– ૭
એકાંતે દીયરીયા સાથે, હાથે તાળી ન લઈએજી;
પ્રેમ તણી જો વાત કરે તો, મોં આગળથી ખસીએ. શા૦– ૮
આભરણુ પહેરી અંગ શોભાવી, હાથે દર્પણુ ન લઈએજી;
પિયુડો જો પરદેશ સીધાવે, તો કાજળ રેખ ન દઇએ. શા૦– ૯
પિયુડા સાથે ક્રોધ ન કરીએ, રીસાઈ નવિ રહીએજી;
છૈયાં છોરૂં છોકરાંને, તાડન કદીય ન કરીએ. શાણું૦–૧૦
ઉજડ મંદિર માંહી કયારે, એકલડાં નવિ જાઇએજી;
એકલી જાણી આળ ચઢાવે, એવડું શાને સહીએ. શા૦–૧૧
ફિરીયલ નારીનો સંગ ન કરીએ, તસ સંગે નવિ ફરીએજી;
મારગ જાતાં વિચાર કરીને, ઉંડો પાવ ન ધરીએ. શા૦–૧૨
**ઉદયરતન** વાચક ઈમ બોલે, જે નર નારી ભણુશેજી;
તેહનાં પાતક દૂરે ટળશે, મુક્તિપુરીમાં મળશે. શાણું૦–૧૩

## શ્રી દેવલોકની સજઝાય

(૨૬૩)

સુધર્મા દેવલોકમાં રે, વૈમાન બત્રીશ લાખ;
કેઈ ભોળા શંકા કરે રે, એ તો **ભગવતીસૂત્રની** સાખ.
પુણ્યનાં ફળ જોજો.–૧

સુધર્મા દેવલોકમાં રે, પાંચસે જોજન મહેલ;
સત્તાવીશ જોજન ભોંઇતળીયાં રે ભાઈ, એ સુખ નહિ
સહેલ રે. પુણ્ય૦–૨
વેગ ગતિ ચાલે દેવતા રે, લાખ જોજન કરે દેહ;
એકેકા વિમાનનો રે ભાઈ, નાવે છઠે મહિને છેહ રે. પુ૦–૩
હાવ ભાવ કરતી થકી રે, દેવીયો આવે હજુર;
આ ઠામે આવી ઉપન્યાં રે,સ્વામી શા કીધાં પુણ્ય પૂર્વ રે. પુ૦–૪
નામ બતાવો ગુરૂ તણું રે, નિર્લોભી ઋષિરાય;
ભવસાગરમાં બુડતાં રે, તુમ હાથ લિયો સંઝાય રે. પુ૦–૫
નિરલોભી ન લાલચી રે, માગી બદામ ન એક;
દુર્ગતિ પડતાં રાખીયો રે, મને મોકલીયો દેવલોક રે. પુ૦–૬
દેવ પ્રત્યે દેવીયો કહે રે, સુણો વલ્લભ મોરા નાથ;
નાટક જુઓ એક અમ તણું રે, પછી જઈ કહેજો વાત રે. પુ૦–૭
એક નાટક કરતાં થકાં રે, ગયાં વર્ષ હોય હજાર;
દેવતા મનમાં ચિંતવે રે, હવે કરવો કવણ વિચાર રે. પુ૦–૮
સઘળું કુંટુંબ પુરૂં થયું રે, હવે કહેશું કેહને જાય;
દુર્ગંધ ઉડે મનુષ્ય લોકની રે, હવે જાય અમારી બલાય રે. પુ૦–૯
ઉદયરતન વાચક કહે રે, દેવલોકની સજ્ઝાય;
ભણે ગણેને સાંભળો રે, તેનાં પાતક દૂરે પલાય રે. પુ૦–૧૦

# શિયળની સજ્ઝાય

(૨૬૪)

ધન્ય ધન્ય તે દિન માહરો.–એ રાગ.

શિયળ સમું વ્રત કો નહિ, શ્રી જિનવર ભાખે રે;
સુખ આપે જે શાશ્વતાં, દુર્ગતિ પડતાં રાખે રે. શિયળ૦–૧

વ્રત પચ્ચખાણુ વિના જુઓ, નવ નારદ જેહ રે;
એકજ શિયળ તણા બળે, ગયા મુક્તિ તેહ રે. શિય

સાધુ અને શ્રાવક તણા, વ્રત છે સુખદાયી રે;
શિયળ વિના વ્રત જાણજો, કુસકા સમ ભાઈ રે. શિય

તરૂવર મૂળ વિના જિસ્યો, ગુણ વિણ લાલ કમાન રે;
શિયળ વિના વ્રત એહવું, કહે શ્રી વીર ભગવાન રે. શિય

નવ વાડે કરી નિર્મળું, પહેલું શીળ જ ધરજો રે;
ઉદયરત્ન કહે તે પછી, વ્રતનો ખપ કરજો રે. શિય

# ધર્મના ચાર પ્રકારની સજ્ઝાય

(૨૬૫)

શ્રી મહાવીરે ભાખીયા, સખી ધર્મના ચાર પ્રકાર
દાન શિયલ તપ ભાવના, સખી પંચમ ગતિ દાતાર રે. ૧

દાને દોલત પામીયે, સખી દાને ક્રોડ કલ્યાણો.
દાન સુપાત્ર પ્રભાવથી, સખી કયવન્નો શાલિભદ્ર જાણે
૨

શિયલે સંકટ સવી ટળે, સખી શિયલે વંછિત સિદ્ધ
શિયલે સુર સેવા કરે, સખી સોળ સતી પરસિદ્ધ રે. ૩

તપ તપો ભવિ ભાવશું, તપે નિર્મળ તન
વર્ષોપવાસી ઋષભજી, સખી ધન્નાદિક ધન્ય ધન્ય રે. ૪

ભરતાદિક શુભ ભાવથી, સખી પામ્યા પંચમ ઠામ
ઉદયરત્ન મુનિ તેહને, સખી નિત્ય કરે પ્રણામ રે. શ્રી

# શ્રી ભાવ વિષે સજ્ઝાય

ધન્ય ધન્ય તે દિન માહરો—એ રાગ

(૨૬૬)

રે ભવિ ભાવ હૃદયે ધરો, જે છે ધર્મનો ધોરી;
એકલમલ્લ અખંડ જે, કાપે કર્મની દોરી. રે ભવિ૦ ૧
દાન શિયલ તપ ત્રણુ એ, પાતક મળ ધોવે;
ભાવ જો ચોથો નવિ મળે, તો તે નિષ્ફળ હોવે. રે ભવિ૦ ૨
વેદ પુરાણુ સિદ્ધાંતમાં, ષટ્દર્શન ભાંખે;
ભાવ વિના ભવ સંતતિ, પડતાં કોણુ રાખે. રે ભવિ૦ ૩
તારક રૂપ એ વિશ્વમાં, ઝંપે જગ ભાણુ;
ભરતાદિક શુભ ભાવથી, પામ્યા પદ નિર્વાણુ. રે ભવિ૦ ૪
ઓષધ આય ઉપાય જે, યંત્ર મંત્રને મૂળી;
ભાવે સિદ્ધ હોવે સદા, ભાવ વિણુ સહુ ધૂળી. રે ભવિ૦ ૫
ઉદયરત્ન કહે ભાવથી, કોણુ કોણુ નર તરીયા.
શોધી જો જો સૂત્રમાં, સજ્જન ગુણુ દરીયા. રે ભવિ૦ ૬

## શ્રી ચેતનને શિખામણ

(૨૬૭)

આપ વિચારજો આતમા, ભ્રાંતે શું ભૂલે;
અથિર પદારથ ઉપરે, ફોગટ શું ફુલે. આપ૦ ૧
ઘટ માંહે છે ઘર ધણી, મેલો મનનો ભામો;
બોલે તે બીજો નથી, જોને ધારી તામો. આપ૦ ૨
પામીશ તું પાસે થકી, બાહિર શું ખોળે;
બેસે કાં તું બૂડવા, માયાને ઓળે. આપ૦ ૩
પ્રીછ્યા વિણુ કેમ પામીયે, સુણ મૂરખ પ્રાણી;
પીવાયે કેમ પસલીયે, અંજવાનાં પાણી. આપ૦ ૪

આપ સ્વરૂપ ન ઓળખે, માયા માંહે ઝુલે;
ગરથ પોતાની ગાંઠનો, વ્યાજમાં જિમ ડુલે. આપ૦ ૫
જોતાં નામ ન જાણીએ, નહીં રૂપ ન રેખ;
જગ માંહે તે કેમ જડે, અરૂપી અલેખ. આપ૦ ૬
અંધ તણી પરે આફળે, સઘળા સંસારી;
અંતરપટ આડો રહે, કોણ જુવે વિચારી. આપ૦ ૭
પહેલે પાછું કરી, પછી જોને નિહાળી;
નજરે દેખીશ નાથને, તેહશું લે તાળી. આપ૦ ૮
બાંધણહારો કો નથી, નથી છોડણહારો;
પ્રવૃત્તે બાંધીએ પોતે, નિવૃત્તે નિસ્તારો. આપ૦ ૯
ભેદા ભેદ બુદ્ધિએ કરી, ભાસે છે અનેક;
ભેદ તજીને જો ભજે, તો દીસે એક. આપ૦ ૧૦
કાળે ધોળું ભેળીએ, તો તે થાય બે રંગુ;
બે બે રંગે બડે સહિ, મન ન રહે ચંગુ. આપ૦ ૧૧
મન મરે નહીં જિહાં લગી, ઘૂમે મદ ઘેર્યો;
તબ લગે જગ ભૂલો ભમે, ન મટે ભવ ફેરો. આ૦ ૧૨
ઉંઘ તણે જોરે કરી, શું મોહ્યો સુહણે;
અળગી મેલી ઉંઘને, ખોળી જોને ખૂણે. આપ૦ ૧૩
ત્યારે જગમાં તુજ વિના, બીજો નવિ દીસે;
ભિન્ન ભાવ મટશે તદા, સહેજે સુ જગીસે. આ૦ ૧૪
મારૂં તારૂં નવિ કરે, સહુથી રહે ન્યારો;
ઇણે એહી નાણે ઓળખ્યો, પ્રભુ તેહને પ્યારો. આ૦ ૧૫
સિદ્ધ દિશાએ સિદ્ધને, મળીએ એકાંતે;
ઉદયરત્ન કહે આત્મા, તો ભાગે ભ્રાંતિ. આ૦ ૧૬

# નિંદ્રાની સજ્ઝાય

(૨૬૮)

મોહ નરિંદકી, નિંદ્રા નામે વિખ્યાત બે.
દ્વેષણી પાપિણી, ન ગમે ધર્મની વાત બે;
ન લહે જે સજ્જનાં,સજ્જનાં બે દુઃખભંજના બે. નિં૦ ૧
સઘળા જીવને, જિહાં જમનો પાસ બે;
ો નિંદ ન પાઈયે, તો ઘડી પ્રભુકો વાસ બે. નિં૦ ૨
ા ઉમરાવ એહનો, જાલીમ જોદ્ધ જુવાન બે;
બગાસું જાણજો, ચાલે આગે તાન બે. નિં૦ ૩
પાંચ છે જેહની, પસરી વિશ્વ પ્રમાણ બે;
વિના એક જેહની, કોઇ ન લોપે આણ બે. નિં૦ ૪
ન આવે ઢુંકડી, ધર્મે પાડે ભંગાણ બે;
ાગે જિહાં ઉંઘનાં, તિહાં હોય સુખની હાણ બે. નિં૦ ૫
ત્ન કહે ઉંઘને, જિત્યાનો એહ ઉપાય બે;
આહાર જિતીએ, તો નિંદ્રા વશ થાય બે. નિં૦ ૬

શ્રી ઉદયવિજયજી વિરચિત

# શ્રી આત્મ શિક્ષા સજ્ઝાય

(૨૬૯)

તે પિયુને ઈમ પ્રીછવે, પેખી નજીક પ્રયાણ રે;
પંથીડા બટાઉડા.
ા વાસો રે, તું તો ઇહાં વસ્યો, કાલનાં કિહાં હોશે
મેલાણ રે. પંથીડા૦ ૧
ઠેશે રે ફરે ચોરટા, જીવન સુતો જાગરે; પંથી૦ બટા૦
ચારિત્ર ધર્મરાયને, લાગી શકે તો લાગ રે. પં૦ બ૦ ૨

રાંધણુ આદિ મહારોગ જે, લાગ્યા તાહરી લાર રે; પં૦ બ૦
આવે છે તેડું તેડા ઉપરે, બહુ કાળનું તાહરે બાર રે. પં૦ બ૦ ૩
પરદેશી આણું પાછાં નહિ ફરે, સાસરવાસો સજ્ય રે; પં૦ બ૦
સાસ ચલંતે ભગવંતને, ભજી શકે તો ભવ્ય રે. પં૦ બ૦ ૪
માથે નગારાં વાજે મોતનાં, હાથે તે આવે સાથ રે; પં૦ બ૦
ખાશે કુટુંબ ખોંખારા કરી, બાકી તાહરી હાથ રે. પં૦ બ૦ ૫
મદનો છાકયો રે ન લહે તું મને, ડગ ડગ દૈવની ડાંગ રે; પં૦ બ૦
જો તું વાળેરે તો જાણું ખરો, ખોદ્યા ભવનાં ખાંગ રે. પં૦ બ૦ ૬
સુખ તું માણે છે ધણુની સેજમાં,ધણુ તે ધૂતારી છે ધીઠ રે; પં૦બ૦
ગરથ ખાઇને ગણિકાની પરે, આખર હોશે અદીઠ રે. પં૦બ૦ ૭
મમતા વાહ્યોરે તું થઈ મોટકો, પરશું માંડે છે પ્રીત રે; પં૦ બ૦
આપ સ્વરૂપ નવિ ઓળખે, અનેક ચલાવે અનીત રે. પં૦ બ૦ ૮
ભૂત ભૂત માંહે જાશે ભળી, દાવો રહેશે દામ રે; પં૦ બ૦
બાહ્ય કુટુંબ મળ્યું છે બહુ, પણ કોઈ નઆવે કામ રે. પં૦ બ૦ ૯
ચેતન જીવ પિયુને ચેતના, બાળા બૂઝવે એમ રે; પં૦ બ૦
અચેતન સાથે એહવી આશકી, કહોને કીજે કેમ રે. પં૦ બ૦ ૧૦
ઉદય વદે જે અરિહંતના, આશક હોશે અતીવ રે; પં૦ બ૦
પડશે નહિ જે મોહના પાશમાં, મુગતે જાશે તે જીવ રે.
પં૦ બ૦ ૧૧

## આત્મ શિક્ષાની સજ્ઝાય

(૨૭૦)

સમય સંભાળો રે આખર ચાલવું, સંબલ લેજે સાથ હોરે;
હોરે મુગ્ધ પંથીડા.

સાથી તાહરા રે પંડે પરવર્યા, તાળી લેઈ લેઇ હાથ હોરે.
હોરે સુણુ૦ ૧

વહાલાં વોળાવી રે વળશે તાહરાં,વચમાં વસમી વાટ હોરે; હોરે૦
વિણુ વિસામે રે પંથ ઓલંઘવો, ઉતરવો નર્કનો ઘાટ હોરે.
હોરે૦ ૨

આજનો વાસો રે ઈણુ મંદિર વસ્યો, વિષયનો માંડ્યો વ્યાપાર
હોરે; હોરે.
કાલનાં ઉતારા રે કહો કિહાં હોશે, નહિ તેહનો નિરધાર હોરે.
હોરે૦-૩

જિહાં તિહાં લાગે રે જમનો જીજિયો, બેસે બહુ બેસરાણુ હોરે;
ઘરનાં ભાડાં રે વળી ભરવાં પડે, નિત્ય નવલા રહેઠાણુ હોરે.
હોરે૦-૪

ડગલે ડગલે રે દાણુ ચૂકાવવું, નિત્ય નવલાં મહેલાણુ હોરે; હોરે૦
પરવશ પણે રે પંથે ચાલવું, નહિ કોઈ આગે વહાણુ હોરે.
હોરે૦-૫

યૌવન સસલો રે જરા કુતરી, કાળ આહેરી કબાણુ હોરે;
બાણુ પૂરીને રે પંથે બેસી રહ્યો, નહિ મહેલે નિરમાણુ હોરે.
હોરે૦-૬

તું નહિ કેહનો રે કોઈ નથી તાહરૂં, લોભ લગે એહ છે લોક
હોરે; હોરે.
પરદેશી શું રે કોણુ કરે પ્રીતડી, કાં પડચા ફંદમાં ફોક હોરે.
હોરે૦-૭

વીરા વટાઉ રે સુણુ એક વીનતી, ચાલ તું મુક્તિને પંથ હોરે;
સદ્દગુરૂ તુજને રે સંબલ આપશે, ભાગશે ભવની સહુ ભ્રાંતિ
હોરે. હોરે૦-૮

કાસીદું કરતાં રે કાળ બહુ ગયો, તોહે નાવ્યો પંથનો પાર
હોરે; હોરે.
ઉદય કહે અરિહંતને ભજો સહી, તો તરશો સંસાર હો૦હો૦—૯

# સંસાર સ્વરૂપની સજ્ઝાય

( ૨૭૧ )

## ઢાળ મધુબિંદુની

સંસારે જીવ અનંત ભવે કરી, કરે બહુલા રે સંબંધ ગતિ ચિહું
ફરી ફરી;
નવિ રાખે રે કોઈને તવ નિજ કર ધરી, સગાઈ રે કહો
કિણિ પરે કહીયે ખરી.—૧

ત્રુટક

કહો ખરી કિણિ પરે એહ સગાઈ, કારમો સંબંધ એ,
સવિ મૃષા માતા પિતા બહેની, બંધુ નેહ પ્રબંધ એ;
ઘરે તરૂણ ઘરણી રંગે પરણી, ત્રાણ કારણ તે નહીં,
મણિ કણગ મુત્તિઅ ધન્ન ધાન્ય કણ, સંપદા સબ સંગ્રહી.—૨

ઢાળ

એહ થાવર રે જંગમ પાતિક હોઈ કહ્યા,
જેહ કરતાં રે ચઉગઈ દુઃખ જીવે સહ્યા;
તેહ ટાળો રે પાતિક દૂરે ભવિયણા,
જિમ પામો રે ઇહ પરભવ સુખ અતિ ઘણાં.—૩

ત્રુટક

અતિ ઘણાં સુખ તે લહો ભવિયણ, જૈન ધર્મ કરી ખરો,
પરદાર પરધન પરિહરી તિણે, જૈનધર્મ સમાચરો;
જે મદે માચે રૂપ રાચે, ધર્મ સાચે નવિ રમે,
અંજલિ જળ પરિ જનમ જાતો, મૂઢ તે ફળ વિણુ ગમે.—૪

ઢાળ

અધ્યયને રે છઠ્ઠે શ્રી જિનવર કહે
શુભ દ્રષ્ટી રે તેહ ભલી પરે સદ્દહે;
સદ્દહી રે તપ નિયમાદિક આદરે;
આદરતો રે કેવળ લચ્છી પણ વરે.—૫

ત્રુટક

લચ્છી વરે જિનધર્મ કરતો હલુઆકર્મી જે હુવે,
પાંચમો ગણધરસ્વામી જંબુ, પૂછીયો ઈણિ પરે કહે;
શ્રીવિજયદેવસૂરિંદ પટધર, વિજયસિંહ મુણીસરૂ,
તસ શિષ્ય વાચક ઉદય ઈણિ પરે, ઉપદિશે ભવિ હિતકરૂ.—૬

# શ્રી પ્રમાદવર્જન સજઝાય

( ૨૭૨ )

મુનિ જન મારગ ચાલતાં. એ રાગ.

અજરામર જગ કો નહીં, પરમાદ તે છાંડો રે;
મિથ્યામતિ મૂકી કરી, ગુણ આદર તે માંડો રે.—૧
શુદ્ધ ધરમનો ખપ કરો, ટાળી વિષય વિકારો રે;
ચોથે અધ્યયને કહે, શ્રીવીર એહ વિચારો રે. શુદ્ધ૦—૨
પાપ કરમ કરી મેળવે, ધનના લખ જેહ રે;
મૂરખ ધન છોડી કરી, નરકે ભમે તેહ રે. શુદ્ધ૦—૩
બંધવ જનને પોષવા, કરે તે મરણ પરે પાપ રે;
તેહના ફળ દોહીલાં, સહે એકલો આપ રે. શુદ્ધ૦—૪
ખાતર તણે મુખે જિમ ગ્રહ્યો, એવો ચોર અજાણ રે;
નિજ કરમેં દુઃખ દેખતાં, તેહનો કુણ જાણ રે. શુદ્ધ૦—૫

ઈમ જાણી પુણ્ય કીજીયે, જેહથી સુખ થાય રે;
દિન દિન સંપદ અનુભવી, વળી સુજસ ગવાય રે. શુદ્ધ૦-૬
વિજયદેવ ગુરૂ પાટવી, વિજયસિંહ મુણિંદો રે;
શિષ્ય ઉદયં કહે પુણ્યથી, હુવે પરમ આણંદો રે. શુદ્ધ૦-૭

## શ્રી ઉદયરત્નજી વિરચિત

# તપની સજ્ઝાય

( ૨૭૩ )

ઈડર આંબા આંબલી રે. એ રાગ

કીધાં કર્મ નીકંદવા રે, લેવા મુક્તિનું દાન;
હત્યા પાતિક છુટવા રે, નહીં કોઈ તપ સમાન. ભવિકજન
તપ કરજો મન શુદ્ધ.-૧
ઉત્તમ તપના યોગથી રે, સેવે સુરનર પાય;
લબ્ધિ અઠ્ઠાવીશ ઉપજે રે, મનવાંછિત ફળ થાય. ભવિક૦-૨
તીર્થંકર પદ પામીયે રે, નાસે સઘળા રોગ;
રૂપ લીલા સુખ સાહેબી રે, લહીએ તપ સંયોગ. ભ૦-૩
તે શું છે સંસારમાં રે, તપથી ન હોવે જેહ;
જે જે મનમાં કામિએ રે, સફળ ફળે સહી તેહ. ભ૦-૪
અષ્ટ કર્મના ઓઘને રે, તપ ટાળે તતકાળ;
અવસર લહીને તેહનો રે, ખપ કરજો ઉજમાળ. ભ૦-૫
બાહ્ય અભ્યંતર જે કહ્યા રે, તપના બાર પ્રકાર;
હોજો તેહની ચાલમાં રે, જેમ ધન્નો અણગાર. ભ૦-૬
ઉદયરત્ન કહે તપ થકી રે, વાધે સુજસ સનૂર;
સ્વર્ગ હુવે ઘર આંગણે રે, દુર્ગતિ જાવે દૂર. ભવિક૦-૭

# વૈરાગ્યની સજ્ઝાય

(૨૭૪)

ા મેવાસમે બે, મરદો મગન ભયા મેવાસી.
ાયા રૂપ મેવાસ બન્યો હૈ, માતા જ્યું મેવાસી;
ાહેબકી શિર આણુ ન માને, આખર કયા લે જાસી. યા૦-૧
ાઈ અતિ દુર્ગંધ ખજાના, કોટમાં બહોંતેર કોઠા;
ણુસી જાતાં વાર ન લાગે, જેસા જલ પરપોટા. યા૦-૨
ાવ દરવાજા વહે નિરંતર, દુઃખદાયી દુર્ગંધા;
ચા ઉસમેં તલ્લીન ભયા હૈ, રે રે આતમ અંધા. યા૦-૩
છિનમેં છોટા છિનમેં મહોટા, છિનમેં છેહ દિખાસી;
બ જમડેકી નજર લગેગી, તબ છિનમેં ઉડ જાસી. યા૦-૪
ુલક મુલકકી મલી લોકાઇ, બહોત કરે ફરીયાદી;
ાણુ મુજરો માને નહિ પાપી, અતિ છાકયો ઉન્માદી. યા૦-૫
ારા મુલક મેલ્યા સંતાપી, કામ કિરાડી કોટો;
ાેભ તલાટી લોચા વાળે, તો કિમ નાવે ત્રોટો. યા૦-૬
ઉદયરત્ન કહે આતમ મેરા, મેવાસી પણું મેલો;
ભગવંતને ભેટો ભલી ભાંતે, મુક્તિપુરી મેં ખેલો. યા૦-૭

# શ્રી ક્રોધની સજ્ઝાય

(૨૭૫)

કડવાં ફલ છે ક્રોધનાં, જ્ઞાની એમ બોલે;
રીસ તણો રસ જાણીએ, હળાહળ તોલે. કડવાં૦-૧

ક્રોધે ક્રોડ પૂરવ તણું, સંયમ ફળ જાય;
ક્રોધ સહિત તપ જે કરે, તે તો લેખે ન થાય. કડવાં૦–૨
સાધુ ઘણો તપીયો હતો, ધરતો મન વૈરાગ;
શિષ્યના ક્રોધ થકી થયો, **ચંડકોશિયો** નાગ. કડવાં૦–૩
આગ ઉઠે જે ઘર થકી, તે પહેલું ઘર બાળે;
જળનો જોગ જો નવિ મળે, તો પાસેનું પ્રજાળે. કડવાં૦–૪
ક્રોધ તણી ગતિ એહવી, કહે કેવળનાણી;
હાણ કરે જે હિતની, જાળવજો ઈમ જાણી. કડવાં૦–૫
**ઉદયરતન** કહે ક્રોધને, કાઢજો ગળે સાહી;
કાયા કરજો નિર્મળી, ઉપશમ રસ નાહી. કડવાં૦–૬

# શ્રી માનની સજ્ઝાય

(૨૭૬)

રે જીવ માન ન કીજીએ, માને વિનય ન આવે રે;
વિનય વિના વિદ્યા નહિ, તો કિમ સમકિત પાવે રે. રે જીવ૦ ૧
સમકિત વિણ ચારિત્ર નહિ, ચારિત્ર વિણ નહિ મુક્તિ રે;
મુક્તિ તણા સુખ શાશ્વતા, તે કિમ લહીએ યુક્તિ રે. રે જીવ૦ ૨
વિનય વડો સંસારમાં, ગુણમાં અધિકારી રે;
ગર્વે ગુણ જાયે ગળી, જુઓ ચિત્તમાં વિચારી રે. રે જીવ૦ ૩
માન કર્યું જો **રાવણે**, તે તો **રામે** માર્યો રે;
**દુર્યોધન** ગર્વે કરી, અંતે સવિ હાર્યો રે. રે જીવ૦ ૪
સૂકા લાકડાં સારીખો, દુઃખ દાઈ ખોટો રે;
**ઉદયરતન કહે માનને, દેજો દેશવટો રે. રે જીવ૦ ૫**

શ્રી વીરવિજયજી વિરચિત

# શ્રી દશાર્ણભદ્રની સજ્ઝાય

પંકજભૂતનયા નમી, શુભગુરૂ ચરણ પસાય;
વિશદ દશારણભદ્રજી, થુણસ્યું મહા મુનિરાય. ૧
માને માનવ દુઃખ લહે, ચરણ કરણ ગુણ ફોક;
આઠ શિખર આડાં વલે, નાવે વિમલાલોક. ૨
અહો માને મુનિવર હુઆ, છંડી રાજ્ય સમૃદ્ધ;
સંક્રંદન વંદન કરે, માન તજી સ્તવ કીધ. ૩

## ઢાળ પહેલી

(૨૭૭)

( શ્રી યુગમંધરને કહેજ્યો એ દેશી. )

મુદિતા લોક વસે ઝાઝા, દશારણ નયર ધણી માજા;
દેશ **દશારણનો** રાજા રે.
**રમણીક ઋદ્ધિપતિ રાજે, ઉપમ લંકપતિ છાજે રે.** ૨૦ ૧
ભૂપ દશારણભદ્ર લહ્યો, અરિજનનો ભય દૂર રહ્યો;
ધર્મી ધર્મ ભણી ઉમહ્યો રે. ૨૦ ૨
રાગને રોષ નહિ દિલમાં, રોગનો અંશ નહિ તનમાં;
**વીર** સમોસરીયા વનમાં રે. ૨૦ ૩
કોલાહલ સુરનો મચિયો, પ્રભુ આગલ નાચે શચિયો;
હેવે સમવસરણ રચિયો રે. ૨૦ ૪
રૂપાનન્ય અનુપ વેશે, શોભિત સિંહાસન બેસે;
જલથલ કુસુમવૃષ્ટિ વિકસે રે. ૨૦ ૫
હેત વધાઈ વનપાલે, લાખ વધાઇ ભૂપાલે;
ઉઠી સભા સહુ તતકાલે રે. ૨૦ ૬

ચલજો સર્વ જના સાજે, જિનવર વંદનને કાજે;
એમ નગરે પડહો વાજે રે. ૨૦ ૭
જિનવાણી સુણતા રંજીયે, મિથ્યામલ દૂરે તજીયે;
હય ગય રથ ભૂષણ સજીયે રે. ૨૦ ૮
**વીર** ચરણ કજ અનુસરીએ, દક્ષણ પરદક્ષણા ફરીએ;
નરનારી એમ ઉચ્ચરીએ રે. ૨૦ ૯
વંદુ ઋદ્ધિ લેઈ સરવે, જિમ કોઈ નવિ વંદ્યા પૂરવે;
ભૂપ ચિંતે ઈણી પરે ગરવે રે. ૨૦ ૧૦
વલી મનના સંશય વમશું, અનુભવ રંગ રસે રમશું;
શ્રી **શુભવીર** ચરણ નમશું રે. ૨૦ ૧૧

## ઢાલ બીજી
(૨૭૮)

( સુત સિદ્ધારથ ભૂપનો રે–એ દેશી. )

રાજા મનમોહે કરી રે, સૈન્ય સજે તિણિ વાર;
ભદ્રક જાતિ મદભર્યા રે, કુંજર સહસ અઢારો રે.
**માન ગજે ચઢયો, દશારણભદ્ર ભૂપાલો** રે. મા૦ ૧
ચોવીસ લાખ તુરંગમાં રે, અશ્વ રતન અણુહાર;
રવિ રથ પરે હરિ જોતર્યા રે, રથ એકવીશ હજારો રે. મા૦ ૨
યુધિષ્ઠિર ભટ પાયકા રે, ક્રોડ એકાણું સફાર;
એક હજાર અંતેઉરી રે, બેઠી સુખાસને સારો રે. મા૦ ૩
મુગટબંધ અવનીપતિ રે, **પંચ** સયા પરિવાર;
પંચ વરણ ફરકે તિહાં રે, ધ્વજવર સોલ હજારો રે. મા૦ ૪
ચિહું દિશે ચામર ઢલે રે, ઉજ્વલ છત્ર ધરંત;
પટ્ટ ગજે પૃથવીપતિ રે, બેઠો લીલ કરંત રે. મા૦ ૫
નાટિક નાદ રસે ચઢયો રે, નિજ રિદ્ધિ સઘલી રે જોય;
મન ચિંતે મહિમાનિલો રે, મુજ સમ અવર ન કોય રે. મા૦ ૬

શ્રી દશાર્ણભદ્ર રાજર્ષિની સજ્ઝાય : પૃષ્ઠ ૩૭૦ થી ૩૭૨

ચિત્રની જમણી બાજુએ શ્રી દશાર્ણભદ્ર પોતાની રાજઋદ્ધિ સહિત તથા ડાબી બાજુએ ઇંદ્ર મહારાજા મોટી ઋદ્ધિ સહિત ચિત્રની મધ્યમાં સમવસરણમાં બિરાજમાન મહાવીરપ્રભુને વંદન કરવા આવતા દેખાય છે



શ્રી દશાર્ણભદ્ર રાજર્ષિની સજ્ઝાય : પૃષ્ઠ ૩૭૨

સોહમપતિ અવધે કરી રે, ચિંતે અચરીજ દેખ;
ભૂપતિ જિનવંદન કરે રે, પણ અભિમાન વિશેષ રે. મા૦ ૭
તીર્થંકર અરિહા પ્રભુ રે, વંદિત અમર નરિંદ;
કેવલનાણ દિવાયરૂ રે, જગતશરણ જિનચંદ રે. મા૦ ૮
ભરત સગર કેશવ વલી રે, પૂર્વે વંદ્યા જિણંદ;
તે આગલ એ નરપતિ રે, જેમ રવિ આગે ચંદ રે. મા૦ ૯
સાહમીના સગપણ ભણી રે, સમજાવું એક તાન;
ટાલું જિન આશાતના રે, ગાલું એહનું માન રે. મા૦૧૦
ઐરાવણ સુર તેડીયો રે, પરે પરે તસ સમઝાય;
ઋદ્ધિ વિકુરવી અભિનવી રે, વીર નમન હરિ જાય રે. મા૦૧૧

---

## ઢાળ ત્રીજી

(૨૭૯)

[ વિમલજિન ! વિમલતા તાહરી જી—એ દેશી ]

માન કરશ્યો નવિ માનવીજી, માનથી નીચ ગતિ જોય;
ભૂપ ભર માન ભંજક ભણીજી, વિહિત વાસવ બલ સોય. મા૦ ૧
ચઉસઠ સહસ હસ્તી ભલાજી, ઉન્નત અંગ મનોહાર;
દંતી દંતી પ્રત્યે જૂજૂવાજી, મસ્તક પાંચસે બાર. મા૦ ૨
શિર પ્રતે આઠ દંતુસલાજી, દંત પ્રત્યે વાપિકા આઠ;
પુષ્કરિણી વાવ પ્રત્યેકમાંજી, કમલ કંચન મઈ આઠ. મા૦ ૩
પાંખડી લાખ પંકજ પ્રતેજી, શબ્દ નાટક તણા થાય;
ગાયન ગીત સુર ગાવતાજી, દેવ દુંદુભી વજડાય. મા૦ ૪
કમલ વિચે ડોડક ઉપરેજી, ચિહું મુખો એક પ્રાસાદ;
આઠ ઇંદ્રાણીશું સુરપતિજી, તિહાં રહ્યા લહત આલ્હાદ. મા૦ ૫

ગણિત સંખ્યા સુણજો હવેજી, એક એક ગજ પ્રતે સાર;
સહસ્સ ચઉ છન્નુ દંતુસલાજી, રતન રવિકંતિ ઝલકાર. મા૦ ૬
પુષ્કરિણી બત્રીસ સહસ છેજી, સાતસેં અડસઠ જોય;
કમલ લખ દો સહસ બાસઠીજી, એકસો ચુમાલિસ સોય. મા૦ ૭
કમલ પર ધવલ પ્રાસાદ છેજી, વીશ લાખ સતાણું હજાર;
એકસો બાવન હરિ તણીજી, અપચ્છરાનો પરિવાર. મા૦ ૮
દો સહસ છ સય એકવીશ છેજી, જોડજો કોડી ત્રીક ઠાણ;
લાખ ચુમાલીસ સોહતીજી, પાંખડી કમલની જાણ. મા૦ ૯
બત્રીસબદ્ધ નાટક હુએજી, પંકજ દલ તણે અંક;
તીન લખ છતીસ સહસ છેજી, આત્મરક્ષક ભટ વંક. મા૦ ૧૦
ચઉસઠ સહસ ગુણી રિદ્ધિશુંજી, પરિવર્યો દેવનો રાય;
જામ ભૂપાલ ઉપવેશીયોજી, પ્રણમે પરમેશ્વર પાય. મા૦ ૧૧
ઉર્દ્ધ્વં વદને કરી જોવતોજી, હૃદય ચિંતે ગઈ મામ;
શુભવિધિ વીર વંદન કરેજી, સોહમ સ્વામી શિર નામ. મા૦ ૧૨

## ઢાલ ચોથી

(૨૮૦)

[ સીમંધર તુજ મીલને દીલમેં રઢ લગી તારૂજી—એ દેશી. ]

પ્રભુ આગલ નૃપ બેઠો, ચિંતા સાયરમાં પેઠો રે;
હરિ જીતણને કાજે, મનડો અડે રહ્યો અભિમાને. ૧
વલી જગમાં જસ કીરતિ, ઘણી વર ગાજે રે; મ૦
માહરો ગર્વ ગવેષી, હરિએ મુજ રિદ્ધિ ઉવેખી રે. મ૦ ૨
તારક ચંદ વિવેક, રાજહંસ આગે ભેક રે; મનડો૦
અંધકાર ને ઉદ્યોત, જેમ સુરજ ને ખદ્યોત રે. મ૦ ૩
નંદનવન કાંતાર, પીતલ મુગતાફલ હાર રે; મનડો૦
ગુરૂ ઉપમ હરિ રાય, લઘુ ઉપમ મુજ કહેવાય રે. મ૦ ૪

હરિએ કીધી હાણુ, મુજ જીવિત તો અપ્રમાણુ રે; મનડો૦
હવે કરવો કુણુ કાજ, સુરનરમાં રહે જેમ લાજ રે. મ૦ ૫
માન થકી જગ પ્રાણી, અપમાન લહે ગુણુ હાણી રે. મનડો૦
માન તજી મુનિરાયા, સુખીયા શિવ સોધ સુહાયા રે. મ૦ ૬
સંજમ લેઈ પ્રભુ હાથે, વિહરશું અરિહા સાથે રે; મનડો૦
ચિંતવી હૃદયારામે, ઉઠી પ્રભુ પય શિર નામે રે. મ૦ ૭
સર્વ વિરતિ મુજ આજ, ઉચ્ચરાવો અવિચલ રાજ રે; મનડો૦
જિનવાણી રસ ગિદ્ધિ, વૈરાગે દીક્ષા લીધી રે. મ૦ ૮
ઈંદ્ર તદા માન મોડી, મુનિ ચરણુ નમે કરજોડી રે; મનડો૦
માન સકલ મુનિ વીત્યો, હું હાર્યો ને તું જીત્યો રે. મ૦ ૯
હું માને કરી દુહવાણો, મુનિ માન કરી તુમે જાણ્યો રે; મ૦
તુમ ઋદ્ધિ અખય ખજાનો, મુજ રિદ્ધિ છાર સમાનો રે. મ૦ ૧૦
જ્ઞાન ધ્યાન હય દંતી, શ્રુત તપ જપ બહુ પરતંતી રે. મ૦
સહસ શીલાંગ અઢાર, રથ ઉપશમ ઋદ્ધિ નહિ પાર રે. મ૦૧૧
કાજ સકલ મુજ વ્યક્તિ, **વર** ચરણુ ગ્રહણુ નહિ શક્તિ રે; મ૦
સમતાસાયર સાધ, મુજ ખમજો કૃત અપરાધ રે. મ૦ ૧૨
એમ કહી ખિણુખિણુ વંદે, નિજ દુષ્કૃત ખિણુ ખિણુ નિંદે રે; મ૦
**વીર** ચરણુ કજ સેવા, તુમે માંડી શિવફલ લેવા રે. મ૦ ૧૩

## ઢાળ–પાંચમી.

( ૨૮૧ )

[ હુઓ ચારિત્ર જુત્તો–એ દેશી. ]

ઉપશમ સુખકંદો, જ્ઞાનાનંદો, **મોહના–વારૂજી.**
સંસારે અલુદ્ધો, દંસણુ શુદ્ધો; **સંજમી તારૂજી.**
તમે નિજ ગુણુ રસિયા, ગુરૂકુલ વસિયા, મોહના–વારૂજી.
મનમોહન સ્વામી, છો વિસરામી. ભવ્યના–તારૂજી. ૧

પર પુદ્ગલ સંગે, માનને રંગે, મો–વા૦
મેં રિદ્ધિ વિકુર્વી, ઉર્વી ગુર્વી; લોકમેં–તા૦
તુમે નિજ ઘટ રિદ્ધિ, પ્રકટજ કીધી, મો–વા૦
શચિ સહજની શોભા, રહે થીર થોભા. ભૂષણે–તા૦ ૨

સંવેગી ત્યાગી, તું સોભાગી, મો–વા૦
વાર સો એક સાસે, વંદના તોસે; માહરી–તા૦
અપરાધ ખમાવી, શિશ નમાવી, મો–વા૦
નિજ નાક સધાવે, હરિ મુનિ ભાવે. સંસ્તવી–તા૦ ૩

દમી શાંત પ્રશાંતો, બાહ્ય ને અંતો, મો–વા૦
કૃતકર્મને ગાળે, સંજમ પાળે; સાધુજી–તા૦
ક્રોધ કંડક ખંડે, ઉપશમ દંડે, મો–વા૦
માન માયા ગાલી, વન્હિ પ્રજાલી. અજજવે–તા૦ ૪

તૃષ્ણા જલ શોષે, વૃષ તરૂ પોષે, મો–વા૦
ભવ શ્રોતા વર્તા, મોહની ગર્તા; લંઘીયા–તા૦
કામ ચિંતન ચુક્કા, કલિમલ મુક્કા, મો–વા૦
કુક્ખિસંબલ પત્તા, મુનિ અપમત્તા. ભાવશું–તા૦ ૫

ઉદ્દેસિક આદે, દુગવન્ન ભેદે, મો–વા૦
અનાચીરણ નિહાલે, દશવઈકાલે; તે કહ્યા–તા૦
ઈચ્છાદિક પાલે, દશ ચક્રવાલે, મો–વા૦
પરિસહે ન ઉભગ્ગા, સુર ઉવસગ્ગા. ઝીપીયા–તા૦ ૬
ખટ કારણ આહારી, ખટ અણાહારી, મો–વા૦
સામુદાણી ભિખ્ખા, અલિકુસુમ સિખ્ખા; આચરે–તા૦
ભાવંત મુનીશા, જે પણવીસા, મો–વા૦
પણવીસ અશુચિ, ભાવન રૂચિ. નો કદા–તા૦ ૭

સિત્તરિ ગુણુ ચરણે, સેવત કરણે, મો–વા૦
વિકસંત ઉદાસી, શ્રુત અભ્યાસી; અર્થથી–તા૦
ચક્રીને દાસ, પૂર વન વાસ, મો–વા૦
અરિમિત્ત વિયોગો, હુઇ સંજોગો. ઈષ્ટનો–તા૦ ૮

મણિ તરણું જેમ, પત્થર હેમ, મો–વા૦
સમભાવ વિચારે, શિવ સંસારે; સાધુને તા૦
ધર્મ ધ્યાનાસીનો, ખવગે લીનો, મો–વા૦
મલ સંત વિનાસી, શ્રેણિ પ્રકાસી. ખાયગો–તા૦ ૯

અપચ્ચ પચ્ચખાણી, ચઉ ચઉ જાણી, મો–વા૦
સોલ પગઈ અંતર, આઠ ક્ષયંકર; મૂલથી–તા૦
નપુ ઈત્થિ વેદો, ખટ હાસ ભેદો, મો–વા૦
નરવેદ ઉચ્છેદે, કોધને ભેદે. સંજવલો–તા૦ ૧૦

માન માયા ટાલી, લોભ પ્રજાલી, મો–વા૦
દુગ નિંદ નસાવે, દુગ પય ધ્યાવે; શુક્લના–તા૦
ખિણુ ચરમ સમયમાં, છેદત લયમાં, મો૦–વા૦
નાણુ દંસણુ વિગ્ઘા, વરણુજ સિગ્ઘા. ચઉદ જે–તા૦ ૧૧

ધૂર સમય સજોગી, કર્મ વિજોગી, મો–વા૦
હુઆ કેવલનાણી, કેઈ ભવી પ્રાણી; તારીયા–તા૦
પંચાસી વિનાસી, શિવપુર વાસી, મો–વા૦
સુખ સિદ્ધ એકાંતે, સાદિ અનંતે. ભંગશું–તા૦ ૧૨

અહો માનજ કરીયો, તો શિવ વરીયો, મો–વા૦
જસ નામ રસાલા, મંગલ માલા; સંઘને–તા૦
ગુરૂ **ખીમાવિજય** જસ, **શુભવિજયો** તસ, મો–વા૦
વન્હિ રસ દંતી, તિમ હિમકંતી. [૧૮૬૩] વત્સરે–તા૦ ૧૩

મેર તેરસ વાસર, સાધુ સુહંકર,　　　　　મો—વા૦
ગુરૂવારે ધ્યાયા, એ મુનિરાયા;　　　　　નામથી—તા૦
ભવ તાપ હરેજો, મંગલ હોજો,　　　　　મો—વા૦
કવિ વીરવિજયને, ઉત્તરાધ્યયનેથી.　　　　　—તા૦ ૧૪

કળશ.

કૃતમાન વૃત્ત શિવદાન જ્ઞાન, દશાર્ણભદ્ર મુનિસરૂ,
લીંબડી—પુર પોરવાડવંશી, સકલ સંઘ સુહંકરૂ;
જેઠા સુત જયરાજ વોરા, પઠન હેતે સંભવી,
કહે વીર મુનિ ગુણમાલ ગુંથી, તાસ કંઠે મેં ઠવી. ૧૫

શ્રી ઉદયવિજય વાચકવિરચિત

# શ્રી ઉત્તરાધ્યયનસૂત્રની સજ્ઝાય

પંડિત શિરોમણિ પંડિત શ્રી ૫ શ્રી રંગવિજય ગણિ

ગુરૂભ્યો નમઃ ॥

ઢાળ પહેલી

(૨૮૨)

શ્રી નેમિસર જિન તણુંજી. એ રાગ.

પવયણ દેવી ચિત્ત ધરીજી, વિનય વખાંણી સંસાર;
જંબુનઈ પૂછિઈ કહ્યોજી, શ્રીસોહમ ગણધાર.—૧
ભવિકજન વિનય વહો સુખકાર.
પહિલઈ અધ્યયનઈ કહ્યોજી, ઉત્તરાધ્યયન મોઝાર,
સઘલા ગુણમાંહિ મૂલગોજી, જે જિનશાસન સાર. ભવિક૦—૨
નાણ વિનયથી પામીઇજી, નાણઇં દરિસણ સિદ્ધિ;
ચારિત્ર દરિસણથી હોઇજી, ચારિત્રથી પુણસિદ્ધિ. ભવિક૦—૩

ગુરૂની આણુ સદા ધરઈજી, જાણુઈ ગુરૂનો રે ભાવ;
વિનયવંત ગુણુરાગીઓજી, તે મુનિ સરલ સભાવ. ભવિક૦-૪
કણુનું કુંડૂં પરિહરિજી, વિષ્ટાસ્યું મનિ રાગ;
ગુરૂ દ્રોહી તે જાણુવાજી, સૂઅર ઉપમા લાગ. ભવિક૦-૪
કોહ્યા કાનની કૂતરીજી, ઠાંમ ન પામઈ રે જેમ,
સીઅલ હીણુ અકહ્યાગરાજી, આદર ન લહઈ તેમ. ભવિક૦-૬
ચંદ તણી પરિ ઊજલીજી; કીરતિ તે લહંત;
વિષય કષાય જિતી કરીજી, જે નર વિનય વહંત. ભવિક૦-૭
વિજયદેવગુરૂ પાટવીજી, શ્રીવિજયસિંહસૂરિંદ;
શિષ્ય ઉદય વાચક ભણેંજી, વિનય સયલ સુખકંદ. ભવિક૦-૮

ઈતિ શ્રી વિનયાધ્યયન પ્રથમ સજ્ઝાય.—૧

## ઢાળ બીજી

(૨૮૩)

સરસતી સાર સુમયા કરી.–એ રાગ.

સોહમ સામિ જંબુ પ્રતિં, ઉપદિશિ ધર્મ સુવિચાર રે;
ઉત્તરાધ્યયનેં બીજઇ કહ્યો, પરિસહ તણો અધિકાર રે.-૧
ઇંદ્રીય જય તુમ્હે આદરો, જિમ લહો સુખ સંસાર રે;
અનુક્રમિં નાણુ કિરિયા થકી, શાશ્વતાં સુખ લહો સાર રે.
ઈંદ્રિય૦-૨
ક્ષુહ તૃષા સીતનઈ તાવડો, ડંસ અચેલ તિમ હોય રે;
અરતિ રતિ નારી ચરયા વલી, નિસીહી સંજ્ઞા પુણુ જાય રે.
ઇંદ્રિય૦-૩
તેમ આક્રોશ વધ જીવના, રોગ અલાભ તૃણુ ફાસ રે;
મલસું સતકાર મતિ મૂઢતા, હોઇ સમકિત સુખવાસ રે. ઇં૦-૪

ઈહ બાવીસ પરિસહ કહ્યા, પ્રથમ તિહાં **ઋષભ** જિણંદ રે;
સાંસહી વરસ જાંહાં પામીએ, કેવલ રયણુ સુખકંદ રે. ઈં૦-૫
**ઢંઢણ** મુનિવરઈં સાંસહ્યો, પરીસહ નામ અલાભ રે;
તેહથી તેહનઇં ઉપનો, કેવલ સંપદા લાભ રે. ઈંદ્રીય૦-૬
બહુવિધ પરીસહ સાંસહ્યા, શાસનનાયક વીર રે;
તેહથી નાણુ અવિચલ લહ્યા, મેરૂગિરી સાહસ ધીર રે. ઈં૦-૭
શ્રી**વિજયદેવ**ગુરૂ પાટવી, શ્રી**વિજયસિંહ**સૂરિંદ રે;
શિષ્ય વાચક **ઉદયવિજય**ની, વાણિ સુણિં ભવિકવૃંદ રે. ઈં૦-૮

ઇતિ શ્રી બાવીસ પરીસાહાધ્યયન સજ્ઝાય.-૨

## ઢાળ ત્રીજી

(૨૮૪)

વીર માતા પ્રતિકારિણી.-એ રાગ.

પ્રથમ માનવભવ દોહિલો, સુણવઉ ચિત આણો;
પાલવું સદ્દહણા ખરી, ધરમ અંગ એહ જાણો.-૧
ચ્યાર શુભ અંગ ભવિ ધારીઈં, કહઇં **સોહમ** સ્વામી;
ત્રીજઈ અધ્યયનેં સુણઇં, જંબૂ શિર નાંમી. ચ્યાર૦-૨
મણૂઅ ભવ દુલ્લહંતા કારણિં, દસ હોઇં દૃષ્ટાંત;
સાંભલવો વલી દોહિલો, જિનરાય સિદ્ધાંત. ચ્યાર૦-૩
જઇવિ તે સાંભલવો મિલઈ, તોહિ રૂચિ કિહાં સાચી;
કબહુ કિરિયા તણી રૂચિ હુઇં,બલ શકિત તોહિ કાચી. ચ્યા૦-૪
ભાગ્ય યોગેં લહે ચ્યાર એ, કોઈ ભવિયણ પ્રાણી;
ધર્મની આલસ મત કરો, તુમ્હે તેણુ હિત જાંણિ. ચ્યા૦-૫
શ્રી**વિજયદેવ**ગુરૂ પાટવી, **વિજયસિંહ** મુનિરાય;
શિષ્ય તસ ઉપદિશેં ઈણિ પરે, **ઉદયવિજય** ઉવજ્ઝાય. ચ્યા૦૬

ઈતિ શ્રી ચતુરંગીયાધ્યયન સજ્ઝાય.-૩

## ઢાળ ચોથી

( ૨૮૫ )

મુનિ જિન મારગ ચાલતાં.–એ રાગ.

અજરામર જગે કો નહીં, પરમાદ તે છાંડો રે;
મિથ્યામતિ મૂકી કરી, ગુણ આદર માંડો રે.–૧
શુદ્ધ ધર્મનો ખપ કરો, ટાલી વિષય વિકારો રે;
ચઉથે અધ્યયનઇં કહઇં, વીર એહ વિચારો રે. શુદ્ધ૦–૨
પાપ કરમ કરી મેલવઇં, ધનના લખ જેહ રે;
મૂરખ ધન છાંડી કરી, નરકેં ભમઇં તેહ રે. શુદ્ધ૦–૩
બંધવ જનનેં પોષવા, કરે જે નર પાપ રે;
તેહ તણાં રે ફ્લ દોહિલાં, સહઇં એકલો અપાર રે. શુ૦–૪
ખાત્ર તણઈં મુખેં જિમ ગ્રહ્યો, એક ચોર અજાણ રે;
નિજ કરમિં દુઃખ દેખતાં, તેહનિં કુણ ત્રાણ રે. શુ૦–૫
ઈમ જાંણી પુણ્ય કીજીઇં, જેહથી સુખ થાય રે;
દિન દિન સંપદ અભિનવી, વલી સુજસ ગવાય રે. શુ૦–૬
શ્રીવિજયદેવગુરૂ પાટવી, શ્રીવિજયસિંહ મુણિંદો રે;
શિષ્ય ઉદય કહઇં પુણ્યથી, હોઈ પરમાણંદો રે. શુ૦–૭

ઈતિ શ્રી અસંષયાધ્યયન ચતુર્થ સજ્ઝાય. ૪

## ઢાળ પાંચમી

( ૨૮૬ )

સકલ મનોરથ પૂરવઇં–એ રાગ.

પંચમ અધ્યયનઇં કહઈં, પંચમ ગણધર નિય જીહઈં;
સદ્દહે જંબુસ્વામી તે સહી એ.–૧
મરણ સકામ અકામ એ, મૂરખ મરણ અકામ એ;
સકામ એ બીજું જાણપણા થકી એ.–૨

પ્રથમ અનંતીવાર એ, જીવ લહઈ નિરધાર એ;
સાર એ બીજું પણિ કોઈક લહે એ.–૩
ઇહ પરલોક ન સદ્દહઈ, જે ભાવઇ તે મુખે કહઈ;
નવિ રહઈ તત્વ તણી મન વાસના એ.–૪
પાંચે આશ્રવ આદરે, વિવિધ પરિ માયા કરઇ;
નવિ તરઇ તે અજ્ઞાની જીવડો એ.–૫
સામાયિક પોસહ ધરઇ, સાધુ તણા ગુણ અનુસરઇ;
નિસ્તરઇ તે પ્રાણી નાણી સહી એ.–૬
ગુણ અવગુણ ઈમ જાણીએ, ગુણ ધરીઈ ગુણખાંણી એ;
વિજયાસંહગુરૂ શિષ્યની એ.–૭
ઈતિ શ્રી અકામ સકામ મરણાધ્યયન પંચમ સજ્ઝાય. ૫

## ઢાળ છઠ્ઠી

( ૨૮૭ )

મધૂબિંદુઆની દેશી.

સંસારઈ રે, જીવ અનંત ભવે કરી,
કરઇ બહુલા રે, સંબંધ ચિહું ગતિ ફિરી ફિરી;
નવિ રાખઈ રે, કોય ન તવ નિજ કરિ ધરી,
સગાઈ રે, કહો કિણિ વિધિ કહીઇ ખરી.–૧

### ત્રૂટક

કહો ખરી કિણિ પરિ એ સગાઈ, કારમો સંબંધ એ,
સવિ મૃષા માતા પિતા બહિની બંધૂ નેહ પ્રબંધ એ;
ઘરિ તરૂણ ઘરિણી રંગે પરણી, ત્રાણ કારણ તે નહીં,
મણિ કણગ મુત્તિય ધત્ત ધણ કણ સંપદા સવિ સંગ્રહી.–૨

ઢાળ

એહ થાવર રે, જંગમ પાતિક હોય કહ્યા,
જેહ કરતાં રે, ચઉગઈ દુઃખ જીવઇં સહ્યા;
તેહ ટાલો રે, પાતિક દૂરઇં ભવિજના,
જિમ પામો રે, ઈહ પરભવ સુખ અતિ ઘણા.—૩

ઢાળ

અતિ ઘણા રે, સુખ તુમ્હે લહો ભવિયણ, જૈન ધર્મ કરી ખરો,
પરદાર પર ધન પરિહરી, તિણિ જૈન ધર્મ સમાચરો;
જે મદિં માચિં રૂપ રાચિ ધર્મ સાચિ નવિ રમેં,
અંજલિ જલ પરિ જનમ જાતો મૂઢ તે ફલ વિણુ ગમઇં.—૪

ત્રુટક

અધ્યયનેં રે, છઠ્ઠે શ્રી જિનવર કહે,
શુભ દ્રષ્ટિ રે, તેહ ભલી પરિસદ્દહેં;
સદ્દહતો રે, તપ નિયમાદિક આદરે,
આદરતો રે, કેવલલચ્છિ પણિ વરે.—૫

ઢાળ

લચ્છિ વરિ જિન ધરમ કરતો, હલૂ કરમી જે હુવઇં,
પંચમો ગણધર સ્વામી જંબુ, પૂછીઓ ઇણિ પરિ કહઇં;
શ્રી વિજયદેવસૂરિંદ પટધર, શ્રીવિજયસિંહ મુનિસરૂ,
તસ શિષ્ય વાચકઉદય ઈણિ પરિ ઉપદિસઇ ભવિ હિતકરૂ.—૬

ઈતિ શ્રી નિગ્રંથીયાધ્યયન સજ્ઝાય ૬.

ઢાળ સાતમી
(૨૮૮)

તે તરીયા ભાઇ તે તરીયા.—એ રાગ.

અજ જિમ કોઈક પોષઇં અંગણિ, પ્રાહુણુડાનેં હેતઇં રે;

તે અજ જવ મનગમતા ચરતો, તાસ વિપાક ન વેદે રે. –૧
શ્રી જિનવીર ઈણિ પરિ જંપઈ, વિષય વિકાર ન રાચો રે;
તપ જપ સંયમ કિરિયાનો ખપ, કીજઈ જે જગે સાચો રે.
શ્રી જિન૦–૨
મદ્ય માંસ આહાર કરંતો, વિષય વિકાર ઉમાહ્યો રે;
નરક તણું આઉખું બાંધઈ, અજ પરિં કરમેં વાહ્યો રે.
શ્રી જિન૦–૩
કોડી લોભઈ સહસ ગમાવઈ, મૂઢ મતિ જિમ કોઈ રે;
અંબ તણાં ફલ કારણિં છાંડઈ, રાજ્યઋદ્ધિ ઘર સોઈ રે. શ્રી૦–૪
મતિ નરભવ સુખ કારણિં છાંડઈ, અમર તણા સુખ ભોગો રે;
તિમ વલી મોક્ષ તણાં ફલ મોટાં, કિમ પામે જડ લોગો રે. શ્રી૦–૫
ઇણિ પરિ મૂઢપણું પરિહરીઇં, પંડીત ગુણ આદરીઈ રે;
વિજયસિંહ ગુરૂ શિષ્ય કહઇં ઈમ, ઉદય સદા સુખ વરીઈ રે.
શ્રી જિન–૦૬

ઈતીશ્રી એલકાધ્યયન સપ્તમ સ્વાધ્યાય.–૭

## ઢાળ આઠમી

(૨૮૯)

રૂક્મણિ અંગજ જનમીઓ.–એ રાગ.

કેવલનાણ ગુણ પૂરીઓ, ચોર પાંચસઇ હેત રે;
સુધન કપિલો મુનિ ઉપદિશઈ, સુણો સુગુણ સચેત રે.–૧
વિષમ એ વિષય રસ પરિહરો, ધરો ધૈર્ય મનમાંહિ રે;
કાયર નવિ છાંડી શકઇ, ત્યજઈ સૂર ઉચ્છાંહિ રે. વિષમ૦–૨
એહ સંસાર જલનિધિ સમો, કહ્યો દુઃખ ભંડાર રે;
વાહણ સરસ એકજ સહી, તિહાં રાખણ ધર્મ આધાર રે. વિ૦-૩

જેહ મન વચન કાયા કરી, જયણા કરઇ સાર રે;
તેહ સઘલાં દુઃખ પરિહરી, લહે સુખ શ્રીકાર રે. વિષમ૦-૪
લાભ જિમ હોઈ અતિ ઘણો, તિમ તિમ લોભ વાધંત રે;
દોયમા સાધન કારણઇં, નવિ કોડી સરંત રે. વિષમ૦-૫
પંચ સય એમ પ્રતિબોધીયા, ઋષિ રાય ઉપદેશિ રે;
આઠમા એહ અધ્યયનનો, કહ્યો અર્થ લવલેશ રે. વિષમ૦-૬
**શ્રીવિજયદેવગુરૂ** પાટવી, શ્રીવિજયસિંહસૂરિંદ રે;
શિષ્ય તસ વાચક ઈમ ભણઈ, **ઉદયવિજય** સુખકંદ રે. વિ૦-૭

ઈતિશ્રી કપિલ ઋષિનોધ્યયન સજ્ઝાય.-૮

## ઢાળ નવમી

(૨૯૦)

સુહવિ સુહાગણિ સુંદરી સારી.-એ રાગ.

દેવ તણી ઋદ્ધિ ભોગવી આવ્યો, મિથિલા નયરી નરિંદો;
**નમિ** નામઈ જે ઇંદ્ર પરિખી, જાણ્યો શુદ્ધ મુણિંદો.-૧
ભવિકા એહવા મુનિવર વંદો;
સુખ સંપત્તિ નિજ હાથ કરીને, જિમ ચિરકાલે નંદો રે. ભ૦-૨
ચારિત્ર લેઈ મિથિલા નાથો, સંવેગ રસમાં ભીનો;
**નમિ**રાય રિષિ પંથે ચાલઇં, રાગનઈ રોષ અદીનો રે.
ભવિકા૦-૩
તામ પરીક્ષા હેતઇં સુરપતિ, બ્રાહ્મણ વેષઇં આવઇં;
મિથિલા અગનિ જલંતી દેખાડી, સુરપતિ પૂછઈ ભાવઇં રે.
ભવિકા૦-૪
નિજ નગરી જલતી કાં મૂકો, તિમ વલી આથિ અનેરી;
મુનિ કહઈ માહરૂં કાંઈ ન વિણસઇં, કેહની ઋદ્ધિ ભલેરી રે.
ભવિકા૦-૫

વિપ્ર ભણુંઇં નગરી સમરાવી, અરિયણુ સવિ વશ કીજઇં;
અનુક્રમઇં સંયમ મારગ લેઇનઇં, અવિચલ પદ સુખ
લીજઈ રે. ભવિકા૦-૬
મુનિ બોલઇં જે અવિચલ નગરી, તાસ મંડાણુ કરીસ્યું;
અથિર તણો પ્રતિબંધ તે છાંડી, થિરસ્યું પ્રીતિ ધરીસ્યું રે. ભ૦-૭
કોડી કટક જીતઈ જે તેહથી, મન જીતઇં તે શૂરો;
ઈમ પ્રશંસી હરિ સૂરલોકેં, પુહતો પુણ્યઇં પૂરો રે. ભવિકા૦-૮
અવિચલ સુખ પામ્યો નમિરાજા, તે નવમેં અધ્યયનેં;
વાત કહી કહઇં **ઉદયવિજય** એમ, **વિજયસિંહ** ગુરૂ
વચનઇં રે. ભવિકા૦-૯

ઈતિશ્રી નમિરાજ પ્રવ્રજ્યાધ્યયન સજઝાય.-૯

## ઢાળ દશમી

(૨૯૧)

પ્રાણીયા પરતાતિ નવ કીજઇ.-એ રાગ

પંડૂર પાંન થયઈ પરિપાકઈ, તરૂથી પડઈ કોઈક કાલે રે;
તિમ ધન યોવન જીવિત પણિ તું, **ગૌતમ** નાણુઇં નિહાલે રે.-૧
**ગૌતમ**નઇં **શ્રીવીર** પયંપઈ, મ કરીશ સમય પ્રમાદ રે;
જિમ ઇહ પરભવ સુખ પામીજઈ, ટાલીજઈ વિખવાદ રે.
ગોતમ૦-૨
ડાભ તણિું અણીયે જલકણિકા, જિમ હુઇં અથિર સભાવઇ રે;
તિમ નરનાં આઉખાં જાણો, ધર્મ સદા થિર ભાવઈ રે. ગો૦-૩
ષટકાય માંહિ કાલ અનંતો, ભમીઓ દુઃખ સહંત રે;
વલી જરા વલી કેસ પાડૂરા, ઇંદ્રિય સકતિ ન હુંત રે. ગો૦-૪
તેહવા માંહિ જિન નવિ દીસઈ, પંચમકાલઇ ભરતઈ રે;



શ્રી ઉત્તરાધ્યયનસૂત્રની સજ્ઝાય ૨૨ : પૃષ્ઠ ૩૯૧



શ્રી ઉત્તરાધ્યયનસૂત્રની સજ્ઝાય ૨૩ : પૃષ્ઠ ૩૯૯



શ્રી ઉત્તરાધ્યયનસૂત્રની સજ્ઝાય ૧૧ : પૃષ્ઠ ૩૮૫



શ્રી ઉત્તરાધ્યયનસૂત્રની સજ્ઝાય ૧૨ : પૃષ્ઠ ૩૮૬

મતે મતે નવિ નવિ વાણી દીસઈં, ધર્મ તે કહો કિહાં વરતઈ રે.
ગોતમ૦-૫
જિનવાણી નિસુણી ઇમ ગૌતમ, અનુક્રમઇ કેવલનાણી રે;
દશમે અધ્યયનઈં ભાખેં, વીર જિણેસર વાણી રે. ગો૦-૬
વિજયદેવ ગુરૂ પટ્ટ પ્રભાવક, વિજયસિંહ ગુરૂ શિષ્યો રે;
વાચક ઉદયવિજય ઈમ જંપઇ, પુણ્યઈં પહોંચઈં સુજગીસોરે.
ગોતમ૦-૭

ઈતિ શ્રી દ્રુમ પત્રા દશમ અધ્યયન સજ્ઝાય ૧૦

## ઢાળ અગિયારમી

( ૨૯૨ )

સદ્દગુરૂ જોઇ વાટડી.–એ રાગ.

વીર જિણંદની દેશના, આગમ ગુણ દેખી;
જે બહુસુઅ તે વરણવી, અવિનિત ઉવેખી.
વીર જિણંદની દેશના.–૧
જે જે ભાવ વખાણીયા, ભાવો તે ભવિ લોક;
જિમ ઈહભવે પરભવે હુઈ, તુમ્હ સુખ સંયોગ. વીર૦–૨
જે બહુસુઅ મુનિવર હુઈ, તેહનઇં ઉપમાંન;
સુર તરૂ સાયર શશિ રવિ, ગજ રથ બહુમાંન. વીર૦–૩
અશ્વ ચક્રી ચક્રી હરિ, ધન કોશનઇં સિંહ;
સીતા નદી મંદિરગિરી, જંબુતરૂ લીહ. વીર૦–૪
ઇત્યાદિક ઉપમા ઘણી, બહુસુઅ અણગાર;
અધ્યયન અગ્યારમઈં, સહૂ એહ અધિકાર. વીર૦–૫
વિજયદેવગુરૂ પાટવી, વિજયસિંહસૂરિંદ;
શિષ્ય ઉદય કહઈ સુઅધરા, પ્રતપો ધ્રુ ચંદ. વીર૦–૬
ઈતિ શ્રી શિક્ષા બહુશ્રુત ઈગ્યારમોધ્યયન સજ્ઝાય. ૧૧

## ઢાળ બારમી

( ૨૯૩ )

જગવલ્લભ ગુરૂજી તું વસ્યો મોરિં મનઈં.–એ રાગ.

ઋષિ વનવાસી સુરસેવિત, પાલઈ પંચ આચાર;
પાંચઈં ઇંદ્રિયનઇ વશ કરતો, તપસી ઉગ્ર વિહાર.– ૧
માતંગ મુનિસર **હરિકેશી** ધન ધન્ન;
સુધો મુનિવર જેહ કહાયો, કિરિયા ગુણ સંપન્ન. મા૦– ૨
માસ તણો તપસી **હરિકેશી**, તિંદુરક યક્ષને ઠાણઇં;
મલ શોભિત તનુ રહ્યો સંવેગી, નિરમલ કાઉસગ્ગ ઝાણઇં.
માતંગ૦– ૩
**રાજસુતા ભદ્રા** તિહાં આવી, જક્ષનઇં નમવા કાંમ;
ભમતી માંહિ મુનિવર દેખી, મુહ મચકોડઈ તાંમ. મા૦– ૪
તે દેખી સુરવર તવ કોપ્યો, કન્યાં કીધી દુષ્ટ;
ત્રોડઇં હારનઇં મોડઇં તનુ સા, પ્રલપઇં ભૂતાવિષ્ટ. મા૦– ૫
નિસુણી રાજા તિહાં આવ્યો, કરઈ ઉપચાર અનેક;
બોલાવ્યો સુર કહઈ સુતા જો, પરણઇં મુનિ સુવિવેક. મા૦– ૬
તો સાજી તતખિણ એ થાયઇં, તે સુણી કન્યા તેહ;
રાજાએ મુનિનઈં પરણાવી, મૂકી જખનઇં ગેહ. મા૦– ૭
રાતઇં મુનિ અવિચલ તિણ દીઠો, આવી પ્રભાતે ગેહ;
રિષિની ઋષિનઇં યોગ્ય કહી ઈમ, આણી પુરોહિતે તેહ. મા૦– ૮
માંડઈ યાગ પુરોહિત એક દિન, વિપ્ર મિલ્યા લખ કોડી;
માસખમણ પારણઇં તિહાં મુનિ, આવ્યા મનને કોડી. મા૦– ૯
આરંભી અવિવેકી બ્રાહ્મણ, ન લહઇં ધરમ વિચાર;
મુનિ દેખી કહઈ કુણ તુંરે દીસઇં, જા અત્યંજ અવતાર. મા૦–૧૦

જક્ષ તદા મુનિ મુખથી બોલઇં, યાગનું ફલ તુમ્હ એહ;
શુદ્ધ પાત્ર ગોચરીઈં પુહોતો, હું તુમ્હ બારણુઈં જેહ. મા૦-૧૧
રોષઇં બ્રાહ્મણ સુત તવ મુનિનઇં, કરવા યષ્ટિ પ્રહાર;
ઉઠયા તવ તે યક્ષઇં કીધા, રૂધિર વમંતા કુમાર. મા૦-૧૨
પાય લાગી મુનિનઈં તે ખામઇં, પુરોહિત સુત અપરાધ;
પ્રતિલાભી પ્રતિબોધી લહ્યો તિણુઈં, બાલકનઈં થઈરે સમાધ.
માતંગ૦-૧૩
મુગતિં મુનિ પુંહતો જઇ વરત્યા, એ અધિકાર અશેષ;
અધ્યયનઈં બારમઈં વખાણ્યો, શ્રી **મહાવીર** જિનેશ.
માતંગ૦-૧૪
**વિજયદેવ** ગુરૂ પાટ પ્રભાવક, **વિજયસિંહ** સૂરીરાય;
તેહ તણો બાલક ઈમ બોલઈં, **ઉદયવિજય** ઉવજ્ઝાય.
માતંગ૦-૧૫

ઈતિ શ્રી હરિકેશી ચંડાલનું અધ્યયન. ૧૨

## ઢાળ તેરમી

( ૨૯૪ )

રાગ સામેરી. સકલ મનોરથ પૂરવઇ એ.–એ રાગ.

**ચિત્ર** અનઈ **સંભૂત** એ, ગજપુર માંહિ વિહરંત એ;
મહંત એ હોય માતંગ મુનિસરા એ.– ૧
એક દિન તેહનઇં વંદઇ એ, ચક્રી નિયમનઇં છંદઇં એ;
આણંદઈ એ પટરાણી પણ વંદતી એ.– ૨
નારી રયણ તે દીઠી એ, કામ અગનિ અંગીઠી એ;
પઈઠીએ મનમાં તે **સંભૂત**નઇં એ.– ૩
ચક્રી તણું નિયાણ એ, કરે **સંભૂતિ** અજાણ એ;
જાણે એ **ચિત્ર**ઇં વાર્યો નવિ રહઇં એ.– ૪

ચિત્ર નિયાણા વિણુ શુદ્ધ, સંભૂતો મુનિ અવિશુદ્ધ;
સુરઋદ્ધિ ભવ બીજઇં હોય પામીઆં એ.– ૫
ત્રીજે ભવઈ મુનિ સંભૂત, ચક્રી થયો નરપુર હુંત;
ધનિ પૂત ચિત્ર પુરિમતાલઈ થયો એ.– ૬
સુવિહિતનઈ તે અનુસરઈં, અનુક્રમઇં સંયમ આદરઈ;
વિચરે એક દિન તે કંપિલપુરઈ એ.– ૭
પુર કંપિલઇં હોય જણા, થયા એકઠા બહુ ગુણા;
અતિ ઘણા ચક્રી કહઈં સુખ ભોગવો એ.– ૮
ચિત્ર કહઇં લીજી એ દીક્ષ, તે ન લહઇં ચક્રી શીખ;
સુપરીખ કર્મ તણી ગતિ એહવી એ.– ૯
ચક્રી અપણુઇં ઠાંણુઇં એ, મુનિ નિજ પુણ્ય પ્રમાણુઇં એ;
ઝાંણુ એ ઉત્તમ પદવી પામીઆ એ.–૧૦
વિજયદેવ પટ્ટ ધારક, વિજયસિંહ પ્રભાવક;
વાચક ઉદય કહઇં ગુણ મુનિ તણાં એ.–૧૧
ઈતિ શ્રી નિયાણાના દોષ ઉપરઇં ચિત્ર સંભૂતિ અધ્યયન
સજ્ઝાય.–૧૩

## ઢાળ ચઉદમી

(૨૯૫)

દેવ તણી વાણી સુણી રે.–એ રાગ,

દેવ તણી ઋદ્ધિ રે ભોગવી રે, પુર ઈષુકાર મઝારિ મોરા લાલ રે;
ભૃગુ પુરોહિત કુલ આવીયા રે, સુર દોએ શુભ તિથિ વાર
મોરા લાલ રે.–૧
તે મુનિ બાલક વાંદીએ રે, માત પિતાનઇં સાથઈ મોરા લાલ રે;
દીક્ષા લઈ થયા કેવલી રે, વલી રાણી નર નાથ મોરા લાલ રે.
તે મુનિ૦–૨

માવીત્રે બીહાવીઆ રે, ઋષિ દેખી નાસંત મોરા લાલ રે;
તરૂ ચઢઈં તિણુઈ ઋષિ દીઠડા રે, તલઈં શુદ્ધ આહાર કરંત
મોરા૦ તે મુનિ૦–૩
જાતિસમરણુઈ જાણીઓ રે, પૂરવ ભવ વિરતંત મોરા લાલ રે;
માત પિતાનઈં બૂઝવી રે, ચારિત્ર તે લહંત મોરા લાલ રે.
તે મુનિ૦–૪
માતા પિતા દીક્ષા લીયઈ રે, તિમ વલી રાણી રાય મોરા લાલ રે;
એ ષટ જણુ થયા કેવલી રે, પોહતા શિવપુર માંહિ મોરા૦
તે મુનિ૦–૫
**વિજયદેવ** ગુરૂ પાટવી રે, શ્રી **વિજયસિંહ** મુનિરાય મોરા૦
તેહ તણો શિષ્ય ઉપદિશઈ રે, **ઉદયવિજય** ઉવઝાય મોરા૦
તે મુનિ૦–૬

ઈતિ શ્રી ઈષુકાર રાજાનું અધ્યયન સજ્ઝાય. ૧૪

## ઢાળ પંદરમી

( ૨૯૬ )

રૂકમિણી રૂપઇ રંગીલી નારી–એ રાગ.

તપ કરતાં મુનિરાજિયા લાલા, ન કરઈં ભોગ નિયાણુ;
મુનિ મારગ સૂધો ધરઈં લાલા, તે બોલ્યા ગુણુખાણુ.–૧
મુનિસર તે ભિક્ષાચર શુદ્ધ;
પંદરમા અધ્યયનમાં લાલા, ઈમ ભાખઈં સંબુદ્ધ. મુનિ૦–૨
મંત્ર તંત્ર કેલવઈં લાલા, તાસ ન રાગ ન રોષ;
શૂરા પરીસહ જીપવા લાલા, ચારિત્રના નહીં દોષ. મુનિ૦–૩
પરીચય નહીં ગૃહસ્થનો લાલા, અરસ વિરસ આહાર;
પૂજાદિક વાંછઈ નહીં લાલા, સાચા તે અણુગાર. મુનિ૦–૪

ઈણિ પરઈ મુનિગુણ સાંભળી લાલા, પરખી કિરિયા નાણ;
સાધુ પંથ તુમ્હઈ આદરો લાલા, ત્રિણ તત્ત્વનાં જાણ. મુનિ૦-૧
**વિજયદેવગુરૂ** પાટવી લાલા, **વિજયસિંહ** ગુરૂ લીહ;
શિષ્ય **ઉદય** કહઈ એહવા લાલા, મુનિ પ્રતપો નિસદીહ. મુનિ૦-૧

ઈતિશ્રીભિક્ષુ અધ્યયન સજ્ઝાય.-૧૫

## ઢાળ સોલમી

(૨૯૭)

હસ્તિનાગપુર વર ભલું-એ રાગ.

બ્રહ્મચર્યના દશ કહીઆ, સ્થાનક શ્રીવીર જિણંદ રે;
અધ્યયનઈં તે સોલમઈં, જેહ પાલઈં શુદ્ધ મુણિંદ રે.-૧
જેહ પાલઈ શુદ્ધ મુણિંદ, સંવેગરસ ભાવીઆ ગુણગેહ એ;
ગુણગેહ નિરીહ નિરાગ, વિષયદલ જીપતા શુચિ દેહ એ.-આંકણી
પશુ પંડગ નારી વિના, વસહી પહિલી નિરધાર એ;
આસણ તિણ નવિ બેસીઈં, બેસઈ જિણ આસણ નારી રે.-
બેસઈ જિણ આસણ નારી, સંવેગરસ ભાવીઆ ગુણગેહ એ૦.
નારીકથા નવિ કીજીએ, નવિ નિરખીએ ઇંદ્રીય તાસ રે,
ભીંતિ પટંતર ટાલીએ, નવિ ચિંતીએ પૂરવ અભ્યાસ રે.-
નવિ ચિંતીએ પૂરવ અભ્યાસ રે, સંવેગરસ ભાવીઆ ગુણગેહ એ
સરસ ભોજન નવિ કીજીએ, નવિ લીજીએ અધિક આહાર રે;
ઉદભટ વેશ ન ધારીએ, તરીએ ઇણિ પરઈ સંસાર રે.-
તરીએ ઇણિ પરઈ સંસાર રે, સંવેગ રસ ભાવીઆ ગુણગેહ એ
**ઉદયવિજય** વાચક ભણઈં, શીયલવંત તે પુરૂષ રત્ન રે;
શ્રી**વિજયદેવ**નો પાટવી, તે તો શ્રીવિજયસિંહ ગુરૂ ધન્ય રે.-
તે તો શ્રી**વિજયસિંહ**ગુરૂ ધન્ય રે, સંવેગરસ ભાવીઆ ગુણગેહએ

ઈતિશ્રી બ્રહ્મચર્યની નવવાડપાલનાધ્યયન.-૧૬

## ઢાળ સત્તરમી

(૨૯૮)

આદિત્ય જોઈનઈ જીવડા—એ રાગ.

શ્રી જિનધરમ સુણી ખરો, લહી દિક્ષા સાર;
નિય છંદઈ જે સંચરઈ, તે તો પુરૂષ ગમાર.—૧
વીર જિનેશ્વર ઉપદિશઈ, પાપ શ્રમણ જ તેહ;
સત્તરમા અધ્યયનમાં, મુનિ ભાખ્યો જેહ. વીર૦—૨
જ્ઞાનદાયક નિજ ગુરૂ તણો, લોપક જે સાધ;
પંચપ્રમાદ વશઈ પડ્યો, ચારિત્ર નવ સમાધ. વીર૦—૩
કંઠ લગઈ ભોજન ભલું, કરી સૂએ જેહ;
રાત દિવસ વિકથા કરઈ, ગુણની નહીં રેહ. વીર૦—૪
ભવ બેહૂ ચૂકી કરી, કરઈ કાય કિલેશ;
વિસમિસ તેહની પરીહરો, ધરો સુગુણ વિશેષ. વીર૦—૫
**વિજયદેવગુરૂ** પાટવી, **વિજયસિંહ** સૂરીશ;
શિષ્ય **ઉદય** વાચક કહઈ, પુણ્યથી પુહચઈ સુજગીશ. વીર૦—૬

ઈતિશ્રી સત્તરમાધ્યયની સજ્ઝાય.—૧૭

## ઢાળ અઢારમી

(૨૯૯)

નવકારવાલી વંદીએ—એ રાગ.

કંપિલપુરનો રાજિઓ, જગ ગાજિઓ રે **સંજય** નરરાય કઈ
પાય નમઈ નર જેહના, ઘણો તેહનો રે પુહવિ ભડવાય કઈ.—૧
ધનધન **સંજય** મુનિવરૂ, જગ સુરત રે શાસન વનમાંહિ કઈ;
બાંહિ ગ્રહઈ ભવકૂપથી, દુઃખ રૂપથી રે જિનધર્મ સમાહિ કંઈ.
ધન૦—૨

ઈક દિન કેસરી કાનનઈં, રસ વાહ્યો રે જાય મૃગયા હેત કઈં;
ત્રાસ પમાડઈ જંતુનઈં, એક મૃગલો રે દૂહવ્યો તિણઈ ખેત કઈં.
ધન૦-૩

તીરની પીડાએ તડફડયો,પડયો હરણલો રે મુનિવરની પાસે કઇં;
તે દેખી ચિંતા કરઈં, રાય પામતો રે મુનિ તેજઈ ત્રાસ કઈં.
ધન૦-૪

રાય કહઈ મુનિરાયને, હું તો તુમ્હ તણો રે અપરાધી એહ કઈં;
રાખ રાખ જગબંધુ તું, મુજ ભાખો રે જિનધર્મ સસનેહ કઈં.
ધન૦-૫

ધ્યાન પારી મુનિવર ભણઈ,રાય કાં હણઈ રે હરિણાદિક જીવ કઈં;
નિરપરાધી જે બાપડા, પાડંતા રે દુઃખીઆ બહુ રીવ કઈં.
ધન૦-૬

હય ગય રથ પાયક વલી, ધન કામિની રે કારમું સવિ જાણુ કઇં;
ધર્મજ એક સાચો અછઈ,ઈમ નિસુણી રે તેહ સંજય રાણુ કઇં.
ધન૦-૭

ગર્દભાલિ પાસઈ લીયે, જિન દીક્ષા રે સંસારઈ સાર કઇં;
ગુરુ આદેશે અનુક્રમઇં, પુહવી તલઈ રે કરઈ ઉગ્ર વિહાર કઇં.
ધન૦-૮

મારગઇ એક મુનિવર મિલ્યો,તેહ સાથઈ રે કરઈ ધર્મ વિચાર કઇં;
જિન દીક્ષા પામી તર્યાં, ભરતેસર રે ચક્રી સનતકુમાર કઇં.
ધન૦-૯

સગર મઘવ સંતિ અરો, કુંથુ પદમ અનઇ હરિષેણુ નરિંદ કઇં;
જયચક્રી નગ્ગઇ નમિ, કરકંડુ રે દુમૂહ મુણિચંદ કઇં.
ધન૦-૧૦



શ્રી ઉત્તરાધ્યયનસૂત્રની સજ્ઝાય ૨૦ : પૃષ્ઠ ૩૯૪



શ્રી ઉત્તરાધ્યયનસૂત્રની સજ્ઝાય ૨૧ : પૃષ્ઠ ૩૯૬

મહાબલરાય ઉદાયનો, વલિ રાજા રે દશારણભદ્ર કઈં;
નાણ કિરિયા પોતઈ કરી, એ તો તરીયા રે સંસાર સમુદ્ર કઈં;
ધન૦-૧૧

વિજયદેવસૂરિસરૂ, પટોધર રે વિજયસિંહ ગુણખાણ કઈં;
ઉદયવિજય કહઈ એ કહ્યું, અધ્યયન રે અઢારમઈ જાણ કઈં.
ધન૦-૧૨

ઇતિ શ્રી અઢારમાધ્યયની સજ્ઝાય. ૧૮

## ઢાળ ઓગણીશમી

(૩૦૦)

સારદ બુધદાઈ સેવક નયણાનંદ.-એ રાગ.

સુગ્રીવ નયર વર વનવાડી આરામ, બલભદ્ર નરેસર રાજકરઇ
ગુણગ્રામ;
ઈંદ્રાણી સરિખી રાણી મૃગા અભિરામ, મકરધ્વજ સુંદર કુંઅર
બલસિરિ નામ.-૧

તું રે બલસિરિ નામ કુંઅર અતિ સુંદર, જિત્યો કામ વિકાર,
સંયમ લેઈ કર્મ ખપાવી પામ્યો ભવજલ પાર. એ આંકણી.
ઓગણીશમાં અધ્યયનઈં, જિનવર વીર દીયે ઉપદેશ;
ભણતાં ગુણતાં ભાવે, ભવિનાં નાસઈ પાપ કિલેશ.-૨

એક દિન વર મંદિર અંતેઉર પરિવાર, પરવરીઓ પેખઈ
નયર મોઝાર કુમાર;
દીઠો તવ મુનિવર ઇરિયાઇં મલપંત, તસ ઉહાપોહઈ જાતિ-
સમરણ હુંત તું૦-૩

જાતિસમરણ પામી દેખઈ, પૂરવભવ સંબંધ;
પંચમહાવ્રત સંભારઈ વલી ચઉગઈ દુઃખ પ્રબંધ;

માતપિતા આગલ જઈ બોલઇ દુઃખ અનંતીવાર;
જે જે મઈં પામ્યાં તે કહેતાં કિમઈ ન આવે પાર. તું રે૦—૪
સંસાર અસાર એ દીસે મલભંડાર, સંબલ વિણ વાટઈ જાતાં
દુઃખ દાતાર;
બહુ જનમ મરણ ભય નરયતિરિય દુઃખ ઠાણ, તિણે બલતા
ઘરથી સાર ગ્રહઈં તે જાણ. તું રે૦—૫
સાર ગ્રહઇં તે જાણ વિચારી આપણપું તારેસ્યું,
દ્યો પ્રભુ અમ્હ આદેશ અમ્હે હવઈ સંયમ ગુણ ધારેસ્યું;
શીત તાપ છૂહ તૃષા અનંતી દુસ્સહ સંબલિ રૂકખ,
પૂતલી અગનિવરણ આલિંગી દીઠા નરકઇં દુકખ. તું રે૦—૬
દુઃખથી નીકલવા **મૃગાપુત્ર** નરસીંહ, માવિત્ર આદેશઈ દીક્ષા
લીયઈ મુનિ લીહ;
અનુક્રમઈ તે મુનિવર શિવપુર રાજ્ય લહંત, જિહાં નાણ દરસણ
વલી પરમાણંદ અનંત. તું રે૦—૭
પરમાણંદ અનંત તે લહીએ સાધૂતણા ગુણ ધરતાં,શ્રીજિનશાસન
ઉત્તમ પામી સૂધી કિરિયા કરતાં;
તે કિરિયાનો આગર **વિજયદેવ** પટધાર, **વિજયસિંહ** ગુરૂ
રાજવી રાજઇં શિષ્ય **ઉદય** જયકાર. તું રે૦—૮

ઈતિ એકોનવિંશતિ અધ્યયન સજ્ઝાય સમાપ્ત. ૧૯

## ઢાળ વીસમી

(૩૦૧)

જોતાં રે જોતાં તેહજ કાનન.—એ રાગ.

મગધદેશ રાજગ્રહી નગરી, રાજા **શ્રેણિક** દીપઈ રે;
ચતુરંગી સેના પરવરીઓ, તેજઈ દિનયર જીપઈ રે.—૧

ધન ધન શ્રી ઋષિરાય **અનાથી**, રૂપે દેવ કુમાર રે;
સંવેગ રંગ તરંગઈ ઝીલઈ, યૌવન વય અણુગાર રે. ધન૦-૨
એક દિન કાનનઈ પહોતો **શ્રેણિક**, વાંદ્યા શ્રીઋષિરાય રે;
લઘુ વય દેખી હરખઈ પૂછઇં, પ્રભુ તુમ્હ કોમલ કાય રે. ધ૦-૩
એ તુમ્હ રૂપ અનોપમ યૌવન, તરૂણી જન આધાર રે;
ઈણિ અવસર નારી રસ લીજઈ, વડપણઈ સંયમ ભાર રે. ધ૦-૪
ધ્યાન પૂરઈ તવ મુનિવર બોલઈ, રાજન હું છું અનાથ રે;
નાથ વિના મેં સંયમ લીધો, નૃપ કહઈ હું તુમ્હ નાથ રે. ધ૦-૫
જોઈએ તે તુઝનઇ હું પુરૂં, લ્યો તુમ્હ એ બહુ આથ રે;
મુનિ કહઈ રાજન નાથ ન તાહરઇ, કિમ થાઈશ મુઝ નાથ રે.
ધન ધન૦-૬
રાય કહઇં હય ગય રથ પાયક, મણિ માણિક ભંડાર રે;
માહરઈ છઈ હું નાથ સહુનો, તવ બોલઈ અણુગાર રે. ધ૦-૭
કોસંબી નયરીનો રાજા, મુજ પિતા ગુણવંત રે;
તાસ કુંવર હું અતિહિ વલ્લભ, લઘુવય લીલાવંત રે. ધ૦-૮
એક દિન મુઝ અંગઈ થઈ વેદન, ન ટલઈ કોઈ ઉપાય રે;
માતપિતા માહરઈ દુઃખઈ દુખીયાં,નારી હઈડું ભરાય રે. ધ૦-૯
બહુલ વિલાપ કર્યા તેણીએ, મુઝ નવિ દુઃખ લેવાય રે;
તવ મઇં એહવો નિર્ણય કીધો, ધર્મ જ એક સહાય રે. ધ૦-૧૦
ઈમ ચિંતવતાં વેદન નાઠી, પ્રાતઃ મઇં સંયમ લીધો રે;
નાથ અનાથ તણો એ વિવરો,સુણી નરનાથ પ્રસિધો રે. ધ૦-૧૧
તે સુણી રાજા સમકિત પામ્યો, મુગતિ ગયો અણુગાર રે;
વીસમઇં અધ્યયનઈ જિન**વીરે**,એહ ભાખ્યો અધિકાર રે. ધ૦૧૨

**શ્રીવિજયદેવસૂરીશ્વર** પાટઇં, વિજયસિંહ મુનિરાય રે;
**ઉદયવિજય** વાચક તસ બાલક,સાધુ તણા ગુણગાય રે. ધ૦-૧૩

ઈતિ શ્રી ઉત્તરાધ્યયનસૂત્રની વીશમી સજ્ઝાય.

## ઢાળ એકવીશમી

(૩૦૨)

પૂજ્ય પધારો પાટીએ.–એ રાગ.

નયરી ચંપામાં વસઈ, એતો શ્રાવક **પાલક** નામે સજની;
એક દિન પ્રવહણ પૂરીઆં, પુહતો પિહુડપુર ઠામે સજની.–૧
**સમુદ્રપાલ** મુનિવર જયો, એ તો સંવેગી વિખ્યાત સજની;
અધ્યયનઈ એકવીસમઈ, એહ સયલ અવદાત સજની. સમુ૦–૨
તે તિહાં ધન મેલી કરી, પરણ્યો વિદેશે નારી સજની;
સગર્ભા નારી લેઈ ચઢયો, નિજ પુર આવણ હાર સજની.સમુ૦–૩
સમુદ્રમાંહિ સુત જનમીઓ, **સમુદ્રપાલ** તસ નામ સજની;
પુત્ર કલત્ર લેઈ આવીઓ, **પાલક** ચંપા ઠામ સજની. સમુ૦–૪
અનુક્રમે તે પરણાવીઓ, રૂકમિણી નારી સુરૂપ સજની;
એક દિન ગોખઈ વિરાજતો,નિરખઇં નગર સરૂપ સજની.સમુ૦–૫
એક ચોર તવ દીઠડો, તસ કંઠઈ કણયર માલ સજની;
ગાઢઈ બંધન બાંધીઓ,ભોગવઈ દુઃખ અસરાલ સજની.સમુ૦–૬
તે દેખી તસ ઉપનો, મન વઈરાગ અપાર સજની;
**સમુદ્રપાલ** તવ **ચિંતવઇં**,જૂઓ કઠિન કરમ વિકાર સજની.
સમુ૦–૭
માવિત્રનઇં પૂછી લીયઇં, સંયમ ભાર કુમાર સજની;
મુગતિ ગયો મુનિરાજીઓ,સુખ પામ્યો શ્રીકાર સજની. સમુ૦–૮

વિજયદેવ પાટઈ જયો, વિજયસિંહ ગણધાર સજની;
શિષ્ય ઉદય વાચક કહઇં,મુનિ ગુણ મોહનગાર સજની.સમુ૦-(

ઈતિ એકવીશમાઅધ્યયની સજ્ઝાય.–૨૧

## ઢાળ બાવીશમી

( ૩૦૩ )

દેશી ફાગની

સોરીઅપુર અતિ સુંદર શ્રીવસુદેવનરિંદ,
રોહિણી દેવકી રાણી રામ કેશવ દોય નંદ;
સમુદ્રવિજય વલી રાજિઓ, રાણી શિવાદેવી કંત,
મન આનંદન નંદન નેમિસર અરિહંત.–૧
સહસ અઠોત્તર સુંદર લક્ષણ અંગ અભંગ,
અનુક્રમઈ પામીઓ મોહન યોવન નવરસ રંગ;
એક દિન તેહ તણુઈ કારણુઈ ગોપિનો ભરતાર,
ઉગ્રસેન પાસઈ માગઈ રાજુલ રાજકુમારી.–૨
મન અલિ માલતિ માલ્હતી ચાલતી ગજગતિ ગેલિ,
મયણ તણી સેના જિસી વિકસી મોહનવેલિ;
વડ સોભાગિણી રાગણી ત્રિભુવન કેરો સાર,
જાન લેઈ તે પરણવા આવઈ નેમિકુમાર.–૩
ચાલઈ હલધર ગિરિધર બંધૂર બંધવ જોડિ,
રવિ શશિમંડલ જીપતા દીપતા હોડા હોડિ;
સિર સિંદુરીઆ સાથીઆ હાથિઆ માનું ગિરીંદ,
બંદીજન બિરૂદાવલી બોલઈ નવનવ છંદ.–૪
ડંબરે અંબર ગાજે વાજઈ મંગલતુર,
ફેરીયફેરી ન ફેરીય ભેરીય ભૂંગલ ભૂરિ;

રાચઈં માચઇં નાચઈં જાચઈં સાચઇં પ્રેમ,
ગુણમણિ ઓરડી ગોરડી મોરડી પાવસ જેમ.–૫
કેઈ કરઈ સુકુમાલા બાલા ગીત કલ્લોલ,
કેવિ સુભગ સિણગારી પ્યારી ચઢઈ ચકરોલ;
ચતુર ચકોરડી ગોરડી લૂણ ઉતરાઈ એક,
જયજય નાદ સુણાવતી આવતી ધરતી વિવેક.–૬
હય ગય રથ પાયક વલી મિલીય યાદવની જાંન, ઈણિ પરઈ
બહુ આડંબરઈ આવઈ યદુ સુલતાન;
ગ્રહ ગણ માંહિ શશિ પરઈ સોહઈ નેમિકુમાર, અનુક્રમઈં
તોરણ બારણઈ પહોંતા સાથઈ મોરાર.–૭
પશુવાડઈં પશુ દીઠાં નીઠા બંધન તાસ, સારથીનઈ પ્રભુ
પૂછઈ કિમ મલી પશુ રાસ;
ગોરવ કારણઈ તુમ્હ તણઈ તે ભણઈ એ સહુ આજ, તે સુણી
પશુ મૂકાવી પાછા વલ્યા જિનરાજ.–૮
સહસાવનઈ જઈ બૂઝિયો ઝૂઝિઓ કર્મંહ સાથઇં, વ્રત ધરી
તપ કરી આદરી તીર્થંકર તણી આથ;
તે સુણી અતિ ઘણી વેયણ વેઈ રાજુલનાર, અનુક્રમઈં
જિનવર નાણિ જાણિ ગઈ ગિરનાર.–૯
દીખ લેઈ પ્રભુ પાસઈં અભ્યાસઈં ગુણ રંગઈં, એક દિન
ગિરી ભણી જાતાં વૃષ્ટિ ભીનું અંગ;
કંચુક ચીર ઊગવાવા પહોંતી ગિરી દરીમાંહિ, તબ મનઈ મીઠી
દીઠી રહનેમિ ઉચ્છાહિ.–૧૦
નગન નારી તે મન વશી ધસમસી બોલ્યો બોલ, તે મુનિ
ચારિત્ર ચૂકતો મૂકતો લાજ નીટોલ;

સુણિ સુણિ સુંદરિ મંદિર ફિરી કરી પૂરીઈં વાસ, યૌવન વય
ફલ લીજીઇં કીજીઇં વિવિધ વિલાસ.-૧૧
સતીય શિરોમણિ ભાખઈ આખઈ અણી મુજ શીલ, વાડિ ન
લોપું તેહ તણી ચઉગતિ જિમ હુઈ લીલ;
તુઝ પણિ દેખી તરૂણી રમણી ચૂકસ્યઈ ચિત્ત, તો હઠ તરૂ પરિ
હોસ્યઇં ચંચલ તુઝ ચારિત્ર.-૧૨
એમ અગંધન કુલ તણી ભણી ભણી ઉપમા સાર, બાલ કુંઆરિઈ
તારીઓ **રહનેમિ** અણગાર;
બેહુ જણ તે શિવપુર ગયા ગહ ગહ્યા સુખ અભંગ, અધ્યયનઈં
બાવીસમઈ એ અધિકાર સુચંગ.-૧૩
ધન ધન ઉપની નિય કુલ **રાજુલ** બાલ કુંઆરિ, ધન ધન
**નેમિ** સહોદર **રહનેમિ** અણગાર;
**વિજયદેવ** ગુરૂ પટધર **વિજયસિંહ** મુનિરાય, તેહ તણો
ઈમ બાલક **ઉદયવિજય** ગુણ ગાય.- ૧૪
ઈતિ ઉત્તરાધ્યયનસૂત્રના બાવીશમા અધ્યયની સજ્ઝાય.-૨૨

## ઢાળ ત્રેવીસમી

(૩૦૪)

મન મધુકર મોહી રહ્યો.-એ રાગ.

શિષ્ય જિણેસર પાસના, **કેસી** કુમર મુણિંદ રે;
**ગોયમ** વીર જિણંદના, એક સૂરજ એક ચંદ રે.-૧
ધન ધન હોય ગણધાર રે, **ગોયમ કેસી** કુમાર રે;
તિંદુક વનઈ ભેલા મિલી, કરઈ જિનધરમ વિચાર રે. ધન૦આંકણી
સંઘાડા બેહૂ જણ તણા, મનમાં આણ્ઇં સંદેહ રે;
મુગતિ મારગ હોય જણ કહઈ, તો કાં અંતર એહ રે. ધ૦-૨

ચ્યાર મહાવ્રત **કેસિનઈં, ગોયમ** નિપુણ પંચ રે;
**કેસી** પૂછઈ **ગોયમો** કહઇ, ઉત્તર પરપંચ રે. ધન૦-૩
ઋજુ જડ પહિલા જિન તણા, અંતિમ વંક જડ હોય રે;
જાણ સરલ બાવીસના, તિણઈ હુઆ મારગ દોય રે. ધન૦-૪
પરમારથ પણે જોવતાં, મારગ ભેદ મ જાણે રે;
રૂડી મતિ તુઝ **ગોયમા, કેસિ** કહઈ ઈમ વાણિ રે. ધન૦-૫
અધ્યયનઈં ત્રેવીસમઈં, જે જે પૂછ્યું તેહ રે;
**ગોયમ** સામિઈં સહુ કહ્યું, **કેસિ** ટલીયા સંદેહ રે. ધન૦-૬
મુગતિ ગયા દોય ગણધરા, જિહાં સુખ ખાણી અભંગ રે;
શ્રી **વિજયસિંહસૂરીસરૂ**, શિષ્ય **ઉદય** રસ રંગ રે. ધન૦-૭

ઇતિ ઉત્તરાધ્યયનના ત્રેવીશમા અધ્યયની સજ્ઝાય.

## ઢાળ ચોવીશમી
### ( ૩૦૫ )

સુમતિ ગુપતિ સુધી ધરો, મન મોહન મેરે, ઈમ કહે જિનેશ; મ૦
અધ્યયનઈં ચઉવીસમઈં, મન૦ એ અધિકાર અશેષ. મન૦-૧
વાટઈં જોઇ ચાલીએ, મન૦ જુગ લગઈં જયણા કાજ; મન૦
સત્ય મધુર હિતકારીઓ, મન૦ વયણ ભણો મુનિરાજ. મ૦-૨
સુડતાલીશ નિવારીએ, મન૦ એષણા કેરા દોષ;
પૂંજી લીજીએ દીજીએ, મન૦ જિમ હોય પુણ્યનો પોષ. મન૦-૩
મલમૂત્રાદિક પરઠવો, મન૦ પડિલેહી સુદ્ધ ઠામ; મન૦
મન પડતું થિર કીજીએ, મન૦ જિમ સીઝઈ સવિ કામ. મન૦-૪
મોની મિતભાષી થાઓ, મન૦ નિશ્ચલ કાઉસગ્ગ ઝાણ; મન૦
સુમતિ ગુપતિ ઈમ જે ધરઈ, મન૦ તે સાચા જગઈં જાણ. મન૦-૫
**વિજયદેવગુરૂ** પાટવી, મન૦ શ્રી**વિજયસિંહસૂરીશ**; મન૦
**ઉદયવિજય** વાચક ભણઈ, મન૦ તસ બાલક સુજગીશ. મન૦-૬

ઇતિશ્રી ઉત્તરાધ્યયનસૂત્રના ચોવીશમા અધ્યયની સજ્ઝાય-૨૪

## ઢાળ પચ્ચીશમી

(૩૦૬)

દેશી મધુકરની

વાણારસી નગરી વસઈ, **વિજયઘોષ જયઘોષ** હો; સુંદર.
અધ્યયનઈ પચવીશમઈ, દોય બ્રાહ્મણ નિરદોષ હો. સુંદ૦-૧

એ દોય મુનિવર વંદીયેં, જિમ સીઝઈ સવિ કામ હો; સુંદર.
મુગતિપુરીમાં જે વસ્યા, ગુણમણિ અવિચલ ધામ હો.
સુંદર એ દોય૦-૨

**જયઘોષઈ** દિક્ષા ગ્રહી, કરતો ઉગ્ર વિહાર હો; સુંદર.
એક દિન પુહતો વાણારસી, **વિજયઘોષ** જિહાં સાર હો.
સુંદર એ દોય૦-૩

**વિજયઘોષઈ** તિહાં માંડીઓ, યાગ તે મોટઈ મંડાણ હો; સુંદર.
વહોરવા મુનિવર તિહાં ગયો, ઉત્તર દિયે તે અજાણ હો.
સુંદર એ દોય૦-૪

સમભાવઈ મુનિવર કહઈ, તે પ્રતિબોધવા કાજઈ હો; સુંદર.
વેદ ભણ્યો પણ તેહ તણો, અરથ કહો કુણ આજ હો.
સુંદર એ દોય૦-૫

યાગ અનઈ નક્ષત્રનું, મુખ કહો કવણ કહાત હો; સુંદર.
ધરમ વયણ કહો કેહવું, તવ કહઈ વિપ્ર વિખ્યાત હો.
સુંદર એ દોય૦-૬

સ્વામી તુમ્હે સહુ એ કહો, મુનિ તવ ભાખઈ પવિત્ર હો; સુંદર.
વેદ અગનિહોત્ર મુખ કહ્યું, યાગનું મુખ ચારિત્ર હો.
સુંદર એ દોય૦-૭

ચંદ્ર તે નક્ષત્ર મુખ સહી, ધર્મનું વાસવ ઈંદ હો; સુંદર.
**વિજયઘોષ** ઈમ સમજીઓ, દોઈ ગયા મુગતિ મુણિંદ હો.
સુંદર એ દોય૦-૮
શ્રી **વિજયદેવ**ગુરૂ પાટવી, શ્રી વિજયસિંહસૂરિંદ હો; સુંદર.
શિષ્ય **ઉદય** કહઈ મુનિવરા, દોય પ્રતપો કુલચંદ હો.
સુંદર એ દોય૦-૯

ઈતિ શ્રી પચીશમા અધ્યયનની સજ્ઝાય.

## ઢાળ છવીશમી

( ૩૦૭ )

જાસ્યો તોહી રાખસ્યું.-એ રાગ.

દસ આચાર મુણિંદના, બોલઈ વીર જિણંદ લાલ રે;
**ગોયમ** સ્વામી સાંભલઈ, જેહથી સુખ અમંદ લાલ રે. દસ૦-૧
દસ આચાર સમાચરો, આણી મન વઈરાગ લાલ રે;
મોક્ષ તણાં સુખ પામીએ, જે સેવઈ વડભાગ લાલ રે. દસ૦-૨
જાતાં આવસ્સહી કહો, નિસિહી પઈસતાં હોય લાલ રે;
પૃચ્છા આપણપઈ કરઈ, પડિ પૃચ્છા પર કોય લાલ રે. દસ૦-૩
પંચમઈ થાનકઇં છંદણા, ઈચ્છા છઠ્ઠે ઠાણઈ લાલ રે;
સાતમઈ મિચ્છામિદુક્કડં, તહત્તિ આઠમઈ જાણ લાલ રે. દ૦-૪
નવમઇં હોય નિમંત્રણા, ઉપ સંપદ તિમ જાણ લાલ રે;
અધ્યયનઈ છવીશમઈ, એ શ્રી જિનવર વાણ લાલ રે. દસ૦-૫
**વિજયદેવ**ગુરૂ પાટવી, શ્રી વિજયસિંહ ગણધાર લાલ રે;
**ઉદયવિજય** કહઈ એહથી, લહીએ જય જયકાર લાલ રે. દ૦-૬

ઈતિ શ્રી છવીશમા અધ્યયનની સજ્ઝાય. ૨૬

## ઢાળ સતાવીશમી

(૩૦૮)

મરૂદેવી માતા ઇમ ભણઇ.—એ રાગ.

વીર **ગોયમ**નઇં ઈમ કહઈ, અવિનીત ઉવેખો શીશજી;
વાંકા બલદ તણી પરઇં, કામ વેલા આણઇં રીષજી. વીર૦—૧
સમિલતઇ ભાંજઈ જોતયૌ, વલી સામા માંડઇ સીંગજી;
તિમ સામો બોલઈ ઘણું, ઈમ અવિનયથી ગુણ ભંગજી. વીર૦—૨
આલસૂઆ અકહ્યાગરા, છાંડી જાયઈ નિજ નિજ છંદજી;
પોષ્યા ગુરૂએ વલી શીખવ્યા, પણ તે ન ધરઈ ગુણ વૃંદજી. વી૦—૩
બલદનઈ ઉવેખી રહઇ, જિમ સારથી સુખ સમાધીજી;
તિમ ગુરૂ પણ અવિનીતનઇં, ઉવેખી કારજ સાધઈજી. વીર૦—૪
**શ્રીવિજયદેવ**ગુરૂ પાટવી જયો, શ્રી**વિજયસિંહ** ગણધારજી;
અધ્યયનઇં સગવીસમઇં કહ્યો, **ઉદય** કહઈ સુવિચારજી. વીર૦—૫

ઇતિ શ્રી સતાવીશમા અધ્યયનની સજ્ઝાય. ૨૬

## ઢાળ અઠ્ઠાવીશમી

(૩૦૯)

છેલ છબીલે છેતર્યા.—એ રાગ.

વર્દ્ધમાન જિનવર કહઈ, દંસણ નાણ ચારિત્ર રે;
અધ્યયન અઠાવીશમઇં, જિણ પાલઈ થાય પવિત્ર રે. વ૦—૧
નાણ પંચવિહ વરણવ્યું, આઠ તે સમકિત ભેદ રે;
ભેદ આઠ ચારિત્રના, તપ પુણ બારહ ભેદ રે. વ૦—૨
નાણઈ ભાવ સવે લહઈ, દંસણ સદ્દહઈ તેહ રે;
ચારિત્ર પાતિક આવતાં, બારઈ નિઃસંદેહ રે. વ૦—૩

પાપ મેલ લાગ્યો હોયઈ, તે શોધઈ તમ શુદ્ધ રે;
ઈમ એ ચ્યાર પ્રભાવથી, મુનિ હોયઈ પરમ વિશુદ્ધ રે. ૧૦-૪
**વિજયદેવ** પટધર જયો, **વિજયસિંહ** મુનિરાય રે;
તાસ શિષ્ય ઈમ વીનવઈ, **ઉદયવિજય** ઉવઝાય રે. ૧૦-૫

ઈતિ શ્રી અઠ્ઠાવીશમા અધ્યયનની સજ્ઝાય. ૨૮

## ઢાળ ઓગણત્રીશમી

(૩૧૦)

રાગ ધોરણી.

**સોહમ** જંબૂનઇં કહઈ, મઇં જિન પાસઈ વિચાર;
સુણીઓ ઓગણત્રીશમઇં, અધ્યયનઈ સુખકાર રે. ૧
સમકિત આદરો, તિહુત્તર બોલ ઉદાર રે, વલી કિરિયા
ધરો.–આંકણી.
પ્રથમ બોલ સંવેગનો, બીજો તે નિરવેદ;
ત્રીજો રૂચિ ધર્મંહ તણી, હવિ ચઉથાદિક ભેદ રે. સ૦- ૨
ભગતિ ગુરૂ સાહમી તણી, પાપ પ્રકાશન નદ;
ગરહણુયા સામાઈયં, ચઉવીસત્થો અમંદ રે. સમ૦- ૩
વંદણુ પડિક્કમણું વલી, કાઉસગ્ગ પચ્ચખાણુ;
થયે સુઈ મંગલ ચઉદમો, બોલઈ તે નિજ મનિ આણુ રે.
સમકિત૦- ૪
ચ્યાર કાલ પડિલેહણા, ખામણા પ્રાયશ્ચિત;
સજ્ઝાય ભણવું પૂછવું, ગણવું ચિંતવવું ચિત્ત રે. સમ૦- ૫
ધર્મંકથા શ્રુત સેવના, મન એકાગ્ર નિવેશ;
સંયમ તપનઇં નિર્જરા, નહિ ફુહ સજ્ઝાય પ્રવેશ રે. સ૦- ૬

ધરીએ અપ્રતિબદ્ધતા, સયણાસણ સુવિવેક;
વિષય નિવૃત્તિ સંભોગિઆ, પચ્ચખાણની ટેક રે. સ૦– ૭
ઉપધિ આહાર કષાય એ, જોગ સરીર સહાય;
ભાતિ અતિ સદભાવના, અડ પચ્ચખાણ અમાય રે. સ૦– ૮
થિવિર તણો પડિરૂવતા, વેયાવચ્ચ ગુણભૂરિ;
વીતરાગતા પુણ ક્ષમા, મુત્તિ સરલતા અદૂરિ રે. સ૦– ૯
માર્દવભાવ સુસત્યતા, કરણયોગતા સાચ;
મણ વચ કાય સુગુત્તતા, શુભ મન કાય સુવાચ રે. સ૦–૧૦
નાણ દંસણ ચારિત્ર તપનઈ, ઇંદ્રિય જય કાર;
ક્રોધ માન માયા વલી, લોભ તણો પરિહાર રે. સ૦–૧૧
પિજ દોસ મિચ્છત્તનો, જય કરવો નિરધાર;
સૈલેસી અકમ્મયા, એ તેહુત્તરિ અવધાર રે. સમ૦–૧૨
એહ બોલ થકી લહઈ, સાધુ પરમ પદ સાર;
**વિજયસિંહ મુનિરાયનો, ઉદય** કહઇ હિતકાર રે. સ૦–૧૩
ઈતિ શ્રી ઉત્તરાધ્યયનસૂત્રના ઓગણત્રીશમા અધ્યયનની
સજ્ઝાય. ૨૯

---

## ઢાળ ત્રીશમી

( ૩૧૧ )

નારી રે નિરૂપમ નાગિલા એ.–એ રાગ.

**શ્રીવીરઈ** તપ વરણવ્યો, મોટો ગુણ જગઈ એહ;
પાપ કરમ ટાલી કરી, મુગતિ પમાડઈ રે જેહ. શ્રીવીર૦–૧
જિમ સરોવર કાદવ ભર્યું, સોષઈ નાયક તાસ;
ધડનાલાં પૂરી કરી, સૂર્ય કિરણનઈ રે વાસ. શ્રીવીર૦–૨

તે જલ જિમ રવિ શોષવઇ, જિમ રૂંધ્યા ઘડનાલ;
આશ્રવ રૂંધઈ તપ તથા, શોષ કરઇ તતકાલ. શ્રીવીર૦-૩
ઉપવાસ ઉણોદરી, વૃત્તિ તણો રે સંક્ષેપ;
રસવારણ સંલીનતા, કાય કિલેસ ધરેવિ. શ્રીવીર૦-૪
વેયાવચ્ચ આલોયણા, વિનય અનઇ રે સજ્ઝાય;
કાઉસગ્ગ ઝાણું તથા, ષટ દુગ બારહ થાય. શ્રીવીર૦-૫
બારે ભેદે તપ કરો, અંગે ધરો રે સમાધ;
અધ્યયનઈ જિન ત્રીશમઇં, બોલઈ અરથ અગાધ. શ્રીવીર૦-૬
**વિજયદેવ**ગુરૂ પાટવી, **વિજયસિંહ** ગુરૂ શિષ્ય;
**ઉદયવિજય** કહઈ ગણધરા,એ દોય ગુરૂ ગુણલીહ. શ્રીવીર૦-૭
ઈતિ શ્રી ઉત્તરાધ્યયનસૂત્રના ત્રીશમા અધ્યયનની સજ્ઝાય

## ઢાળ એકત્રીશમી

( ૩૧૨ )

હું બલિહારી યાદવા.—એ રાગ.

વર્દ્ધમાન જિન ઉપદિશઈ, ધરીએ સંયમ શુદ્ધ કઈ;
એક દિનનું ચારિત્ર હિયઇ, કઈ વેમાનિકની સિદ્ધિ કઈ.-૧
સૂધી કિરિયા આદરો.
ઇંદ્રીય નિજ વશ કીજીએ, વિકથા તજીએ મોસકઇ;
સમિતિ ગુપતિ આરાધીએ, પરિહરિએ પુણ દોસકઈ. સૂ૦-૨
દસભેદે મુનિ ધરમ જે, તે આરાધો જાણકઈ;
પ્રતિમા મુનિ શ્રાવક તણી વહો, ધરો શુભ ધ્યાનકઈ. સૂ૦-૩
**જ્ઞાતાધર્મ**તણી કથા, સાચી આણો ચિત્તકઈ;
બાવીસ પરિસહ સાંસહો, બોલો વાણી સત્યકઈ. સૂધી૦-૪

જે જે થાનક ઈમ કહ્યાં, તે પાલો સુજગીસકઈ;
અધ્યયનઈ એકત્રીસમઇ, બોલઈ શ્રીજગદીશકઈ. સૂધી૦-૫
**વિજયદેવગુરૂ** પાટવી, **વિજયસિંહગુરૂ હીર**કઈ;
શિષ્ય **ઉદય** કહઈ દોયએ, જાણો **ગોયમ વીર**કઈ. સૂધી૦-૬

ઇતિ શ્રી ઉત્તરાધ્યયનસૂત્રના એકત્રીશમા અધ્યયનની સજ્ઝાય.૩૧

## ઢાળ બત્રીશમી

(૩૧૩)

કામિની મૂંકે ન મારો હાથ.—એ રાગ.

**વીર** કહઈ બત્રીશમે રે, અધ્યયનઈ સુવિચાર;
પાપ હેતુ તે પરિહરો રે, જિમ લહો ભવજલ પાર.—૧
ભવિયણ ભાવઇ ધરો ગુણરાશિ, જિમ ન પડો દુઃખ પાશ.
ભવિ૦—આંકણી.
નાણ ધરો મોહ પરિહરો રે, જિતો રાગને રોષ;
પાંચઇ ઇંદ્રીય વશ કરો રે, મ ધરો વિષય સદોષ. ભવિયણ૦—૨
તૃણચારી વસતો વનઈ રે, હરિણ જુઓ વેધાય;
નાદ તણઈ રસ વાહિઓ રે, જો લયલીનો થાય. ભવિ૦—૩
કરિણી ફરસે મોહિઓ રે, હાથિઓ ચૂકઇ ઠામ;
દરબારે આવિ રહે રે, પરવશ સેવઈ ગામ. ભવિ૦—૪
રૂપઈ લુબ્ધ પતંગિઓ રે, દીવઈ હોમઇ અંગ;
ગંધ તણઈ રસઈ કમલમાં રે, બંધન પામઈ ભૃંગ. ભવિ૦—૫
આમિષ રસ વશઈ માંછલો રે, એક મનો જો હોય;
પેખો તતખિણ બાપડો રે, વેદના પામઇ સોય. ભવિ૦—૬
એકેકાનઇ પરવશઈ રે, જો એ દુઃખીયા થાય;
તો પાંચઈ પરવશ તણી રે, કહો ગતિ કેણ કહાય. ભવિ૦—૭

ઈમ જાણી એ જિપતો રે, પામઈ નિત આણંદ;
વિજયસિંહગુરૂની પરે રે, ઉદય સદા સુખકંદ. ભવિ૦-૮
ઈતિ શ્રી ઉત્તરાધ્યયનસૂત્રના બત્રીશમા અધ્યયનની
સજ્ઝાય.-૩૨

## ઢાળ તેત્રીશમી

( ૩૧૪ )

તો ગમઇ મેવાડ લોડિઓ રે લો.-એ રાગ.

કેવલનાણઈ જાણતો રે લો, બોલઇ શ્રીજિનવીર રે; મુણિંદરાય.
આઠ કરમનઈ વશ પડયો રે લો, ન લહઇ ભવજલ તીર રે.
મુણિંદરાય.-૧
કરમ કઠીન દલ જિતીએ રે લો. આંકણી.
આઠ એ જિતઇ તે લહે રે લો, સુખ સઘલાં વડવીર રે; મુણિંદ૦
નાણ પંચનઈ આવરઇ રે લો, નાણાવરણીય સોય રે.
મુણિંદ૦કરમ૦-૨
દોય ભેદે કહ્યું વેદની રે લો, મોહ ભેયા અડવીસ રે; મુણિંદ૦
નરૃતિરિય નર સુર તણું રે લો, આયુ કહઇ જગદીસ રે.
મુણિંદ૦કરમ૦-૩
તિન્નિ અધિકાર એકસો રે લો, નામ કરમના ભેદ રે; મુણિંદ૦
ગોત્ર તણા ભેદ દો કહ્યા રે લો, વિઘન તણા પણ ભેદ રે.
મુણિંદ૦કરમ૦-૪
અઠ્ઠાવન સ્યું આગલા રે લો, એકસો પઇડી હોય રે; મુણિંદ૦
અધ્યયનઈ તેત્રીશમે રે લો, એ પરમારથ જોય રે.
મુણિંદ૦કરમ૦-૫

**વિજયદેવ** પાટઈ જયો રે લો,શ્રી**વિજયસિંહ** ગણધાર રે;મુ૦
તેહ તણો બાલક કહઇ રે લો, **ઉદયવિજય** જયકાર રે.
મુણિંદ૦કરમ૦–૬

ઇતિ શ્રી ઉત્તરાધ્યયનસૂત્રના તેત્રીશમા અધ્યયનની સજ્ઝાય.–૩૩

## ઢાળ ચોત્રીશમી

(૩૧૫)

વેગે પધારો રે મહેલસ્યું.–એ રાગ.

કિસન નીલ કાપોત એ, તેજ પદમ ચઉ પંચ;
સુકલ છઠ્ઠી એહના, હવઈ સુણો વરણ પ્રપંચ. –૧
છ લેશ્યા સુવિચારીએ, જિમ તરીએ રે સંસાર;
પહિલી ત્રીણે પરિહરી, ત્રિણુઇ ધરીએ સાર. છ૦–૨
પહિલી કડવી સામલી, બીજી નીલિ તીખ;
ત્રીજી સામલ રાતડી, તેહ કસાયલી પીખ. છ૦–૩
ચઉથી આંબિલ રાતડી, પીલી આસવ સાર;
પંચમી છઠ્ઠી ઊજલી, સાકર સરસી ધાર. છ૦–૪
દુરભિગંધ ત્રિણુ પહેલડી, ત્રિણુ આગલી રે સુગંધ;
કુગતિ ત્રિણુ પહિલી દીએ, સુગતિ ત્રિણુથી બંધ. છ૦–૫
એ લેશ્યા રે ચોત્રીશમઈ, અધ્યયનઈ કહઇ **વીર**;
તેહમાં ઉત્તમ આદરઇ, લચ્છી વરઇ મુનિ **હીર**. છ૦–૬
**વિજયદેવગુરૂ** પાટવી, **વિજયસિંહસૂરીશ**;
તેહ તણા ઉપદેશઈ, **ઉદય** કહઇ સુજગીશ. છ૦–૭

ઇતિ શ્રી ઉત્તરાધ્યયનસૂત્રના ચોત્રીશમા અધ્યયની સજ્ઝાય.૩૪

---

## ઢાળ પાંત્રીશમી

( ૩૧૬ )

નિઃસનેહી તુમહી ભએ.–એ રાગ.

વીર કહઈ ભવિ લોકનઈં, પાલો મુનિ આચાર રાજે;
અધ્યયનઈ પાંત્રીશમઇં, જેહ તણો અધિકાર રાજે. વીર૦–૧
પાપારંભ નિષેધીએ, ધરીએ સંયમ ધીર રાજે;
વસતિ વિશુદ્ધહ સેવીએ, ઈમ લહીએ ભવ તીર રાજે. વીર૦–૨
ત્રસ થાવર નવિ હિંસીએ, મૃષાવાદ પરિહાર રાજે;
અણદીધું લીજીએ નહીં, ધરીએ બંભ ઉદાર રાજે. વીર૦–૩
પરિગ્રહ પરિમિત કીજીએ; રાખી જઇ શુભધ્યાન રાજે;
ઈણિ પરઇ ધર્મ સમાચરઇ, સધરઈ નવે નિધાન રાજે. વીર૦–૪
**વિજયદેવગુરૂ** પાટવી, **વિજયસિંહ** મુનિરાય રાજે;
શિષ્ય તેહનો ઉપદિશઈ, **ઉદયવિજય** ઉવઝાય રાજે. વીર૦–૫

ઈતિ શ્રીઉત્તરાધ્યયનસૂત્રના પાંત્રીશમા અધ્યયનની સજઝાય.-૩૫

## ઢાળ છત્રીશમી

(૩૧૭)

ઢાલ ધમાલની

**સોહમ**સામી ઈમ કહઈ રે, સુણઈ **જંબૂ** અણગાર;
**વીર** જિણેસર ભાખીઓરે, જીવ અજીવ વિચાર.–૧
પરમારથ પરિચય કીજીએ હો, લીજીએ પ્રવચન સાર;
શુભનાણ અમીરસ પીજીએ હો.–આંકણી.
જીવ અજીવ દોય વરણવ્યા રે, લોકાલોક મોઝાર;
જીવ અરૂપી તેહમાં રે, જાણો દોય અજીવ પ્રકાર. પરમારથ૦–૨

પુદ્ગલ રૂપી એક કહ્યો રે, આકાશાદિ અરૂપ;
સંક્ષેપથી અજીવનું રે વરણ્ંવ્યું એહ સરૂપ. પરમારથ૦–૩

ભેદ સુણો હોય જીવનાં રે, સિદ્ધ અને ભવવાસ;
ભેદ પંદર તે સિદ્ધનારે, જેહ ભલ્યા અલોક આકાશ. પરમારથ૦-૪

પુઢવી જલ જલણાનિલા રે, વણસઈ બિતિ ચઉ પંચ;
ઈંદ્રિય માનઈ ભવ તણા રે, જાણજો સૂત્ર પ્રપંચ. પરમારથ૦–૫

એ સવિ ભાવ જિણેસરે રે, ભાખ્યા ભવિ હિત કાજ
સૂધા સદ્દહતાં થકા રે, પામીએ અવિચલ રાજ. પરમારથ૦–૬

**વિજયદેવસૂરીસરૂ** રે, પટ્ટપ્રભાવક સિંહ;
**વિજયસિંહ** મુનિરાજિઓરે, સુવિહિત ગણધર લીહ. પ૦–૭

તાસ નામ સુપસાઉલઇ રે, એ છત્રીસઈ સજ્ઝાય;
**ઉદયવિજય** વાચક ભણઈ રે, જેહ થકી નવનિધિ થાય. પ૦–૮

શ્રી ઉત્તારાધ્યયસૂત્રના છત્રીશમા અધ્યયનની સજ્ઝાય.–૩૬

ઈતિ શ્રી ઉત્તરાધ્યયનસૂત્ર ભાવાર્થાનુસારિણઃ
ષટ્ત્રિંશત્ સંખ્યાઃ સ્વાધ્યાયાઃ સમાપ્તાઃ
સંવત ૧૭૨૪ વર્ષે લિખિતં

---

## શ્રી માનવિજયજી ઉપાધ્યાય વિરચિત

# શ્રી ભગવતીસૂત્રની સજ્ઝાયો

## શ્રી રોહામુનિની સઝાય

નમોરે નમો શ્રી શેત્રુંજા ગિરિવર એ દેશી

( ૩૧૮ )

રાગ આશાવરી

સદ્દહણા સૂધી મનિ ધરીએ, એહજ સમકિત રૂપ રે;
તસ વિણુ કિરિયાકારી ન ભલા, રાજ્ય વિણા જિમ ભૂપ રે–૧
શ્રી જિન વચન વિનયસ્યું ગ્રહીએ, ટાલી મનની સંકા રે;
આણાગમ્ય પદારથ નિસુણી, તહત્તિ કરો નિઃસંક રે. આંકણી
જે જિમ જ્ઞાની ભાવા દેખઇ, તેહ તથા ઉપદેશઈ રે;
તિહાં જુગતિ જે મૂઢ કરેસ્યઈ, તે સંસાર ફરેસ્યઈ રે. શ્રીજિ૦-૨
રોહોનામિ વીર તણો શિષ્ય, પ્રકૃત્તિ ભદ્રક મન્નરે;
સહજઈ વિનયી અલપ કષાયી મિઉમદ્દવ સંપન્નરે. શ્રી૦–૩
વિનય કરીનઈ વીરનઈ પૂછઇ, લોક અલોક ક્રમ કેમ રે;
જીવ અજીવનો ભવ્ય અભવ્યનો, કુકુડી અંડનો તેમ રે. શ્રી૦–૪
લોક સ્થિતિ સઘલી ઇમ પૂછી, ઉત્તર કહઈ જિનરાય રે;
સાસ્વત ભાવ અનાનુપૂર્વંઇ, પૂર્વાપર ન કહાય રે. શ્રી૦–૫
પ્રણમી પ્રમાણ કીઓ સવિ રોહઈ, ઈમ આણારૂચિ જેહ રે;
તસ તપ સંયમ કિરિયા લેખઈ, તેહ ધન્ય ગુણ ગેહરે. શ્રી૦–૬
ભગવતી પહિલઈ શતકે વાંચી, રોહામુનિ અધિકાર રે;
પંડિત શાંતિવિજય વર વિનયી, માનવિજય ધરઇ પ્યાર રે. શ્રી૦

ઈતિ શ્રી રોહામુનિવરની સજ્ઝાય. ॥ ૧ ॥

# જ્ઞાનપૂર્વક ક્રિયાકરણે કાલાસવૈશિક પુત્ર સજઝાય

જયો જયો પાસ ચિંતામણી—એ દેશી.

( ૩૧૯ )

**પારસનાથ** સંતાનીઓ, **કાલાસવૈશિક** પુત્ર રે;
કહઈ જિનવીરના થવિરને, અલ્પ સતા છે સૂત્રરે.—૧
આતમતત્ત્વ નિહાલીએ, પર પરિણુતિ કરી દૂરિ રે;
અંતર ધ્યાન વિના વહે, બાહ્ય ક્રિયાએ લૂરિ રે. આંકણી રે
સામાયિક જાણો નહી, સામાયિકસ્યા રૂપ રે;
તિમ તસ અરથ લહો નહિ, જેહ કહિઓ ફલ[1]રૂપરે. આત૦—૨
ઈમ પચ્ચખાણુહ તણા, સંયમના પણ જોય રે;
સંવર વિવેક વ્યુત્સર્ગના, બોલ કહીયા દોય દોય રે.આત૦—૩
થવિર કહે જાણું અમો, વૈશિક પુત્ર વિચાર રે;
જ્ઞાન વિના કિરીઆકરા, મિથ્યાત્વી નિરધારો રે. આત૦—૪
સમભાવિ જે પરિણમ્યો, જીવ સામાયિક રૂપ રે.
કર્મ અગ્રહણા નિર્જરા, ફલ પણિ જીવ સરૂપ રે. આત૦—૫
પોરૂષી આદિ નિયમ તથા, પચ્ચખાણ જીવ ભાવ રે;
સંયમ ખટ કાયા રક્ષણા, પરિણુતિ શુદ્ધ સ્વભાવ રે. આત૦—૬
મન ઇંદ્રિયનું નિવર્ત્તવું, સંવર ચેતન રૂપ રે;
આશ્રવરોધએ ત્રિહું તણું, ફલ ઈમ અલખ સરૂપ રે. આત૦—૭
ભેદ બુદ્ધિ જડ અલખની, તેહ વિવેક નિજ રૂપરે;
તસ ફલ જડનું છંડવું, તેહ પણિ તિમજ અનૂપ રે. આત૦—૮
વ્યુત્સર્ગ કાયાદિક તણું, નિઃસંગતા તસ અર્થ રે;

૧ ભૂપ પાઠાંતર.

આતમરૂપ જ ગુણ ગુણી, ભેદ કલપના અનર્થરે. આ૦-૯
તવ **વૈશિકપુત્ર** ઈમ ભણે, સામાયિક સમભાવ રે;
તો કિમ અવદ્યની ગરહણા, કરતા રહિ નિજ ભાવ રે. આ૦-૧૦
સંયમ રૂપ એ ગરહણા, ઈમ ઉત્તર કહે થિવીર રે;
રાગાદિક ક્ષયકારિણી, પોષે સંયમ સરીર રે. આ૦-૧૧
કહે **વૈશિકપુત્ર** બુઝીઓ, પ્રણમી થવિરના પાયરે;
પૂર્વ અજ્ઞાનાદિક પણે, ન લહિઓ એહ ઉપાયરે. આ૦-૧૨
જ્ઞાનઇં અરથ દીઠા સુણ્યા, હવે સદ્દહું તુમ વયણેરે;
સંશય તિમિર નિરાકરિઓ, ભાસ્યું અંતર નયણે રે. આ૦-૧૩
પંચ યામ ધરમ આદર્યો, આરાધી બહુ કાલ રે;
અધ્યાતમ કિરિયા કરી, પોહતો મોક્ષ મયાલરે. આ૦-૧૪
ભગવતિ પ્રથમ શતકે કહિઓ, કીજે એહનું ધ્યાન રે;
પંડિત શાંતિ**વિજય** તણો,પ્રણમે નિતુ મુનિ **માન** રે. આ૦-૧૫

ઇતિ શ્રીસદ્ગુણવિચાર ગર્ભિત સ્વાધ્યાય.-૨

# વસ્તુ જિજ્ઞાસાયા ખંધા સજ્ઝાય.

રાગ મારૂણી.

મગધદેશકા રાજરાજેસર એ દેશી.

અથવા સદ્ગુરૂ મોરે મન માન્યો.-એ રાગ.

(૩૨૦)

શ્રીજિનધર્મ લહે તે પ્રાણી, જેહ કરિ ખરી ખોજી;
ખંધાની પરિ નિરહંકારી, જ્ઞાન તણી લહે સોઝિ રે. ૧
પરિણુત પ્રાણી ગ્યાન અભ્યાસો;
માન તજીને જ્ઞાની ગિરૂઆ, ગુરૂનો સેવો પાસો રે. પ૦ ૨

સાવત્થી નગરીએ તાપસ, **ખંધો** નામિ મહંત;
વેદ ચઉનો પાઠક પૂરો, પંડિત પ્રવર કહંત રે. ૫૦ ૩
**પિંગલ** નામઇં વીરને શિષ્યે, પૂછ્યા પ્રસન તસ ચાર;
લોક સઅંત અનંતકે કહીએ, ખંધા ભાખો વિચાર રે. ૫૦ ૪
જીવ તણા ઇમ સિદ્ધિ તણા પણિ, બોલ્યા દો દો વિકલ્પ;
વૃદ્ધિ હાનિ કુણ મરણે હોએ, એ ચઉથો કહિઓ જલ્પ રે. ૫૦ ૫
તેહ સુણીને શંકિત હુઓ, ઉત્તર દેવા અધીર;
એહવે કયંગલાપુરીએ, નિસુણ્યા આવ્યા શ્રીજિન**વીર** રે. ૫૦ ૬
નિકટ પુરી છઈ તિહાં જઈ પૂછું, **વીર**ને પ્રસનના ભાવ;
ઈમ વિમાસી મારગ ચાલ્યો, **ખંધો** સરલ સભાવ રે. ૫૦ ૭
તેહવે ગૌતમને કહિઓ વીરઇં, પૂર્વ સંગતી તુમ આવઈ;
પુનરપિ ભાખ્યું ગોતમ પ્રસનઈં, વેગું ચારિત્ર પાવઈ રે. ૫૦ ૮
આવત દેખી ખંધો નિકટે,**ગૌતમ** સાહમો જાવે;
સ્વાગત પૂછી કહી મન વાર્તા, વલતું ગુરૂનેં ભલાવે રે. ૫૦ ૯
દોય જણા પોહતા જિન પાસે, વીરે **ખંધા** ઉદ્દેશી;
આગમ કારણ જ્ઞાનેં ભાખી, પ્રસન પ્રવૃત્તિ ઉપદેશી રે. ૫૦૧૦

## ઢાળ

રાગ મારૂણી. રૂડો રાજહંસ રે—એ દેશી.

દ્રવ્ય ક્ષેત્ર કાલ ભાવથી, લોક ચતુર્વિધો રે;
દ્રવ્ય થકી લોક એક, સંખ્યાતીત યોજન પરિમિત છે ખેત્રથી રે;
કાલથી સાસ્વત છેક; ૧૧
**ખંધા** સાંભલો રે, કેવલી વિણ એહ, અરથ લહિ કુણ
નિરમળો રે. આંકણી.

ભાવથી વર્ણાદિક પર્યાય અનંત છે રે, જીવ ભેદ એમ ચાર;
પણ ભાવથી જ્ઞાનાદિક પર્યાયા કહિયારે, એમજ સિધિ વિચાર.
ખં૦૧૨
એહ વિશેષ પણયાલીશ લખ યોજન કહી રે, ઈમ સવિ
દુવિધ સઅંત;
તેહ અનંત સવે છે કાલથી, ભાવથીરે એમ જિનવર ભાખંત.
ખં૦૧૩
બાલ મરણ સંસાર વધારે જીવને રે, કાટે પંડિત મૃત્યુ;
અરથ સુણી ઈમ જિન પાસે ચારિત્ર લીએરે, ખંધો બૂઝી ચિત્તિ.
ખં૦૧૪
અંગ એકાદશ પાઠી પ્રતિમા સવિ વહી રે, શાસ્ત્ર તણુઈ અનુસાર;
સોલ માસ ગુણ રયણ સંવત્સર, તપ તપ્યો રે જિહાં ત્રિહોત્તરિ
આહાર. ખં૦૧૫
બાર વરિસ અંતઇં એક માસ સંલેખનારે, કરી અચ્યુત ઉપન્ન;
તિહાંથી ચવી ઋષિરાજ વિદેહે સીઝસ્યેરે, માન કહિ એહ ધન્ન.
ખં૦૧૬

ઇતિ શ્રીખંધામુનિવર સ્વાધ્યાય.-૩

---

રાગ માલવી ગોડી.
ચેતના જાગી સહચારિણી-એ દેશી.
( ૩૨૧ )

શ્રુતધરા શ્રુતબલે જે વદે, તસ ભરઈ કેવલી સાખિ રે;
ઇતિ શ્રુતજ્ઞાની આરાધીએ, કેવલી પરઈ જિન સાખિ રે. ૧
ધન્ન જગિ શ્રુતધરા મુનિવરા, તસ ઉપાસક પણ ધન્ય રે;
પૃચ્છક કથક સરિખે મિલઈ, ધર્મિં મન હુએ પરસન્ન રે. ધ૦૨

તુંગિઆ નામઈ નગરી હવી, ધણુ કણુ જિહાં ભરપુર રે;
સુ સમણોપાસકા તિહાં બહુ, ઋદ્ધિ પરિવાર જસ ભૂરિ રે. ૫૦૩
જાણુ નવતત્વના ભાવીયા, જિનમતે જેહ નિસંક રે;
અરથ નિશ્ચય કરી ધારતા, પર મત તણી નહી કંખ રે. ૫૦૪
સુરગણે પણુ ન ચળાવિઆ, મોકલાં જસ ગૃહ દ્વાર રે;
પૂર્ણ પોસહ ચઉપવીંના, પાલતાં નિતુ વ્રત બાર રે. ૫૦૫
સાધુને નિતુ પડિલાભતા, જિનમત રંજિત મીંજ રે;
એકદા થવિર સમોસરિયા, પાસ સંતાનીઆ તિંહીજ રે. ૫૦૬
જાતિ કુલ રૂપ બલ તપ વિનય, લાજ જ્ઞાનાદિ સંપન્ન રે;
જિઅ કષાયા જિઅ ઇંદ્રિયા, જિઅ પરિસહ દઢ મન્ન રે. ૫૦૭
ઉગ્રતપ ઘોરતપ બ્રહ્મ તિમ, ચરણુકરણે પરધાન રે;
ઓજ જસ તેજ વચ્ચંસીયા, દશ યતિધર્મ નિધાન રે. ૫૦-૮
પંચ શત સાધુએ પરિવર્યા, વિહરતા અપ્રતિબંધ રે;
પુષ્ફઇ ચેઇએ ઉતર્યા, અવગ્રહી અવગ્રહ સંધિ રે. ૫૦-૯
તે સુણી શ્રાવક હરખિયા, વંદના ફલ મનિ આણિ રે;
તિહાં જઇ વિધિસું વંદન કરી,સાંભલી ધર્મની વાણી રે. ૫૦-૧૦
સંયમફલ તપફલ કિસ્યું, પૂછિયાં પ્રસન પછિ હોમ રે;
સંયમફલ અનાશ્રવ કહિઓ, તપ ફલ નિર્જરા હોય રે. ૫૦-૧૧

## બહુશ્રુત પ્રસંશાયાં સજ્ઝાય

( ૩૨૨ )

ઢાલ ૪ રાગ મારૂ

જગતગુરૂ હીરજી-એ દેશી.

તવ ફિરી શ્રાવક બોલીયા તો, દેવગતિ કેમ જંતિ;
કાલિકપુત્ર થવિર વદે, સહ રાગ તપે કરી હુંત. ૧૨

બહુશ્રુત ધન્ન ધન્ન, જસ વિઘટે નહીંય વચન્ન;
જસ જ્ઞાનમાં ભીનું મન્ન, જેહથી શાસન અવિછિન્ન.
બહુશ્રુત ધન્ન ધન્ન. આંકણી. ૧૩
પામે સરાગે સંજમે, ઈમ **મોહિલ** થવિર વદેય;
સેષ કરમથી સુરપણું, હોય **આણંદરખિત** કહેય. બ૦–૧૪
**કાશ્યપ** થવિર ભણે તદા, સદ સંગથી દેવ હવંત;
એહ અરથ પરમારથે અમો, નહી અહમેવ વદંત. બ૦–૧૫
ઈમ ઉત્તર સુણી શ્રાવકા, વંદી નિજ નિજ ઘરિ જંતિ;
એહવે રાજગ્રહપુરે, જિનવીરજી સમવસરંત. બ૦–૧૬
ગોચરીએ છઠ પારણે, શ્રી **ગૌતમ** ગણધર જાત;
તિહાં જન મુખથી સાંભલ્યો, ભવિ પ્રસન તણો અવદાત. બ૦–૧૭
થવિર વચન એ કિમ મલે, એમ ધારી આવ્યો ઠામે;
આહાર દેખાડી **વીરને**, પૂછે કરવા નિરધાર. બ૦–૧૮
એહ પ્રસન કહેવા પ્રભુ છઈ, થવિર કહો ભગવંત;
**વીર** કહે સમરથ અછે, ઉપયોગી છે એહ સંત. બ૦–૧૯
હું પણ એહ ઇમ જ કહું, એહમા નહી કો અહમેવ;
એહવા શ્રુતધર વંદિએ, જસ અનુવાદિક જિનદેવ. બ૦–૨૦
ભગવતી બીજા શતકમાં, જોઈને એહ સઝાય;
પંડિત **શાંતિવિજય** તણો કહે, **માનવિજય** ઉવઝાય. બ૦–૨૧

# અનાગ્રહે અગ્નિભૂતિ વાયુભૂતિ સજઝાય

(૩૨૩)

નીંદરડી વયરણી હો હુઇ રહી.—એ રાગ.

પ્રણમું તે ઋષિરાયને, સદહણા હો જેહ શુદ્ધ ધરંતકે;
દોષ ખમાવી આપણો, નિજ ચારિત્ર હો નિકંલક તરંતકે.–૧

સૂધા સાધુને સેવીએ, જેહને નહી હો પરમાદ પ્રસંગકે;
ધ્યાનના રંગ તરંગમાં, જેહ લીના હો નિતુ જ્ઞાની સંગકે.
એ આંકણી.

મોકા નગરીએ **વીર**નઇં,અગનિભૂતિ હો પૂછિઓ કરી ભગતિકે;
ભગવન રિદ્ધિ ચમરિંદની, કહો કેહવી હો વિકુર્વણા સગતિકે.
સૂધા૦–૨

વલતું વીર વદે ઈસ્યું, તસ ભવનહ હો છે ચઉત્રીસ લાખકે;
ચઉસઠિ સહસ સામાનિકા, ત્રાય ત્રિંશક હો તેત્રીસની લાખકે.
સૂધા૦–૩

લોકપાલ ચઉ સારિખા, અગ્રમહિષી હો પણ સપરિવારકે;
કટક સાત તિગ પરખદા, પતિ કટક ના હો સાતે ઝૂઝારકે.
સૂધા૦–૪

ચઉસઠિ સહસ ચઉદિશિ, અંગરક્ષક હો બીજા પણ દેવકે;
ગીત ગાન નાટિક કરે, આણા વહે હો સારૈ નિતુ સેવકે. સૂ૦–૫

વૈક્રિય સકતિ સુણો હવે, નિજ રૂપે હો ભરે જંબુદીવકે;
અહવા અસંખ દીવો દહી, પણ કેવલ હો એહ વિષય સદીવકે.
સૂધા૦–૬

સામાનિક ત્રાયત્રિંસની, ઇમ કહવિ હો વૈક્રિયની સગતિ કે;
લોકપાલ અગ્રમહિષીનેં, દ્વીપ સમુદ્રની હો સંખ્યાતી
વિગતિકે. સૂ૦ ૭

**અગનિભૂતિ** ઈમ સાંભલી, **વાયુભૂતિ**નેં હો નિકટે આવંતકે;
અણુપૂછે સવિ ઉપદિસ્યૈ,**વાયુભૂતિ** હો ન હુ તે સદ્દહંતકે. સૂ૦ ૮

ઉઠી જિન પાસે ગયો, સહજાતનું હો ભાષિત પૂછેયકે;
એહ સવિ સાચું જિન કહે, ઈમ ગોતમ હો હું પણ
ભાખેયકે. સૂ૦ ૯
જિન વયણે નિશ્ચય કરી, સોદરને હો આવી ખામંતકે;
ઈમ સદ્દહણા શુદ્ધતા, જેહ રાખે હો તેહ ધન્ય મહંતકે.
સૂ૦ ૧૦
ભગવતિ ત્રીજા શતકમાં, ભગવંતે હો ભાખ્યો એહ ભાવકે;
**માનવિજય** ઉવઝાયને, ઇમ આવે હો સદ્દહણા ભાવકે. સૂ૦ ૧૧

ઈતિ શ્રી અગ્નિભૂતિ વાયુભૂતિ સ્વાધ્યાય સંપૂર્ણ.

# ચારિત્રફલે તિક્ષકુરૂદત્ત સજઝાય

મુનિવર વૈરાગી–એ દેશી.

(૩૨૪)

ચોખઈ ચિત્તિ ચારિત્ર પાલો, પૂરવ કૃત પાપ પખાલો હો;
ભવિયણ વ્રત ધરો.
વ્રતનો મહિમા છે મોટો, વૈમાનિકમાં નહીં ત્રોટો હો. ભ૦ ૧
તિક્ષનામા વીરનો, શિષ્ય આરાધે નિરમલ દીક્ષ હો; ભ૦
છઠ છઠ તપેં નિતુ તપીઓ, પારણે આહારનો ખપીઓ
હો. ભ૦ ૨
સુરજ સનમુખ કાઉસગ્ગ, ઉંચી ભુજ ધ્યાનઈ લગ્ગ હો; ભ૦
આતાપન ભૂમિં કરતો, આતાપના કરમ નીરજરતો
હો. ભ૦ ૩
ઈમ આઠ સંવત્સર કીધ, ઈગ માસ સંલેખણા લિદ્ધ હો; ભ૦
સોધરમે સરગિ પોહતો, સામાનિક દેવ પનોતો હો. ભ૦ ૪

ચઉ સહસ સામાનિક સાથ, ચઉ અગ્રમહિષીનો નાથ હો; ભ૦
તિગ પરિષદ સાત અનીક, તસ અધિપતિ સાત જ ઠીક
હો. ભ૦ ૫
અંગરક્ષક ષોડશ સહસ, બીજા પણ સુર બહુ સવસ હો; ભ૦
એહવી જસ ઋિદ્ધિ વખાણી, ચારિત્ર તણી નિશાણી હો. ભ૦ ૬
ઇમ કહિઓ વલી કુરૂદત્તપુત્ર,જિનવીરનો શિષ્ય સુપુત્ર હો; ભ૦
અઠ્ઠમ અઠ્ઠમ નિરધારે, આયંબિલ અંતરી પારે હો. ભ૦ ૭
ખટમાસ શ્રમણ પર્યાય, સંલેષણા પખ કહેવાય હો; ભ૦
ઈસાનસર્ગિ સુર હુઓ, રિદ્ધિ પુરવની પરિ જુઓ હો. ભ૦ ૮
ચારિત્રના ફલ ઇમ જાણી, વ્રત આદરવો ભવિ પ્રાણી હો; ભ૦
ભગવતીનઈ શતકે ત્રીજે, અધિકાર સુણી મન રીઝે હો. ભ૦ ૯
બુધ **શાંતિવિજય**નો સીસ, એહવાને નામે સિસ હો; ભ૦
કહઈ **માનવિજય**ઉવઝાય, રિષિરાજ તણો સઝાય હો. ભ૦૧૦

ઇતિ શ્રી તિક્ષકુરૂદત્ત સાધુની સજ્ઝાય.

# શ્રી ગુરૂકુળવાસની સજઝાય

ઢાલ વીંછીયાની

(૩૨૫)

શ્રી વીર વદે ભવિ પ્રાણીને, ધરી ગ્યાન કરો પચ્ચખાણ રે;
નહીતર દુઃપચ્ચખાણી હુસ્યો, તેહથી ન હુવે નિરવાણ રે. ૧
ધરમી જન ખપ કરો ગ્યાંનનો, ગ્યાંને શિવપદ હોય રે;
તપ થોડો પણ ગ્યાનેં ભલો, નહી બાલ તપે ગુણ કોય રે. ધ૦ ૨
તામ્રલિપ્તી નામઈ નયરીઇં, તામલિ ગાથાપતી રિદ્ધ રે;
ફલ પુન્ય તણાં જાણી ભલાં, પ્રાણામ પ્રવ્રજ્યા લિદ્ધ રે. ધ૦ ૩

છઠ્ઠ છઠ્ઠ નિરંતર પારણે, લીએ પંચગ્રાસી આહાર રે;
એકવીસ વેલા જલ ધોઈઓ, આતાપના કરતો સાર રે. ધ૦ ૪
સાઠિ સહસ સંવત્સર ઈમ તપી, દોય માસ સંલેખના કીધ રે;
બલિ ચંચા સુરની પ્રાર્થના, નવિ માની મૌન જ લીધ રે. ધ૦ ૫
મરી ઈસાનેં સુરપતિ હુઓ, બલિદેવે કદર્થીં કાય રે;
તેહ તેજોલેશ્યાએ દમી, કીધા નમતા નિજ પાય રે. ધ૦ ૬
સિવફલ સાધક ઈમ તપ તપી, અજ્ઞાને હુઓ ફલ અલ્પ રે;
ઇમ ગામ બેભેલે ઉપનો, પૂરણુનો એમ જ જલ્પ રે. ધ૦ ૭
પણ એહ વિશેષ જે ચઉપુડો, પડીયો કરી ભિક્ષા લેય રે;
પંથી પંખી જલ જીવને, ચઉથઇ પુડિ નિજ આદેય રે. ધ૦ ૮
ઈમ બાર સંવત્સર તપ તપી, સંલેખણા કરી ઈક માસ રે;
તિહાંથી મરી ચમરેંદો હુઓ, અગ્યાને જુઓ એહ વાસરે. ધ૦ ૯
વલી માનેં સૌધરમેં ગયો, ઉપાડી પરિઘ મહંત રે;
શક્રે વજ્રઈ બીહાવીઓ, શ્રી વીરને શરણેં જંત રે. ધ૦૧૦
અગ્યાન તણાં ફલ એહવા, નિસુણી આરાધો ગ્યાન રે;
તેહ તો ગુરૂકુલવાસે હુએ, નિગુરાનેં સદા અગ્યાન રે. ધ૦૧૧
ભગવતી અંગે ત્રીજે શતકે, એહ ચાલ્યા છે અધિકાર રે;
બુધ **શાંતિવિજય** વિનયી વદે, સદગુરૂ સેવો હિતકાર રે. ધ૦૧૨

ઇતિ શ્રી ગુરૂકુલવાસ સજ્ઝાય સંપૂર્ણ.

# પરિણામ શુદ્ધી પર અઈમંતા સજ્ઝાય

(૩૨૬)

રાગ સારંગ મલ્હાર ( ઇડર આંબા આંબલી રે. )

ગુણ આદરીએ પ્રાણીયા રે, ગુણવંત વિરલા કોય;
ગુણગ્રાહક પણ થોડલા રે, બુધ જન ગુણને જોય.–૧

સુગુણનર ગુણ ઉપરિ કરો દ્રષ્ટિ, બાહ્યો ચરણું મમ પડો રે;
અંતરદ્રષ્ટિ સુદ્રષ્ટિ. સુગુણ૦ આંકણી.
**અઈમુત્તો** કુંઅર હુઓ રે, **વીર**નો શિષ્ય ઉત્સાહે;
મેહ વૃષ્ટિમાં પડિ ગ્રહો રે, તારે જલ પરવાહે. સુ૦-૨
દેખી થવિર જિન**વીર**ને રે, ઈમ પૂછે ધરી રીસ;
કેતા ભવમાં સીઝસ્યે રે, **અઈમુત્તો** તુમ સીસ. સુ૦-૩
**વીર** કહે એહ જ ભવે રે, સીઝશ્યે કર્મ ખપાય;
એહની નિંદા મત કરો રે, ચાલો એહની ધાય. સુ૦-૪
ભાત પાણી વિનય કરી રે, એહનું કરો વૈયાવચ્ચ;
ખેદ તજી એહને ભજો રે, ચરમસરીરી સચ્ચ. સુ૦-૫
થવિર સુણી તિમ આદરે રે, વીર વચન ધરી ખંતિ;
ઈમ અંતરદૃષ્ટિ કરી રે, પરખી ગુણ ગ્રહો સંત. સુ૦-૬
ભગવતી શતકે પંચમે રે, ચાલ્યો એ અધિકાર;
પંડિત **શાંતિવિજય** તણો રે, **માન** ધરે બહુ પ્યાર. સુ૦-૭

ઈતિ શ્રી અઈમુત્તાકુમારની સજ્ઝાય સંપૂર્ણ.

---

# પુદ્ગલ વિચારગર્ભિત શ્રી નારદપુત્ર સજ્ઝા

(૩૨૭)

એ તો આવ્યો રે માસ આસાઢ સોહામણો–એ દેશી.

શ્રુતજ્ઞાની રે અભિમાની હોએ નહી, બહુશ્રુતને રે માન
તજી પુછે સહી
નિજ બુદ્ધિની રે ખામી ખમાવે બહુ પરે, તેહ રિષિને રે
વંદીજઈ ઉલટ ભરઈ

ત્રૂટક

ભરઈ શ્રુતને ભરિઓ, **નારદ** પુત્ર વીરનો શિષ્ય એ,
પૂછિઓ સતીર્થ નિયંઠી પુત્રે, કરણ જ્ઞાન પરિક્ષ એ;
અરધ મધ્ય પ્રદેશ સહિતા કે નહિ સવિ પુદગલા,
કહઈ **નારદ** પુત્ર પુદગલ સ અરથાદિક સવિ ભલા. ૧

દ્રવ્યાદિક રે ચઉભેદિ પણિ એમ રે,
**નિયંઠી** પુત્ર રે વલતું વદે ધરી પ્રેમ રે;
સપ્રદેશા રે જો ચઉ આદેશે કહે,
પરમાણું રે તો અપ્રદેશી કિમ રહે.

ત્રૂટક

રહે કિમ તે ઈગ પ્રદેશે એક સમયની કિમ થિતી,
એક ગુણ કિમ કૃષ્ણ હોએ સપ્રદેશ કહિઆ વતી;
કહે **નારદ**પુત્ર જાણું નહીં હું સમ્યગ પરે,
ખેદ ન હુએ તો પ્રકાશો અરથ ધારું મન ખરે. ૨

સપ્રદેશા રે અપ્રદેશા પણિ જાણિ રે,
સવિ પુદગલ રે ચઉ આદેશે વખાણી રે;
ઇમ બોલિ રે પુત્ર**નિયંઠી** વાણિ રે,
અપ્રદેશા રે દ્રવ્યથી જેહ પ્રમાણુંઈ રે.

પરમાણુ ખેત્રથી નિશ્ચયે તે કાલ ભાવ વિકલ્પના,
અપ્રદેશા ખેત્રથી જે નાસત્રિકથી વિભજના;
ઈમ કાલ ભાવથી અપ્રદેશા હવે સય એસા ભણું,
દ્રવ્યથી સપ્રદેશ જે તસ ત્રિણ્યથી ભજના ગણું. ૩

ઈમ કાલથી રે જાણવું ઈમ વલી ભાવથી,
સપ્રદેશા રે ખેત્રથી તે સહી દ્રવ્યથી;

ભજનાએ રે કાલથી ભાવથી સદ્દહિયા,
સવિ થોડા રે ભાવથી અપ્રદેશા કહિયા.

ત્રુટક

કહિયા કાલથી અપ્રદેશા દ્રવ્યથી અપ્રદેશયા,
ક્ષેત્રથી અપ્રદેશ ક્ષેત્રથી સપ્રદેશ અસંખયા;
દ્રવ્યથી સપ્રદેશ અધિકા સપ્રદેશા કાલથી,
ભાવ થકી પણ સપ્રદેશા વિશેષાધિક પૂરવથી. ૪

તવ **નારદ** રે પુત્ર ખમાવિ ભ્રાંતિ રે,
**નિયંઠી** રે પુત્ર પ્રતિ નમી ખાંતિ રે;
એહવા મુનિ રે સરલ સભાવી જેહ રે,
શ્રુતજ્ઞાનના રે ખપીયા નમીએ તેહ રે.
તેહ નમીએ પાપ વમીએ નિત્ય રમીએ જ્ઞાનમાં,
શ્રુત અર્થ સૂક્ષમ ધારણા કરી ધ્યાઇએ શુભ ધ્યાનમાં;
બુધ **શાંતિવિજય** સુસીસ વાચક **માનવિજય** વદે ઈસ્યું,
ભગવતી પંચમ શતક સઘલું જેહના ચિત્તમાં વસ્યું. ૫
ઈતિ શ્રી પુદ્‌ગલ વિચાર ગર્ભિત નારદપુત્રની સજ્ઝાય સંપૂર્ણ. ૯

---

# શ્રી. પાર્શ્વનાથ થવિર સજ્ઝાય

રાગ કેદારો ગોડી ( કપુર હુએ અતિ નિરમલું રે.—એ દેશી ).

( ૩૨૮ )

શ્રીજિનસાસનમાં કહિઓ રે, સમકિત વ્રતનું મૂલ;
તેહ વિના કિરિયા કરે રે, તેહનું કો નહિ મૂલ રે.—૧

ભવિકા રાખો સમકિત શુદ્ધ, સદ્દહણા જાણ્યા વિના રે;
વંદના ન કરે બુદ્ધ રે.　　　　　　ભવિકા૦આંકણી
પારસનાથ સંતાનીયા રે, બહુ શ્રુત થવિર અનેક;
પૂછે જઇ જિન વીરને રે, રાખી સમકિત ટેક રે. ભ૦૨
લોક અસંખ્યાતે કહો રે, કિમ અહો રાત્ર અનંત;
ઉપજે વિણસે ત્રિક કાલે રે, તિમ પરિત્ત[1] કહંત રે. ભ૦૩
**પાસજિણંદ** મતે કહે રે, **વીરજી** લોક વિચાર;
સાસ્વત ઉરધ–મધ્યમ–અધેાૈ રે, પૃથુલ સંક્ષેપ વિસ્તાર રે. ભ૦૪
જીવ તિહાં એકે કાલે રે, ઉપજે નિગોદિ અનંત;
તહ પરિત્ત પ્રત્યેકમાં રે, ઇમ જ પ્રલય વણુ હુંત રે. ભ૦૫
જીવ અનંત પ્રત્યેકને રે, સંબંધે કહેવાય;
કાલ વિશેષ પણિ તેતલા રે, સહુનો તે પરયાય રે. ભ૦૬
ત્યાર પછી **શ્રીવીરને** રે, જાણે થવિર સરવજ્ઞ;
પ્રણમી પ્રેમે આદરે રે, પંચ મહાવ્રત પ્રજ્ઞ રે. ભ૦૭
કે સિદ્ધા કે સુર હુઆ રે, સપડિકમણ કરી ધર્મ;
ઈમ પરખી જે ગુરૂ કરે રે, તે લહે સવિ શ્રુત મર્મ રે. ભ૦૮
ભગવતી પંચમ શતકમાં રે, વાચના ચાલી એમ;
પંડિત **શાંતિવિજય** તણો રે, **માન** કહે ધરી પ્રેમ રે. ભ૦૯

ઇતિ શ્રી પાર્શ્વ સ્થવિર સજ્ઝાય સંપૂર્ણ. ॥ ૧૦ ॥

રાગ આશાવરી

(૩૨૯)

લોભ તજો રે પ્રાણી, આણી વાણી જિનની હઈએ;
લોભ અનર્થનું મૂલ વિચારિ, સારિ ધૃતિ કરી રહીએ.

---

૧ પરિક્ષ. પાઠાંતર.

એક કોડી લખ અઈસી નરનો, લોભથી હુઓ ઘાત;
મહાશિલા કંટક રથ મુશલે, તેહ સુણો અવદાત. ૧
ચંપા નયરી કૂણિકરાજા, ભાઈ હલ્લવિહલ્લ,
દિવ્ય વિભૂષણ ભૂષિત હાથી બેઠા વિચારે ભલ્લ;[1]
પદમાવતી રાણીએ પ્રેર્યો, કૂણિક માગઈ તેહ,
તવ તે માતામહ નૃપ ચેટક, શરણઈ જાઈ રહેય. ૨
કાલાદિક સબંધવ મેલી, કૂણિક યુદ્ધ સજેય,
તવ ગણરાય અઢારને મેલી, ચેટકરાય વહેય;
દસ દિવસે કાલાદિક બાંધવ, હણિયા ચેટક ભૂપઈ,
પ્રતિદિન એકેકઈ સરિ વીંધી તવ થયો કૂણીક રૂપઈ. ૩
પૂર્વ સંગતિ પયથિ સંગતિ, તવ શક્ર ચમરપતિ તેડઈ,
વજ્ર કવચ કરી સુરપતિ રહિઓ ચમર સંગ્રામ દો જોડઈ;
હાથી ઉદાયે બેસી કૂણીક યુદ્ધે, કરે બહુ માર,
વજ્રી કૂણિક બેહુ જીત્યા, હાર્યા રાય અઢાર. ૪
તૃણ પણિ લોહ શિલા સમ હુએ, ભાખિઓ જેણે સંગ્રામઈ,
ચઉરાસી લખ જણ તિહાં મૂઆ, જાય નરગતિરિ ઠામઈ;
અથ રથ મુશલે વજ્રી કૂણિક ચમરઈ, દો લહે જીત,
મલ્લકી લેચ્છકિ કાસી કોસલ ગણ નૃપ નાઠા ભીત. ૫
હાથી ભૂતાનંદે બેસી, કૂણીક યુદ્ધ કરેય,
વજ્રી કવચ પુઠે ચમરિંદો, લોહમય કઠિણ ધરેય;
સારથિ યોધ તુરગ વિણુ, કેવલ રથ મુશલે સંબદ્ધ,
ફરતઇ છન્નુ લક્ષ મનુષ્યનો, ઘાત હુઓ સંસુદ્ધ. ૬
તેહમાં એક સુરો એક માનવ, મત્સ્ય સહજ દશ સહસ,

૧ મલ્લ–પાઠાંતર.

શેષ નરગ તિરિ ગતિમાં ઉપના, આરતિ રૌદ્રં સરસ;
ભગવતિ સપતમ સતકે નિસુણી, ભવ્યે લોભ ત્યજાય,
ભાખે **શાંતિવિજય** બુધ વિનયી **માનવિજય** ઉવઝાય. ૭

ઈતિ શ્રી લોભ સજ્ઝાય સંપૂર્ણ ॥ ૧૧ ॥

# શ્રી નાગનત્તૂઆની સજ્ઝાય

(૩૩૦)

મનિ રંગ ધરી.-એ દેશી.

ધન્ય તે જગ માંહે કહીએ, જેણે નિજ વ્રત નિરવહીએ રે;
મનિ ભાવ ધરી વ્રત પાલો.
જિમ માનવભવ ફલ અજુયાલો રે. મનિ૦-૧
**નાગનત્તૂઓ** નામઈ **વરૂણ**, વેસાલાનગરીનો તરૂણ રે; મ૦
શ્રી **વીર**નો સમણોપાસી, છઠ્ઠ છઠ્ઠ તપે અભ્યાસી રે. મ૦-૨
ચેટક નૃપ રાયાભિયોગે, રથ મુશલ સંગ્રામે યોગે રે; મનિ૦
છઠ્ઠીઓ અઠ્ઠમ અણુવરતે, રણિ ચઢિઓતે અણુસર તે રે. મ૦-૩
પ્રતિયોધે કહિઓ કરિ ઘાય, કહે ન કરૂં પહિલે દાય રે; મ૦
તવ મૂકયો તેણે તીર, લાગે થયો વરૂણો ધીર રે. મનિ૦-૪
ખેંચીને નાંખ્યો બાણુ, તેણે શત્રુના હરિયા પ્રાણુ રે; મનિ.
પછે વરૂણો જર્જર દેહ, રથ કાઢે યુદ્ધથી છેહ રે. મનિ૦-૫
રથ અશ્વ ત્યજી કર્યો તેણે, સંથારો મન સમશ્રેણે મરે; નિ૦
પૂરવ સનમુખ તિહાં બેસી, કહે શક્રસ્તવ દોવીઅશી રે. મ૦-૬
સર્વથી સવિ આશ્રવ પચ્ચખઇ, પટ્ટ છોડી શલ્ય આકરષઈ રે; મ૦
મરી પહિલઈ સરગે જાય, સુર એકાવતારી થાય રે. મ૦-૭
તિહાં દેવે કર્યો મહિમાય, તિહાંથી ચાલ્યો પડઘાય રે; મનિ૦
તસ મિત્રે પણ ઇમ કીધ, વ્રત વરૂણ તણા ચિત્તિ લીધ રે. મ૦-૮

મરી ઉત્તમ કુલે ઉપન્ન, તિહ સમભાવઈ સંપન્ન રે; મનિ૰
ઉપજશે તિહાંથી વિદેહે, લેઈ ચારિત્ર સીઝશે છેહઇ રે. મ૦–૯
ઇમ વ્યગ્ર પણે પણિ જેહ, વ્રત સંભાલિ ધન્ય તેહ રે; મનિ૰
કહઈ **માનવિજય** ભવિ હિતથી, ભગવતીના સપતમ સતકથી
રે. મનિ૰–૧૦

ઇતિ શ્રીવ્રતે વરૂણુ નાગનત્તૂઆ સજ્ઝાય સંપૂર્ણ. ॥ ૧૨ ॥

# જ્ઞાન ગવેષણાયાં કાલોદાયી સજ્ઝાય

(૩૩૧)

સહર બડા સંસારકા–એ દેશી.

જ્ઞાન ગવેષી પ્રાણીયા, સુલભબોધિ હોય; સુબુદ્ધિજન સાંભળો.
પૂછંતો પંડિત હુએ, લોક ઉખાણો જોય. સુબુદ્ધિજન૦–૧
રાજગ્રહી નગરી વને, અન્યતીર્થી સમુદાય; સુ૦
કાલોદાઈ પ્રમુખ મિલ્યો, કરતો શાસ્ત્ર કથાય. સુ૦–૨
પંચાસ્તિકાય કહિઆ **વીરે**, તે કહો કેમ મનાય; સુ૦
એહવે **ગૌતમ** ગોચરી, જાતા દીઠા તિહાંય. સુ૦–૩
પૂછે થકે **ગૌતમ** કહે, જૂઓ નિજ મનિ ભાય; સુ૦
ભાવ છતાનઇં છતા કહું, અછતાનઇં કહુ તાય. સુ૦–૪
જિન દેશનાએ અન્યદા, આવ્યો **કાલોદાય**; સુ૦
તસ મન સંશય પૂર્વલો, ટાલે શ્રી જિનરાય. સુ૦–૫
પ્રતિબોધાયો ચારિત્ર લીએ, પૂછે પ્રશ્ન બહુ ભાંતિ; સુ૦
કર્મ ખપાવી મુગતિ ગયો, જ્ઞાન ગ્રહો ઈમ ખાંતિ. સુ૦–૬
ભગવતી સપ્તમ શતકમાં, એહનો છે વિસ્તાર; સુ૦
પંડિત **શાંતિવિજય** તણો, **માન** કહે સુવિચાર. સુ૦–૭

ઈતિ શ્રી કાલોદાયીની સજ્ઝાય સંપૂર્ણ. ॥ ૧૩ ॥

# પરીક્ષાયાં શ્રી ગાંગેય સજ્ઝાય

(૩૩૨)

કિસકા ચેલા કિસકા પૂત–એ દેશી.

સુધૂં સમકિત ધરીએ ધીર, જીમ લહીએ ભવ જલનિધિ તીર;
ભવિકા સુણો, પરખી ગ્રહીએ ત્રિણિ તત્ત્વ, લોક પ્રવાહની
છાંડો વત્ત. ભવિકા૦–૧
પાર્શ્વનાથ સંતાનીઓ જેય, વીર કન્હે આવ્યો **ગંગેય**. ભ૦
પૂછે ચઉગતીએ ઉતપાદ, બહુ ભંગે કરી કીધો વાદ. ભ૦–૨
ઉત્તર કહે શ્રી **વીર** જિણંદ, તેહ સુણી ગંગેય મુણિંદ; ભ૦
જાણે કેવલજ્ઞાની એહ, ચરમ તીર્થંકર સુણીઓ જેહ. ભ૦–૩
વંદીને લીએ પંચ યામ, આરાધી પોહતો શિવ ઠામ; ભ૦
ઈમ સમકિતનો હોએ વિવેક, વિણુ પરીક્ષા મૂકે નહીં ટેક. ભ૦૪
ભગવતી નવમે શતકે દેખ, ચાલ્યો છે અધિકાર વિશેષ;
પંડિત **શાંતિવિજય**નો સીસ, **માનવિજય** મુનિ નામે સીસ.
ભવિકા૦–૫

ઇતિ શ્રી ગાંગેય મુનિ સજ્ઝાય સંપૂર્ણ. ॥ ૧૪ ॥

# સ્નેહે શ્રી દેવાનંદા સજ્ઝાય

(૩૩૩)

થારા મોહલા ઉપરે મેહ ઝબૂકે વીજલી હો લાલ. એ રાગ.

ઉત્તમ જન સંબંધ અલપ પણિ કીજીએ હો લાલ, કિ૦
ઈહ ભવિ જસ મહિમાય કેં, અંતે શિવ દીએ હો લાલ; કિ૦
વાણિયગ્ગામઈ નયરિકે **વીર** સમોસર્યા હો લાલ, કિ૦
વંદન જાએ લોક કે બહુ હરખે ભર્યા હો લાલ. કિ૦–૧

**રિષભદત્ત** પિઉ સાથિ કે, જિનને વંદતી હો લાલ, કિ૦
**દેવાનંદા** માત કે, થાનો સ્પંદતી હો લાલ; કિ૦
જોતી અનિમિષ દૃષ્ટિ કે તન ઉલ્લસી હો લાલ; કિ૦
રોમંચી જલસિકત કદંબના ફૂલસી હો લાલ. કિ૦–૨

પૂછે **ગૌતમ વીર** કહે, અમ્હ માવડી હો લાલ, કિ૦
પૂરવ પુત્ર સનેહઈ ધરે, ધૃતિ એવડી હો લાલ; કિ૦
પ્રતિબોધીયા માત તાત, ચારિત્ર લીએ હો લાલ, કિ૦
ભણીયા અંગ અગ્યારકે અરથ ગ્રહી હો લાલ. કિ૦૩

આરાધી બહુ કાલકે અંતે એક માસની હો લાલ, કિ૦
સંલેખનાએ લીલ લહી શિવ વાસની હો લાલ; કિ૦
ધન્ય તે નંદન માતપિતા જિણે ઉધર્યા હો લાલ, કિ૦
ધન્ય તે માતપિતાય જેણે પુત્ર અનુસર્યા હો લાલ. કિ૦૪

**વિવાહપન્નત્તી** અંગ તણે નવમે શતે હો લાલ, કિ૦
વાંચી કીધ સજ્ઝાય ભવિક જનને હિતે હો લાલ; કિ૦
શ્રી **વિજયાણુંદસૂરિ તપાગચ્છ** સેહરૂ હો લાલ, કિ૦
**શાંતિવિજય** બુધ સીસકે **માન** સુહંકરૂ હો લાલ. કિ૦૫

ઈતિ શ્રી સ્નેહે દેવાનંદા સજ્ઝાય સંપૂર્ણ ॥ ૧૫ ॥

# શ્રી આજ્ઞાયા સજ્ઝાય

(૩૩૪)

સારદ બુધ દાઈ—એ દેશી.

શ્રી જિનની આણા આરાધો ભવિ પ્રાણી,
નહીંતરિ ભવ રૂલસ્યો તિહાં છે **જમાલિ** નીસાણી;

ખત્રિયકુંડ ગામઇ નયરીએ વીર પધાર્યા,
ખત્તિય સુત વંદનિ તામ જમાલિ સિધાર્યા.

ત્રૂટક

ધાર્યા અર્થ કહિયા જે વીરઈ તેહ સુણી મન ભીનો,
માત તાતની આણા લેઇ જિન પાસે વ્રત લીનો;
વર તરૂણી સંઘાતઇ યોવન લીલા છાંડી જેણુઈ,
અંગ અગ્યાર ભણી જિનવરને વિનવ્યું એકદા તેણુઇ. ૧

પણ સય મુનિ સાથે વિચરૂં તુમ આદેશે,
બોલ્યા નહિ જિનવર તવ તે વિચર્યો વિદેશે;
સાવત્થીનયરે પોહતો તિહાં ઉપન્ન,
દાહજ્વર દોહિલો લેતા નીરસ અન્ન.

ત્રૂટક

નીરસ અન્ને નિર્બલ તનુ તે મુનિને કહે મુઝ હેતઈ,
ત્યાર કરો સંથારો તેણે કરવા માંડ્યો તેતઈ;
વેદનીએ તે પીડ્યો કહે પુણ કીધોકે કરીઈ છઇ,
સાધુ કહે દેવાણુપ્પિય નવિ કીધો પણિ કરીઈ છઈ. ૨

તવ ચિંતે મનમાં કરીએ તે સહી કીધ,
કહે જિન તે મિથ્યા દીસે પ્રત્યક્ષ વિરૂદ્ધ;
સંથારો કરીએ કીધો નહી જે માટિ,
બીજા મુનિને એમ દેખાડીયું ઊવાટિ.

ત્રૂટક

વાટિ તજી તસ વચને જેણે તે તસ પાસે રહિયા,
કેતા તસ વચને અણુરાતા તે જિન પાસે વહિયા;

દિન કેતે નિરોગી હૂઓ તવ ચંપાએ જાય,
જિન આગલે ઊભો રહી બોલે આપ તણો મહિમાય. ૩
બહુ શિષ્ય તુમારા વિચરે જિમ છઉમત્થ,
તિમ હું નહીં મુજને કેવલનાણ પસત્થ;
તવ કહઈ **ગૌતમ** હુએ કેવલનાણ અબાધિ,
જો તું છે કેવલી તો હોય પ્રશ્નને સાધ.

ત્રોટક

સાધિન[૧] લોક અસાસય સાસય જીવ પક્ષ એમ હોય,
તવ સંકિત હુંતો રહિઓ મોને **વીર** વચન અહ જોય;
મુઝ બહુ સીસા છઉમત્થા પણિ મુઝ પરિ એહનો અર્થ,
કહિવા સમરથ પણ નહીં તુઝ પરિ ગર્વ વચન કહે વ્યર્થ. ૪
દ્રવ્યથી પર્યાયથી નિત્યાનિત્ય વિચાર,
ઈમ અણસદ્દહતે કીધો અન્યત્ર વિહાર;
પોતાનઈ પરનઈ બહુ દિન કુમતિ વાસી,

ત્રોટક

વાસીલંત કહે છિં તેરસ સાગર થિતિ ઉપન્ન
એમ કહે વીર કુશિષ્ય તિહાંથી ચવી હંસણ બાવન્ન;
નિસુણો **ગૌતમ** તિરિ નર સુર પંચ પંચ ભવ કરસ્યે,
એમ સંસાર ફરિને અંતરે અવિચલ પદવી વરસ્યે. ૫
તિવિહા કિલવિષિઆ કહે જિન **ગૌતમ** પૂછઇ,
ત્રિણ્ય પલ્યને આઉએ પ્રથમ કલપ દુગ નીચઈ;
ત્રિણ્ય સાગર થિતિ યા ત્રીજા ચોથા હેઠી,
તેરસ સાગર નાલંત કહે છે ઠેઠિં.

૧. સાધિત પાઠાંતર.

ત્રોટક

ઠેઠિં કુણ કર્મઈ કહો ઉપજે વીર વદે અહ વાણી,
આચારય ઉવઝાય સંઘના પ્રત્યનીક જે પ્રાણી;
અજસ કરાવ્યુ ગ્રાહી જનને તે કિલવિષ સુર હુંત
તિહાંથી ચવી કેતા ભવમાંહિ કાલ અનંત ફિરંત. ૬

નારક તિરિ નર સુર ગતિમાં કેતા જંત,
ભવ પંચક રઝલી સિદ્ધિ લહંત;
આલોયા વિણુ તે ભારે કરમી જીવ,
ઈમ જાણી આરાધો શ્રીજિન આણુ સદીવ.

ત્રૂટક

દીવ સરિખા ગુર્વાદિકની કીજે ભક્તિ વિશેષઈ,
અરસાહારાદિક કણી પણિ એહનિ દર્શન દેખઈ;
ભગવતી અંગે નવમે શતકે એહ અર્થ જિન ભાખ્યો,
પંડિત **શાંતિવિજય**ને સીસે **માનવિજયે** પરકાશ્યો. ૭

ઈતિ શ્રી આજ્ઞાયા સજઝાય સંપૂર્ણ ।। ૧૬ ।।

( ૩૩૫ )

ધરિ આવોજી આંબો મોહરીઓ—એ દેશી.

વ્રત લેઈ જે શુભ પરિણામે, પછિ હોએ શિથિલ પરિણામ,
ભવિજન નિસુણો જિન વયણુડાં;
તેહ હીણગતિ જઈ ઉપજે, આરાધી લહે ઉચ્ચ ઠામ. ભ૦ ૧
વાણિયગ્ગામે સમોસર્યા, જિન વીર તદા તસ સીસ; ભ૦
**સામહત્થિ** મુનિ **ગૌતમ** પ્રતિ, પૂછે નામી નિજ શીશ. ભ૦ ૨
ચમરિંદને ત્રાયત્રિંશકા, કુણ હેતે કહો કહેવાય; ભ૦
કહે **ગૌતમ** કાંકદિપુરે, શ્રાવક તેત્રીસ સહાય. ભ૦ ૩

સુધા સંવેગી થઈ પછે, ધરી પાસત્થાની ટેવ; ભ૦
પક્ષ સંલેખનાએ મરી, હૂઆ ચમરિંદના તે સવિ દેવ. ભ૦ ૪
તિહાં તે દિનથી તે સુર હૂઆ, એમ સામહત્થો કહે તામ; ભ૦
તવ સંકિત **ગૌતમ** પૂછીયા, કહે **વીર** સાશ્વત એ નામ. ભ૦ ૫
એમ હૂઆ બે બેલી ગામના, બલી ઈંદ્ર તે ત્રાયત્રિંશ; ભ૦
બીજા પણિ ભુવણાહિવઈને, કહિયા તેત્રીસ તેત્રીસ. ભ૦ ૬
હવે આરાધકના ફલ સુણો, એમ ગામ પાલકના વાસી; ભ૦
વ્રત સૂધાં છેક લગે ધરી, માસ સંલેખના અહિઆસી. ભ૦ ૭
હુઆ ત્રાયત્રિંસક શક્રના, ઈસાનપતિનેં ચંપાના;
બીજા પણિ સુરપતિને હોઈ, વ્રતના મહિમા નહિ છાના. ભ૦ ૮
એમ જાણી વ્રત આરાધીએ, કહે **માનવિજય** ઉવઝાય;
ભગવતીના દશમા શતકથી, એહ સવિ અધિકાર જણાય. ભ૦ ૯

ઈતિ શ્રી વ્રતઆરાધન સજ્ઝાય.–૧૭

( ૩૩૬ )

તુંગીઆગિરિ શિખરિ સોહઇ.

રાગ–રામગિરિ

જેહ નર માર્ગાનુસારી, સહજ સરલ સભાવ રે;
તેહને અજ્ઞાનથી પણિ, હુએ સામાયિક ભાવ રે. સુ૦–૧
સુણો પ્રાણી વીર વાણી, ધરો અશઠ આચાર રે;
તેહથી હોએ મુગતિ વહેલી, શઠ પણિ નહીં પાર રે. સુ૦–૨
**હત્થિણાઉર** નયરસામિ, નામથી **શિવરાય** રે;
સુકૃત ફલ સવિ રિદ્ધિ જાણી, સુકૃત કરવા ધ્યાય રે. સુ૦–૩
પુત્ર નિજ **શિવભદ્ર**ને તવ, રાજ્ય દેઈ વિશાલ રે;
દિસા પોશી હુઓ તાપસ, છઠ્ઠ છઠ્ઠ નિહાલ રે. સુ૦–૪

પારણું ફલ ફુલ ભોજી, કરી ગંગા સ્નાન રે;
અગ્નિ તર્પણ બલિ સમર્પણ, તથા અતિથીને દાન રે. સુ૦-૫
ઉર્ધ્વં બાહે આતાપનાએ, એકદા વિભંગ રે;
ઉપનુ તિણે સાત દેખઈ, દીવ સમુદ અભંગ રે. સુ૦-૬
ચિંતવે મુઝ જ્ઞાન દરિસન, અતિસયી ઉપન્ન રે;
સાત દ્વીપ સમુદ્ર લોકઇ, ઉપરાંત વિચ્છિન્ન રે. સુ૦-૭
એહ પ્રરૂપણ પ્રકટ નિસુણી, કહે બહુ જન એમ રે;
વયણ એ **શિવરાય** રિષિનું, કહો મનાય કેમ રે. સુ૦-૮
એહવે તિહાં **વીર** આવ્યા, હીંડી **ગૌતમ** જાય રે;
સુણી પૂછે **વીર** ભાખે, **શિવ** કહે મિથ્યાય રે. સુ૦-૯
અસંખ્યાતા દીવ ઉદહી, એહ પ્રરૂપણ મુઝ રે;
તિહાં રૂપી અરૂપી દ્રવ્યા, વાત હુએ પુર મજઝ રે. સુ૦-૧૦
સુણી તાપસ હુઓ સંકિત, પડિઓ નાણ વિભંગ રે;
ચીંતવે તવ **વીર** સામી, જઈ વંદુ રંગિ રે. સુ૦-૧૧
**વીર** વાંદી સુણી દેશના, લેઇ સંયમ બુધ રે;
ભણી અંગ અગ્યારહ, પહોતો મોક્ષ માંહે સુધ રે. સુ૦-૧૨
પરિવ્રાજક એમ મોગ્ગલ, આલંભીપુરીએ થયો;
બ્રહ્મલોકે દેવની થિતિ, અંતર દશ દેખી રહ્યો. સુ૦-૧૩
લઘુ સ્થિતી દસ સહસ વરિસા, અંતર દશ ગુરૂ થિતિ કહે;
જિન મતે તેત્રિસ નિસુણી, ગઈ વિભંગે વ્રત ગ્રહે. સુ૦-૧૪
શતક અગ્યારમે ભગવતી, સૂત્ર વાંચી સદ્દહો;
કહે એમ મુનિ **માન** ભવિજન, કદાગ્રહકો મત વહો. સુ૦-૧૫

ઈતિ શ્રી શિવરાજ ઋષિની સજ્ઝાય. ૧૮

# શ્રી મહાબલ મુનિ સજ્ઝાય

(૩૩૭)

રાગ સામેરી.

મૂહૂરત પણ ચારિત્ર યોગ, ન લહે દુઃકરમી લોગ;
ધન્ય તેહ પુરૂષ ભવ ભવમાં, ચારિત્ર લહૈ ઉલટમાં. ૧
વાણિયગ્ગામે **સુદર્શન** શેઠ, જઈ **વીર**ને વંદે ઠેઠ;
પૂછે કતિ વિધ છે કાલ, કહૈ જિન ચઉ ભેદે નિહાલ. ૨
દિન રજની કાલ પ્રમાણુ, બીજો આઉસ કાલ વખાણુ;
મૃત્યુ કાલને અદ્ધાકાલ, ચોથાનો સઘલો ચાલ. ૩
પલ્યાદિકનો કિમ અંત, ફિરી પૂછે કહૈ ભગવંત;
તસ પૂરવ ભવ અનુભૂત, સુણુતા હોએ અદ્દભૂત. ૪
**શ્રી હત્થિણાઉરે બલ** ભૂપ, **પદમાવતી** રાણી અનૂપ;
સિંહ સ્વપ્ને સૂચિત જાત, તસ પુત્ર **મહાબલ** ખ્યાત. ૫
પરણાવી કન્યા આઠે, તાતે બાલાપણુ નાઠઈ;
ગૃહ આદિ સકલ ગૃહ વસ્ત, આઠ આઠ દીધી તસ હસ્ત. ૬
અન્યદા જિન **વિમલ**ના વંશી, ગુરૂ **ધર્મઘોષ** શુભ હુંસી;
વાંદી તસ સાંભલી વાણી, ચારિત્ર લીએ ગુણખાણી. ૭
શ્રુતકેવલી મરી બ્રહ્મલોકે, પોહતો દશ સાગર થોકે;
પૂરી આઉખુ ઉપન્ન, તું શેઠ **સુદર્શન** ધન્ન. ૮
ઈમ સાંભલી શુભ પરિણામેં, જાતિસમરણ લહિઓ
તિણિ ઠામે;
લેઈ ચારિત્ર પાલી શુદ્ધ, અંતે શિવ લહિઓ અવિરૂદ્ધ. ૯
એહવા મુનિવરનેં નામઈ, હુએ મંગલ ઠામિ ઠામઈ;
સુખ સંપતિ લીલ વિલાસ, હુએ સકલ દૂરિતનો નાસ. ૧૦

ભગવતી અગ્યારમે શતકઈ, વાંચીને ભાંખ્યું વતકઈ;
બુધ શાંતિવિજયને શીસઈ, માનવિજયે અધિક
જગીસઈ. ૧૧

ઈતિ શ્રી મહાબલ મુનિશ્વરની સજઝાય સંપૂર્ણ. ૧૯

# શ્રી શ્રુતાભ્યાસે સજઝાય

( ૩૩૮ )

સુમતિ સદા દિલમાં ધરો એ રાગ.

ભાવિ ભવિ શ્રુત સાંભલો, સાંભલે હોએ નાણ સુબોધિ;
નાણથી ગુરૂ રીઝઈ ઘણું, પામે પદ નિરવાણ સુબોધિ. ભાવે૦–૧

સમણોપાસક બહુ વસે, આલંભીનયરઈ સમૃદ્ધ; સુ૦
ઇસિભદ્રપુત્ર તિહાં વડો, સમજુ માંહિ પ્રસિદ્ધ. સુ૦ ભા૦ ૨

એકદા સવિ ભેલા મલ્યા, દેવ સ્થિતિ પૂછાય; સુ૦
ગુરૂ સાગર તેત્રીસની, વર્ષ અયુત લઘુ થાય. સુ૦ ભા૦ ૩

ઇસિભદ્રપુત્ર ઈમ કહઈ, માને નહી કો તેહ; સુ૦
એહવે વીર સમોસર્યા, વંદી પૂછે એહ. સુ૦ ભા૦ ૪

વીર કહે અમ શ્રાવકઈ, ભદ્રપુત્રે કહિઓ સાચ; સુ૦
એમ સુણી સહુએ ખમાવીઓ,તેહને કહી શુભ વાચ. સુ૦ ભા ૫

માસ સંલેખનાએ મરી, ગયો ઇસિભદ્રનો પુત્ર; સુ૦
પહિલી સરગિ તિહાં થકી, એકાવતરી સુત્ત. સુ૦ ભા૦ ૬

ઈમ શ્રુત અભ્યાસી પ્રતી, જિનપતી કરઈ સુપ્રમાણ; સુ૦
ભગવતી શતક અગ્યારમે, એમ કરે માન વખાણ. સુ૦ ભા૦ ૭

ઈતિ શ્રુતાભ્યાસની સજઝાય સંપૂર્ણ ૨૦

રાગ ધોરણી

(૩૩૯)

ઇણિ પરે રાજ કરંત—એ રાગ

ચઢતે ભાવઈ જે કરે રે, ધરમી ધરમનાં કામ;
તેહ વિશેષે વખાણીએ રે, લીજે ધૂરિ તસ નામ રે. ભવિ૦ ૧
ભવિજન ગુણધરો, ધરમ છે શુભ પરિણામ રે. આંકણી૦
**સાવત્થિ** નયરી વસે રે, સમણોપાસક ભૂરિ;
તેહ માંહે **સંખ** મૂખ્ય છે રે, શ્રાવક ગુણે ભરપૂર રે. ભ૦ ૨
એકદા **વીર** સમોસરિયા રે, વાંદવા શ્રાવક જંત;
વલતા **સંખ** કહે કરો રે, ભોજન સામગ્રી તંત રે. ભ૦ ૩
જીમી પાખી પોસહો રે, કરસ્યું સરવ સંજુત્ત;
વલતુ ચિંતે એકલો રે, ચઉવિહ પોસહ જુત્ત રે. ભ૦ ૪
ઘરિ જઈ ઉપ્પલા નારીને રે, પૂછી પોષધ લીધ;
પુકૂખલી ભોજન નીપને રે, તેડવા આવ્યો સમૃદ્ધ રે. ભ૦ ૫
વંદી કહે **ઉપ્પલા** કરિઓ રે, પોષધ પોષધશાલિ;
તિહાં જઈ **શંખ** નિમંત્રીઓ રે, કહે જિમો ચિત્ત ચાલિ રે. ભ૦ ૬
તવ ઘરિ જઈ પુકખલી જીમ્યો રે, સરવ સાધરમીક સંગી;
વંદે પ્રભાતે **વીર**ને રે, પોષધી પણિ **સંખ** રંગી રે. ભ૦ ૭
વાર્યા સંખને હીલતા રે, વીરે શ્રાવક તેહ;
સુદકખુ જાગરીઆ જગી રે, દઢધર્મા છે એહ રે. ભ૦ ૮
ફૂલ પુછી **સંખે** ક્રોધનારે, કીધા શ્રાવક સંત;
વિનય કરીને ખમાવતાં રે, ધન્ય એહવા ગુણવંત રે. ભ૦ ૯

ભગવતી બારમા શતકમાં રે, એહ કહિઓ અવદાત;
પંડિત **શાંતિવિજય** તણા રે, **માનવિજય** કહે ખ્યાત રે.
ભ૦ ૧૦

ઈતિ શ્રી વર્દ્ધમાન પરિણામે સંખ શ્રાવકની સજ્ઝાય.
સંપૂર્ણ-૨૧

# શ્રી શય્યાદાને જયંતી સજ્ઝાય

( ૩૪૦ )

રાગ જયતસિરી

જંબુદ્વીપના ભરતમાં-એ રાગ.

ધન્ય ધન્ય તે જગ જીવડા, સુદ્ધ વસતિનું દાન રે;
આપે જે સવિ સાધુને, તેહમાં જયંતી પ્રધાન રે. ધન્ય૦૧
કોસંબી નગરી ભલી, રાણી **મૃગાવતી** જાત રે;
રાય શતાનીક નંદન, **ઉદયન** નૃપ વિખ્યાત રે. ધન્ય૦૨
શ્રમણની પૂરવ શય્યાતરી, ભૂયા તાસ **જયંતી** રે;
વંદી પરિજન સંઘાતઈ રે, **વીરને** પ્રશ્ન પૂછંતી રે. ધ૦ ૩
ગિરૂઆ જીવ કેણે હુએ, જિન કહે પાપસ્થાને રે;
તસ વિરમણે લહુઆ હુએ, ફિરી પુછે બહુમાન રે. ધ૦ ૪
ભવ્ય સવે જો સીઝસ્યૈ, તો તસ વિણુ જગ થાવે રે;
કાલ અનાગત ભાવના, તિહાં શ્રી **વીર** દેખાવે રે. ધ૦ ૫
સૂતા કે ભલા જાગતા, દુર્બલ કે ભલા બલીયા રે;
આલસૂ કે ભલા ઉદ્યમી, ઈસૂ પૂછે અક્કલીઆ રે. ધ૦ ૬
પહેલે બોલે અધરમી, બીજે ધરમી જાણુ રે;
ઈમ ઉત્તર કહે **વીરજી**, રીઝી નિસુણી વાણિ રે. ધ૦ ૭

ઇંદ્રિય તંત્રતા ફલ સુણી, ચારિત્ર લેઈ સુરંગ રે;
કર્મ ખપાવી મોક્ષમાં, પામી સુખ અભંગ રે. ધ૦ ૮
ભગવતી બારમા શતકમાં, એ કહિઓ અધિકાર રે;
પંડિત **શાંતિવિજય** તણો, **માન** કહે સુવિચાર રે. ધ૦ ૯

ઈતિ શ્રી શય્યાતર વિષયે સજ્ઝાય.—૨૨

# શ્રી ઉદ્દયન રાજર્ષિ સજ્ઝાય

( ૩૪૧ )

રાગ ખંભાયતી

સીત હરી રાવણુ જબ આયો.—એ રાગ.

ઉદિતોદિત પુરૂષા અવિરોધે, સવિ પુરૂષારથ સાધે રે;
રાજરિદ્ધિ લીલા અનુભવતા, વિષય કષાયે ન બાધે રે. ૧
ભવિ પ્રાણીરે ચરમ રાજરિષિ વંદો રે;
જિણે મન માંહે વિવેક ધરીને, ઉનમૂલ્યો ભવ કંદો રે.
ભવિ૦ આંકણી. ૨
સિંધુસોવીર પ્રમુખ જનપદનો, સોલ દેસનો જે રાય રે;
**વીતભય** આદિ પુર ત્રિણ્યસૈ, ત્રેસઠિ જસ કહેવાય રે. ભ૦ ૩
**મહસેનાદિ** મુકુટબદ્ધ દસનો, રાયારાય વિરાજે રે;
રાય **ઉદાયન** સમણોપાસક,રાણી **પદમાવતી** છાજે રે. ભ૦ ૪
એકદા પોસહ માંહે ચિંતે, ગામ નગર ધન્ય તેહ રે;
જિહાં જિન વિચરે ધન્ય રાજાદિક, **વીર**ને વંદે જેહ રે. ભ૦ ૫
ઈહાં આવે તો હું પણિ વંદુ, જાણિ એમ વિચાર રે;
**ચંપા**થી જિન **વીર** પધાર્યા, કરતા સુપરિ વિહાર રે. ભ૦ ૬
વાંદિ દેશના નિસુણી રાજા, ચારિત્ર લેવા ઉમાહ્યો રે;
**અભીચિ**કુમરને રાજ્ય સુપેવા, જાઈ નિજ ઘરે ધાયો રે. ભ૦ ૭

મારગે જાતા ચિંતે **અભીચિ**,એક જ સુત મુજ વાહલો રે;
રાંજ્ય ભોગવી ભોગ લોલુપી, નરગે જાસ્યે ઠાલો રે. ભ૦ ૮
**કેસી** ભાણેજને ઇમ વિચારી, દેઈ રાજ્ય વિશાલ રે;
ચારિત્ર લેઇ કર્મ ખપાવી, સિદ્ધિ પોહતો મયાલ રે. ભ૦ ૯
**અભીચિ**કુમર મન માંહે દૂણો, જઈ કુણીકને સેવે રે;
દેસવિરતિ પાલીને અંતે, અણુસણુ પક્ષનું લેવે રે. ભ૦૧૦
તાતસ્યું વૈર વિના આલોયે, ભુવનપતિમાં જાય રે;
ઉપજી વિદેહે સિદ્ધિ જાસ્યૈ, અદ્દભુત વ્રત મહિમાય રે. ભ૦૧૧
ભગવતી તેરમે શતકે ભાખ્યું, એ રિષિરાજ ચરિત્ર રે;
**માનવિજય** ઉવઝાયે પ્રકાસી, કીધો જન્મ પવિત્ર રે. ભ૦૧૨

ઈતિ શ્રી ઉદયન રાજર્ષિ સજ્ઝાય.–૨૩

# શ્રી ગૌતમ સજ્ઝાય

(૩૪૨)

આ સખિ અમિય રસાલ કૈ.–એ રાગ.

શ્રી ગોતમ ગણધાર, નમો ભવિકા જનારે, ન૦
દિક્ષા દિવસથી જેહ, રહિઓ નહી ગુરૂ વિના રે; ર૦
અષ્ટાપદગિરિ શ્રૃંગિ, જઇ જિન વંદીયા રે; જ૦
વલતા તાપસ પન્નરસેં, પડિબોહિયા રે. પ૦ ૧
મારગે જાતાં તે સવે, થયા કેવલી રે,
તસ પરખદમાંહિ **વીર** સમીપે ગયા ભલી રે;
પ્રભુને વંદો એમ કહંતો **ગૌતમો** રે;
વારિઓ **વીરે** તાસ ખમાવે ઉત્તમો રે. ૨
તવ તે અધૃતિ કરંતો કેવલ કારણે રે,
વયણે બોલાવ્યો **વીર** જિને ચિત્ત ઠારણે રે;

નેહે ચિર સંબંધ તું છે, મુજ ઉપરિ રે,
ચિર પરિચિત ચિર સંસ્તુત ચિર સેવિત ખરે રે. ૩
ચિર અનુગત અનૂકૂલ પણે વરત્યો ચિરં રે,
પૂરવ ભવનું એમ રહિઓ મન તુઝ થિરં રે;
ઈહાંથી ચવ્યા પછી હોય થાસ્યું સરિખાપણે રે,
હરખ્યો **ગૌતમ** તવ ફિરી પૂછે જિન ભણે રે. ૪
આપણની પરે જાણે અનુત્તર સુરવરા રે,
ઈમ આસ્વાસ્યો **વીરે** નમો **ગૌતમ** નરા રે;
ચઉદમે શતકે **વીર** વયણ કહિયાં સૂત્રથી રે,
**માનવિજય** ઉવઝાય વખાણે વૃત્તિથી રે. ૫

ઈતિ શ્રી ગૌતમસ્વામીની સજ્ઝાય.—૨૪

# વ્રત દૃઢતાયાં શ્રી અંબડ સજ્ઝાય

(૩૪૩)

ત્રિભુવન તિલક સોહામણો રે.—એ રાગ.

ધન્ય ધન્ય તે જગે જીવડા રે, પ્રાણાંતે પણ જેહ રે;
ધરમી જન મૂકે નહી વ્રત મૂલગાં હો લાલ. વ્રતનો મહિમા અછેહ રે. ધન્ય૦
**અંબડ** પરિવ્રાજક તણા રે, શિષ્ય સઇ સાત પ્રધાન રે; ધ૦
**પુરિમતાલ**પુરિ સંચરિઆ રે, કંપિલપુરથી મધ્યાન્હ રે. ધન્ય૦ ૧
પચ્ચખાણી અદત્તના રે, ન મિલ્યો જલ દાતાર રે; ધ૦
સંચિત જલ નીઠઈ સવે રે, કરે અણુસણ ઉચ્ચાર રે. ધરમિ૦ ૨
બ્રહ્મસરગે તે ઉપનારે, જુઓ જુઓ વ્રત મહિમાય રે; ધ૦
**ગૌતમ** પૂછે **વીરને**, કંપિલ્યપુરિ બહુ ઠાય રે. ધરમી૦ ૩

અંબડ જીમે તે કસ્યું રે, જિન કહે વૈક્રિય શક્તિ રે; ધ૦
તેણીએ જન વિસમાપવારે, કરે તનુની શત વ્યક્તિ રે. ધ૦ ૪
આરાધી ગૃહિ ધર્મને રે, બ્રહ્મસરગિ સુર થાય રે; ધ૦
તિહાંથી વિદેહે સીઝસ્યે રે, ચઉદમે શતકે એ કથાય રે. ધ૦ ૫

ઈતિ શ્રી વ્રતે અબંડ પરિવ્રાજક સજ્ઝાય.—૨૫

# શ્રી ગુણ પ્રશંસા સજઝાય

(૩૪૪)

મન મધુકર મોહી રહ્યો.—એ રાગ.

સમકિત દૃષ્ટી દેવતા, સાંધુ પ્રમુખની ભક્તિ રે;
ભગવંતે પરસંસીએ, કિમ નિંદીજી કુયુક્તિ રે.
ભવિયણ ગુણ પરસંસીએ,આદરીએ નિજ શક્તિ રે. આંકણી. ૧
રાજગૃહે શક્ર **વીરને**, પૂછે આગ્રહ ભેદે રે;
જિન કહે પંચ અવગ્રહા, પહિલો ઇંદ્રનો વેદ રે. ભ૦ ૨
તેહ છે લોક અરધ મિતો, રાજ અવગ્રહ બીજો રે;
પૂરણ **ભરતાદિક** સમો, ગાહાવઇનો ત્રીજો રે. ભ૦ ૩
નિજ નિજ દેશ પ્રમાણ તે, ગૃહ લગઈ સાગારીનો રે;
સાધરમિકનો પાંચમો, પંચ ક્રોશ લગીનો રે. ભ૦ ૪
તવ ઇંદો કહે આજના, સાધુને હું અણુ જાણું રે;
તેહ ગયા પછી **ગૌતમો**, પૂછે જાણુઈ ટાણું રે. ભ૦ ૫
એહ કહે છે તે ખરૂં, જિન કહે સાચું માનો રે;
સાચા બોલો એ સહી, નહીં જૂઠા બોલવાનો રે. ભ૦ ૬
ઈમ ઉપવૃહણા કીજીએ, સોલમું શતક વિચારી રે;
પંડિત **શાંતિવિજય** તણો, **માન** કહે હિતકારી રે. ભ૦ ૭

# ૬૯ સમકિતે ગંગદત્તની સજઝાંય

રાગ રામગિરી

(૩૪૫)

છાનોને છુપીનઇં કંતા કિહાં રહ્યો રે.—એ રાગ.

જે જિનમતનો થાપક ભાવિકો રે, કરી પરમતનો નિરાશ;
તો હે સદગુરૂ વચન સાપેખકો રે, સાચુ સમકિત તાસ.
ભાવો ભવિયણ સમકિત નિરમલું રે, સમકિતથી શિવવાસ.
આંકણી ૧

ઉલ્લૂયતીરે વીર સમોસરિયા રે, વંદી શક્ર પૂછેય;
પુદગલ બાહ્ય ગ્રહિયા વિણુ દેવતા રે, આગમ ગમન કરેય.
ભાવો૦ ૨

જિન કહે ન કરે ઈમ વચનાદિક રે, ઉનમેષાદિ પ્રકાર;
આકુંચનાદિક સ્થાનાદિક તથા રે, વિકુર્વણા પરિવાર. ભા૦ ૩
પૂછીએ અડ પ્રસન સંખેપથી રે, વંદી સંભ્રાંતિ માંહિ;
પોહતો નિજ સરગે તવ ગૌતમો રે, પૂછે કારણુ ત્યાંહિ. ભા૦ ૪
જિન કહે શુક્ર સરગે સુર સમકિતી રે, મિથ્યાત્વીસ્યું વિવાદી;
પરિણુમ માણુા પુગ્ગલ પરિણુમ્યા રે, એમ થાપીને આલ્હાદિ.
ભાવો૦ ૫

અવધિ પ્રયુંજે મુજ ઈહાં જાણીને રે, આવે પૂછવા ઈહાંય;
તસ તનુ તેજ અસહતો સુરપતિ રે, જાય સંસંભ્રમ ઠાય. ભા૦ ૬
એહવે આવી તે સુર જિન નમી રે, પૂછી કરે નિરધાર;
નૃત્ય કરી ગયા તવ ગૌતમ પ્રતિ રે, કહે પૂરવભવ સાર. ભા૦ ૭
પુર હત્થિણાઉરઈ ગંગદત્તો ગૃહી રે, શ્રી મુનિસુવ્રત પાસી;
ચારિત્ર લેઈ આરાધી સુર હુઓ રે, એક ભવે શિવવાસી. ભા૦ ૮

ભગવતી સોલમા શતકમાં ભાખીઓ રે, એ અધિકાર વિશેષ;
પંડિત **શાંતવિજય** કોવિદ તણો રે, **માન** કહે તસ લેશ.
ભાવો૦ ૯

ઇતિ શ્રી દૃઢ સમકિત ઉપરે ગંગદત્તની સજ્ઝાય,–૨૭

# શ્રી કાર્તિક શ્રેષ્ઠિ સજ્ઝાય

ઢાળ

(૩૪૬)

પુર હત્થિણાઉર વાસીઓ, **કાર્તિક** સેઠી સમૃદ્ધ રે;
મુનિસુવ્રત જિન દેશના, સાંભલીને પ્રતિબુદ્ધ રે. ૧
ધન્ય લઘુકર્મી જીવડા, જે કરે ધર્મની વૃદ્ધિ રે;
તે ઇંદ્રાદિક પદ લહી, પામે અંતેઇ સિદ્ધિ રે. ધન્ય૦ ૨
નિજ અનુયાયી નૈગમા, અઠોત્તર હજાર રે;
તસ વૈરાગ્યે વૈરાગીયા, સાથે લઈ વ્રત ભાર રે. ધન્ય૦ ૩
ચઉદે પૂરવ અભ્યસી, માસ સંલેખના કીધ રે;
પ્રથમ સરગે સુરપતિ હૂઓ, એક ભવિ હુસ્યે સિદ્ધ રે. ધ૦ ૪
શક્ર ભવે જવ વંદવા, આવ્યો **વીરઈ** તામ રે;
એ વૃત્તાંત **ગૌતમ** પ્રતિ, ભાખ્યો **વિશાખા** ગામ રે. ધ૦ ૫
ભગવતી શતક અઢારમેં, જોઇ એહ સજ્ઝાય રે;
પર ઉપગાર ભણી કહે, **માનવિજય** ઉવઝાય રે. ધન્ય૦ ૬

ઇતિ શ્રી કાર્તિક શ્રેષ્ઠિ સજ્ઝાય. ૨૮

# સરલ સ્વભાવે માકંદીપુત્ર સજ્ઝાય

(૩૪૭)

ચંદનબાલા બારણે રે.–એ રાગ.

રાજગૃહે જિન વીરજીરે લાલ, આવ્યા કરતા વિહાર; મનમોહન.

માકંદી પુત્ર સંયતી રે લાલ, પૂછે પ્રસન વિચાર. મ૦ ૧
ભવિયણ શઠતા છંડીએ રે લાલ, શઠ ભાવે નહિ પાર. મ૦ આંક.
ભૂ જલ વણસઇ કાઈયા રે લાલ, કાઊ લેસા વંત; મ૦
એકાવતારીકો હોએ રે લાલ, હોઈ **વીર** કહંત. મ૦ ભ૦ ૨
તેહ સુણી મન ગહગહિઓ રે લાલ, અવર શ્રમણને કહેય; મ૦
તિણે અણસદ્દહતે કરિ રે લાલ, નિશ્ચય જિનને પૂછેય. મ૦ ભ૦ ૩
ભગવતી શતક અઢારમે રે લાલ, ભાખ્યો એહ અધિકાર; મ૦
**માનવિજય** વાચક કહે રે લાલ, છાંડો હઠ નિરધાર. મ૦ ભ૦ ૪

ઈતિ શ્રી માકંદીપુત્રની સજ્ઝાય સંપૂર્ણ. ૨૯

# શ્રી દક્ષતાયાં સજ્ઝાય

( ૩૪૯ )

ષટખંડ ચક્ર સુંદર. એ રાગ.

સમકિત તાસ વખાણીએ, જેહ ને જિનજી સહાય રે;
જે અન્યતીર્થી વચણડે, છલીયા પણ ન છલાય રે.
જિન ધર્મ કરે દ્રઢપણું, તેહની પ્રસિદ્ધિ ગવાય રે. આંકણી. ૧
રાજગૃહી નગરીએ વસે, શ્રાવક મહુઅ નામ રે;
ચાલ્યો **વીર**ને વાંદવા, મિલઈ અન્યતીર્થિ તામ રે. જિન૦ ૨
કાલોદાયી પ્રમુખ બહુ, પુછે પંચાસ્તિકાય રે;
જિન ભાખ્યા કિમ માનીએ, કહે મહુક તિણિ ઠાય રે. જિન૦ ૩
કાજ વિણા કિમ જાણીએ, તવ બોલ્યા ફિરી તેહ રે;
સમણોપાસક તું કસ્યો, જેણે ન જાણે એહ રે. જિન૦ ૪
તવ મહુક કહે વાયુનેં, અરિણિ અગનિને દેખો રે;
ગંધ પુગ્ગલ દધિ પારના, સરગના રૂપને પેખો રે. જિન૦ ૫

તો કિમ એહને દેખીએ, ઈમ નિરૂત્તર કરી તેહ રે;
જિનને વંદે હરખસ્યું, વીરે વખાણ્યો એહ રે. જિન૦ ૬
અણજાણ્યા અણસાંભલ્યા, જે કરે અરથ નિસંક રે;
તે જિનનો જિન ધર્મનો રે, આશાતક હુએ રંક રે. જિન૦ ૭
ઈમ સુણી મન આણંદિયો, જિન વંદી ઘરે જાય રે;
એક ભવે સિદ્ધિ પામસ્યે, એ સવિ ધર્મ પસાય રે. જિન૦ ૮
ઈમ સુવિવેકઇ ધરમીની, બહુ પરશંસા થાય રે;
અઢારસમા શતકથી, કહઇ મુનિ **માન** સજ્ઝાય રે. જિન૦ ૯

ઈતિ શ્રી દક્ષતાચાં સજ્ઝાય. ૩૦

# શ્રી ગૌતમ સજ્ઝાય

( ૩૪૯ )

હો મત વાલે સાજનીયા.–એ રાગ.

**ગૌતમ** ગણધર ગાઈએ, શ્રી **વીરનો** વૃદ્ધ વિનેય રે;
પૂરણ ગણિપીટક ધરો, જેણે પરમત કીધ ઉચ્છેય રે. ગો૦ ૧
રાજગૃહે અન્ય યૂથીઆ, તસ આવી કહે ચોસાલ રે;
જીવ હણો તુમો હીંડતા, તેણે થાઓ છો એકંત બાલ રે. ગો૦ ૨
**ગૌતમ** કહે તનુ શકતીઈ, વલી આસીરી સંયમ યોગ રે;
ઈર્યાસમિતિએ હીંડતા, અમો એકંત પંડિત લોગ રે. ગો૦ ૩
ઇમ અણ હીંડે તો તુમો, સાહમું થાઓ છો બાલ રે;
ઇમ નિર્ધારી આવિઓ, વરણવ્યો **વીરે** તતકાલ રે. ગો૦ ૪
અવરથી અતિશાયી કહીઓ, એહવા સદગુરૂને વંદો રે;
વાંચી શતક અઢારમું, મુનિ **માન** કહે આનંદો રે. ગો૦ ૫

ઇતિ શ્રી ગૌતમ સ્વામીની સજ્ઝાય સંપૂર્ણ.–૩૧

---

# સોમિલ સજ઼ઝાય

(૩૫૦)

સુણુ બહેની પીઉડો પરદેશી.—એ રાગ.

દુરભિનિવેશ રહિત ચિત્ત જેહનું, મત્સર પણિ તસ લેખે રે;
**વીર** વચન સુણી **સોમિલ** વિપ્રે, મિથ્યાત રાખ્યું ન રેખઈ રે.
ધન્ય ધન્ય સરલ સભાવી જીવા, જે ગુણ દોષ પરીખે રે. આં૦ ૧
વાણિયગ્ગામે **વીર** પધાર્યાં, નિસુણી **સોમિલ** વિપ્ર રે;
ચિંતે પૂછયા પ્રસન કરેસ્યે, તો તસ વંદીસ ક્ષિપ્ર રે. ધ૦ ૨
નહિ તો નિરૂત્તર કરસ્યું ઇમ મને, ચિંતિ તિહાં જઇ પૂછે રે;
તુમ યાત્રા યાપનીય અબાધા, પ્રાસુક વિહાર કહો છે રે. ધ૦ ૩
એ ચારે મુજ ઇમ જિન બોલે, યાત્રા સંયમ યોગે રે;
ઇંદ્રિય મન થિરતાએ યાપન, અવ્યાબાધ વિણુ રોગે રે. ધ૦ ૪
યાચિત આરામાદિક રહવે, પાસુક વિહાર અમારે રે;
ફિરી પૂછે સરિસવ ભક્ષ અભક્ષા, ભાખે જિન વલી ત્યારે રે. ધ૦ ૫
મિત્ર સરિસવા ત્રિવિધ અભક્ષા, ધાન સરિસવા બહુધા રે;
શસ્ત્ર અપરિણુત એષણા રહિતા, અપ્રાર્થિત ને અલદ્ધા રે. ધ૦ ૬
યતિને અભક્ષ અવર ચઉ ભેયા, મિલિયા ભક્ષ પ્રરૂપે રે;
ભક્ષ અભક્ષ ઈમ માસા જાણો, કાલને ધાન્ય સરૂપ રે. ધ૦ ૭
કુલ સ્ત્રી ધાન્ય પ્રકારે દુવિધા, કુલ થાપણી ઈમ કહેવા રે;
પૂછે ફરી એક દોય અખય તુ,અવ્યય અવસ્થિત અહવા રે. ધ૦ ૮
ભાવ અનેકે પરિણુત કિંવા, જિન કહે એ સવિ સત્ય રે;
દ્રવ્યથી એક દંસણ નાણે, દોઉ જાણો પ્રદેશથી નિત્ય રે. ધ૦ ૯

વિવિધ વિષય ઉપયોગે અનિત્યો, ઈમ સુણી અરથ અનેક રે;
બૂઝયો ચારિત્ર લેઈ નિરમલ, સિદ્ધિ ગયો સુવિવેક રે. ધ૦ ૧૦
ભગવતી શતક અઢારમું જોઇ, એ મુનિરાજ સઝાય રે;
પંડિત **શાંતિવિજય** શિષ્ય પભણે, **માનવિજય** ઉવઝાય રે.
ધન્ય ધન્ય૦–૧૧

ઈતિ શ્રી સોમિલ વિપ્રની સજ્ઝાય. ૩૧

# શ્રી લબ્ધોચારણર્ષિ સજ્ઝાય

( ૩૫૧ )

મયગલ માતો રે વન માંહિ ભમે.–એ રાગ.

વિદ્યાચારણ જંઘાચારણા, મહીયલિ મોટા મુનીસ;
ભગવતી વીસમા શતકે વરણવે, જાસ લબ્ધિ જગદીશ. વિ૦ ૧
છઠ્ઠ છઠ્ઠ અઠ્ઠમ અઠ્ઠમ પારણે, કરતે ઉપજે શકિત;
વિદ્યા કેરી રે જંઘા કેરડી, અનુક્રમે દોયની વકિત. વિ૦ ૨
વિદ્યાચારણ પ્રથમ માનુસ નગે, બીજે અઠ્ઠમ દીવિ;
આવઈ ઠામિ રે ત્રીજે ઉતપાદે, તિરિ ગતિ વિસય સદીવ. વિ૦ ૩
ઉરધ ગમન પ્રથમ નંદનવને, પંડુકવનિ દુતી એણ;
ત્રીજી વારિ રે નિજ થાનકિ આવે, નિશ્ચિત રવિ કિરણેણ. વિ૦ ૪
જંઘાચારણ પહિલે ઉતપાદે, રૂચક દ્વિપે રે જાય;
તિહાંથી વલતા રે નંદીસરદ્વીપે, તિહાંથી આવે ઈહાંય. વિ૦ ૫
ઉંચો પહિલે રે પંડુકવને જાયે, નંદનવને વલ માન;
તિહાંથી આવે રે સઘલે થાનકે, ચૈત્ય પ્રતિવંદન માન. વિ૦ ૬
લબ્ધિ પ્રયુંજેને આલોયે હુઈ, આરાધક મુનિરાય;
વંદે નિત્યે રે એહવા મુનિ પ્રતિ, **માનવિજય** ઉવઝાય. વિ૦ ૭

ઇતિ શ્રી વિદ્યાચારણ જંઘાચારણ સજ્ઝાય. સંપૂર્ણ ૩૩ પત્ર–૩૩ સંવત ૧૭૪૭ વર્ષે માર્ગશીર સુદિ. ૯ વાર રવિ દિને શ્રાવિકા કલ્યાણબાઈ લખાપીતં શ્રી રાજનગર મધ્યે લિખીતં.

પત્ર–૧૩ સકલ સકલ પંડિત મૌલિ મૌલિ લિ. પં૦ શ્રી જિનવિજય ગણિવિનેય દીપવિજયનાં લિખિતા:

શ્રી સુંદરમુનિ વિરચિત

# શ્રી રાજુલની સજ્ઝાય

( ૩૫૨ )

રાણી રાજુલ કરજોડી કહે, જાદવ કુલ સિણગાર રે;
વહાલા આઠે રે ભવનો નેહલો, તમે મત મૂકો વીસાર રે. ૧
હું તો વારી રે જિનવર નેમજી.

હું તો વારી રે જિનવર નેમજી, મોરી વીનતડી અવધાર રે;
વહાલા સુરતરૂ સરખો સાહેબો, નિત્ય નિત્ય કરૂં દીદાર રે.
હું તો૦– ૨

પ્રથમ ધનવતીને ભવે, તું ધન નાંમે ભરતાર રે;
વહાલા વેવિશાળ મિલતાં મુજને, છાનો મોકલ્યો મોતીનો
હાર રે. હું તો૦– ૩

લેઈ ચારિત્ર સૌધર્મમાં, દેવ તણો અવતાર રે;
વહાલા ક્ષણ વિરહો ખમતા નહીં, ત્યાંહી પણ ધરતા પ્યાર
રે. હું તો૦– ૪

ત્રીજે ભવે વિદ્યાધરૂ, ચિત્રાંગદ રાજકુમાર રે;
વહાલા ભોગવી પદવી ભૂપની, હું રત્નવતી તુજ નારી રે.
હું તો૦– ૫

મહાવ્રત પાળી સાધુના, પામ્યાજી ઋદ્ધિ અપાર રે;
વહાલા માહેંદ્ર સુરલોકમાં, ચોથે ભવે સુવિચાર રે. હું તો૦– ૬
પાંચમે ભવે અતિ દીપતો, નૃપ અપરાજિત સાર રે;
વહાલા પ્રીતિમતિ હું તાહરી,થૈ પ્રભુ હૈડાનો હાર રે. હું તો૦– ૭
ગ્રહી દીક્ષા હરખે કરી, એ તો છઠ્ઠે ભવે ઉદાર રે;
વહાલા આરણ દેવલોકે બેહુ જણા, સુખ વીલસ્યાં સુખકાર
રે. હું તો૦– ૮
શંખ રાજા ભવ સાતમે, જસુમતિ પ્રાણ આધાર રે;
વહાલા વીસ થાનિક સેવ્યાં તિહાં, તેં કીધો જય જયકાર
રે. હું તો૦– ૯
આઠમે ભવે અપરાજિતે, વરસ બત્રીસ હજાર રે;
વહાલા ઈચ્છા રે ઉપજે આહારની, એ તો પૂરવ પુન્ય પ્રકાર
રે. હું તો૦–૧૦
હરીવંશ માંહે ઉપના, મોરી શિવાદેવી સાસુ મલ્હાર રે;
વહાલા નવમે ભવે કાંઇ પરિહરો, રાખોજી લોક વિચાર રે.
હું તો૦–૧૧
એ સંબંધ સુણી પાછલો, ભણેંજી નેંમ બ્રહ્મચારી રે;
વહાલી તો તુજનેં સાથે તેડવા, આવ્યોજી સસરાને દ્વાર
રે. હું તો૦–૧૨
એમ સુણી રાજિમતી, ગઈ પિઉડાજીને લાર રે;
વહાલા અવિચલ કર્યો ઇણેં સાહિબો, રૂડો નેહલો મુક્તિનો
સાર રે. હું તો૦–૧૩
ધન્ય ધન્ય જિન બાવીસમો, જેણે તારી પોતાની નારી રે;
વહાલા ધન્ય ધન્ય ઉગ્રસેન નંદની, જે સતીયો માંહે શિર-
દાર રે. હું તો૦–૧૪

સંવત સતર એકાણું એ, શુભવેલા શુભવાર રે;
મુનિસુંદરે રાજુલનાં, ગુણ ગાયા સુખકાર રે. હું તો૦-૧૫

### શ્રી પરમાનંદ મુનિ વિરચિત

## શ્રી ધર્મ પ્રકાશની સજ્ઝાય

(૩૫૩)

ભાખે શ્રી જિનરાજ મીઠી વાંણી રે, તુમે ધરમ કરો સુખકાર,
ભવિજન પ્રાંણી રે;
ધર્મે નાવે રોગ જાએ સોગ રે, ધર્મે પાંમે ભોગ પુન્ય સંજોગે રે. ૧
ધર્મે જય જયકાર મંગલમાલા રે, ધર્મે સુંદર નારી લહે
સુકુમાલા રે;
ધર્મે ધનની કોડી વિવિધ વીલસે રે, મુગતિ તણા સુખ સાર
ધર્મે મીલશે રે. ૨
ધરમી જે જે નર નારી જગમાં જાણે રે, સેવા કરે સહુ
લોક વિબુધ વખાંણે રે;
ધરમી ધન અવતાર ધરણી માંહે રે, ધર્મે પાંમે સિદ્ધ પદવી
પ્રાયે રે. ૩
સુકુલે જનમ નિવાસ ધરમે પાંમે રે, ધરમે આયુ અખંડ
દૂરગતિ ડાંમે રે;
ભૂત પ્રેત પિશાચ વ્યંતર નાસે રે, ડાયણ સાયણ દેખે તતક્ષણ
ત્રાસે રે. ૪
વ્યાઘ્ર અહિ વીકરાલ અગની આદે રે, હાથી જમ દાઢાલ
અને વલિ વાદે રે;
વિષમ દૂરગ અરણ્ય ઉદધિ મોઝાર રે, ધર્મે પાંમે પાર જગ
જયકાર રે. ૫

ધર્મ તણો જે ધ્યાન ધ્યાવે પ્રાંણી રે, સેવે સુણે શ્રવણેહ
આગમ વાંણી રે;
કહે મુનિ **પરમાનંદ** મનમેં રંગે રે, તે લહે લીલ વિલાસ
શિવપુર સંગે રે. ૬

## શ્રી આત્મિક સજ્ઝાય

( ૩૫૪ )

ચેતન ચેતન પ્રાંણીયા રે, સુણ સુણ મોરી વાત;
ધરમ વિહુણી જે ઘડી, નિશ્ચે નિષ્ફલ જાત.– ૧
સુગુણ નર જિન ધર્મ કર લ્યે.
અવસરે સહુ સોહામણો રે, અવસર ચૂકો જેહ;
તેહ અવસર આવે નહીં,જ્યો રતી (ઋતુ) ચૂકો મેહ. સુ૦– ૨
બાલપણે જાણ્યો નહીં રે, ધર્મ અધર્મ પ્રકાર;
જિમ મદ્યપાન જીવનેં, નહીં તે તત્ત્વ વિચાર. સુ૦– ૩
બાલાપણ એળે ગયો રે, જોવન વે જબ આય;
રંગે રાતો રમણિસું, તવ તે ધરમ ન સુહાય. સુ૦– ૪
સુખ ભોગવી સંસારનાં રે, પછે ધર્મ કરેસ;
ઈમ ચિંતવતાં આવીયો, બુઢાપણરો વેસ. સુગુણ૦– ૫
દાંત પડયા મુખ મોકલા રે, ટપ ટપ ચુવે લાળ;
માથો સબ ધોલો ભયો, ઉંડા પેઠા ગાલ. સુગુણ૦– ૬
અવસર પામી કીજીએ રે, સુંદર ધર્મ રસાલ;
સુગુણ સોભાગી સાંભલો, સાજેં બાંધો પાલ. સુગુણ૦– ૭
સ્વારથીયો સહુકો મિલ્યો રે, સગો ન કીસકો કોય;
સ્વારથ વીણ વેડે સહુ, સુત પણ વૈરી હોય. સુગુણ૦– ૮
આથિ અથિર જિનવરે કહી રે, સુણ સુણ મોરી સીખ;
જે શિર છત્ર ધરાવતા, તે ફરી માંગે ભીખ. સુગુણ૦– ૯

ક્રોધ માંન મદ પરિહરો રે, પરહરીઈ પરમાદ;
પાંચે ઈંદ્રિ વશ કરો રે, જિમ ફલે જસ નાદ. સુગુ૦-૧૦
માંનવ ભવ દોહીલો લહ્યો રે, નિત્ય નિત્ય કીજેં ધરમ;
શ્રી પૂજ્ય **કેશવ** ઇમ ભણેં, ધરમ તણો એ મરમ. સુ૦-૧૧

## શ્રી પ્રેમમુનિ વિરચિત.

# દેવકીના છ પુત્રની સજ્ઝાય

(૩૫૫)

શિયલ શિરોમણી નેમિ જિણંદ, આયે ભદ્દિલપુર જિન આણંદ;
પ્યારે જિનજી.
અમૃતવાણી દીઈ ઉપદેશ, શ્રવણે સુણે સુર સાધુ નરેશ. પ્યારે૦-૧
નાગ ઘરણી જે સુલસા નારી, સુરે દીયા તસ પુત્ર અવધાર;પ્યારે૦
અલસી ફૂલ જિમ શોભિત અંગ, બંધવ ષટ ઈમ જોડી અભંગ.
પ્યારે૦-૨
અનીસકુમર શ્રીઅનંતસેન,અનીહતરીપૂ વલિ અજિતસેન;પ્યારે૦
દેવસેન અરૂ શત્રુસેન એહ, ચરમશરીરી અધિક સનેહ. પ્યારે૦-૩
ભૂતલ ભોગવે ભોગ મહાભાગ,રૂપ જોબન ધન રાંણીસું રાગ;પ્યારે૦
જિનવાંણી સુણી પામ્યા વૈરાગ, તરૂણ પણે કીયો વિષયનો ત્યાગ.
પ્યારે૦-૪
બત્રીશ રમણીને બત્રીશ કોડી,સંજમ લીયો જેણે ધન છોડી;પ્યારે૦
નયરી દ્વારિકા આયે નેમનાંથ, ષટ બંધવ મુનિવર સહુ સાથ.
પ્યારે૦-૫
દો ઉપવાસકે પારણે આહાર, વોરણ કાજ ચલે અણગાર; પ્યારે૦
ગુણવંત આયે **દેવકી** ગેહ, સાંમલ વરણે સરખી દેહ. પ્યારે૦-૬

ભાવ સહિત તવ વંદન કીધ, દેવકી રાંણીઈ મોદક દીધ; પ્યારે૦
ચિત્ત વિત્ત પાત્ર તિનેં શુદ્ધ, પુન્ય જોગે મિલે કહે જિન બુધ.
પ્યારે૦—૭
સરીખેં રૂપ મુનિ આયે દોય, ફરી કયું આયે અમ ઘેર સોય; પ્યારે૦
ભલે પધાર્યો મુનિવર આજ, દીઈ મોદક માને જનમ સકાજ.
પ્યારે૦—૮
ત્રીજો જુગલ આયો તેણી વાર, વંદન વિધીસ્યું પૂછે વિચાર; પ્યારે૦
હમ ષટ બંધવ સરીખે હોય, જનની સુલસા નાગ ઘર સોય.
પ્યારે૦—૯
નેંમ પૂછયા ભણેં સયલ સરૂપ, અંગજ દેવકી તેરે અનૂપ; પ્યારે૦
સાત બેટાકી કહીઈ માએ, પુત્ર પાલન કોવે સુખ થાય. પ્યારે૦—૧૦
સુર સાનિધથી સુખ વીસાલ, સુત હોવે નામે ગજસુકુમાલ; પ્યારે૦
પુન્ય પસાયે વંછીત હોય, પ્રેમ મુનિ કહે પુન્ય ભલો જોય.
પ્યારે૦—૧૧

## મુનિ ધર્મદાસ વિરચિત

# શ્રી સાતવારની સજ્ઝાય

(૩૫૬)

શ્રીબ્રાંહ્મી પ્રણમું મુદા, પ્રણમી ગોયમ પાય;
અરથ એ સાતે વારના, કહેશું સુખદાય.—૧
ધરમ ભલો રે જિનવર તણો, કીજે વારોજી વાર;
કુમર લલિતાંગ તણી પરે, હોવે હિતકાર. ધરમ૦—૨
આદિત ઉગેં લીજીયે, દેવગુરૂ અભિધાંન;
યથાશકતિ વલી કીજીયે, વ્રતને પચખાંણ. ધરમ૦—૩

**સોમ** પરે શીતલ થઈ, તજીયે ક્રોધ વિકાર;
ભદ્રા **અચંકારીની** પરે, લહ્યાં સુખ અપાર. ધરમ૦-૪
**મંગલ** સમ રાતા થઈ, દિજે સુપાત્રે . દાંન;
**શાલિભદ્ર** સુખ ભોગવે, પાંમ્યા અનુત્તર વિમાંન. ધરમ૦-૫
**બુધ** તેહની જાંણુજ્યો, જે ન કરાવે પાપ;
સેઠ **સુદર્શન**ની પરે, જેણે રાખ્યું આપ. ધરમ૦-૬
**ગુરૂ** સાચા તે સેવીયે, જે ટાલે અંધકાર;
રાય **પરદેશી**ની પરે, ઉતારે ભવ પાર. ધરમ૦-૭
**શુક્ર** પરે રહો ઉજલા, જેમ મલિન ન થાય;
લોભી ભિક્ષુક તણી પરે, જેહ પવિત્ર કહેવાય. ધરમ૦-૮
**શનિ** શનિ પાપ તે પરિહરો, સેવો ધર્મ સુજાણ;
દસે શ્રાવક સહુ વડા, પાંમ્યા અનુત્તર વિમાંન. ધરમ૦-૯
અરથ એ સાતે વારનાં, કહ્યા અતિ સુખકાર;
મુનિ **ધર્મદાસ** રંગે કરી, **રાધનપુર** મોઝાર. ધરમ૦-૧૦

## શ્રી કુમુદચંદજી વિરચિત.

# પરસ્રીસંગ નિવારણુની સજ્ઝાય

(૩૫૭)

સુણ સુણ કંતા રે શીખ સોહાંમણી;
પ્રીત ન કીજે રે પરનારી તણી;

ઉથલો

પરનારી સાથે પ્રીતડી, પીઉડા કહો તે કિમ કીજીયે,
ઉંઘ વેચી આપણી, ઉજાગરો કિમ કીજીયે;

કાછડી છુટો કહે લંપટ, લોક માંહી લાજીયે,
　　કુલ વિષે ખંપણ રખે લાગે, સગા માંહી કિમ ગાજીયે.–૧
ચાલ–મૃગ તૃષ્ણાથી રે તૃષા નવિ ટલે;
　　　　　વેળુ પીલે રે તેલ ન નીસરે.
ઉથલો–નવિ નીસરે પાણી વલોવતાં, લવ લેશ માંખણનો વલી,
　　બુડતાં બાચકા ભર્યા ફીણું, તર્યા વાત ન સાંભલી;
　તિમ નારી રમતાં પર તણી, સંતોષ ન વલ્યો એક ઘડી,
　　ચટપટીને ઉચાટ લાગે, આંખે નાવે નિંદ્રડી. ૨
ચાલ–પ્રીત કરંતાં રે પહેલું ધ્રુજીઈ,
　　　　　રખે કોઈ જાણે રે મનશું બીજીઈ.
ઉથલો–બીજીયે રે મન શું ઝુરિઈ, પણ જોગ મલવો છે નહીં,
　　રાતિ દિવસ વિલપતાં જાઈ, ઇમ આવટી મરવું સહી;
　નિજ નારીથી સંતોષ ન વલ્યો, પરનારીથી કહો શું હસ્યે,
　　ભર્યે ભાણે તૃપત ન થયો તો, એઠ ચાટયે શું થસ્યે. ૩
ચાલ–જેહવો ચટકો રે રંગ પતંગનો;
　　　　　તેહવો ચટકો રે પર સ્ત્રી સંગનો.
ઉથલો–પર સ્ત્રી કેરો પ્રેમ પિઉડા, રખે તું મન આણેશ રે,
　　દિન ચાર રંગ સુરંગ રૂડો, પછી નહીં રહે નીર ધરો;
　જેહ ઘણા સાથે નેહ મંડે, છાંડ તેહ શું વાતડી,
　　ઇમ કર જાંણી તું નાહલા, પરનારી સાથે પ્રીતડી. ૪
ચાલ–જેહ પતિ વહાલો રે છાંડે પાપણી;
　　　　　પર શું રાચે રે પ્રેમે સાપણી.
ઉથલો–સાપણી સરખી વેણુ નિરખી, રખે શિયલથી તું ચલે,
　　આંખને મટકે અંગ લટકે, દેવ દાંનવને છલે;

માંહી તે કાલિ અતિ રસાલી, વાંણી મીઠી સેલડી,
સાંભલી ભોલા રખે ભૂલો, જાણુજ્યો વિષ વેલડી. ૫

ચાલ–સંગ નિવારો રે પર રામા તણો;
શોક ન કીજે રે મન મિલવા તણો.

ઉથલો–શોક સ્યાંને કરો ફોકટ, દેખવું પણ દોહીલું,
ખિણુ સેરીઈ ખિણુ મેડીઈ, ભમતાં ન લાગે સોહીલું;
ઉસાસને નિસાસ આવે, અંગ ભાગે મન ભમે,
કાંમ તાપે દેહ દાઝે, અલ દીઠું નવિ ગમે. ૬

ચાલ–લાગી જાઈ રે મનથી કલ મલે;
ઉનમારગ થઈ રે અલલફલલ લવે.

ઉથલો–લવે અલલફલલ ઇમ જાંણી તે, મોહ ગહેલો મન રડે,
મહા મદન વદન કઠન જાંણી, મરણુ નિવાર્યું ત્રેવડે;
એ દશે અવસ્થા કામ કેરી, કંત કાયાને દહે,
એહવું ચિત્ત આંણી તજો પ્રાંણી, પારકીથી નવિ સુખ
લહે. ૭

ચાલ–પર નારીના રે પરભવ સાંભલો;
કંતા કીજે રે ભાવિ નિરમલો.

ઉથલો–નિરમલે ભાવે નાહ સમજો, પર વધૂ રસ પરિહરો,
ચાંપીયો **કીચક ભીમસેનેં**, સીલા હેઠલ સાંભલ્યો;
રણુ માંહી **રાવણુ** દશે મસ્તક, રડવડયાં તે ગ્રંથે કહ્યાં,
તિમ **મુંજ** નરપતિ દુઃખ પૂંજ પામ્યો, અપજશ જગ
માંહે રહ્યો.– ૮

ચાલ–શિયલ સુરંગા રે માણુસ મોહીયે; વિણુ આભરણે રે જગ
મન મોહીયે.

ઉથલો–મોહીયે સુર નર કરે સેવા, વિષય અભિસાયર ભલો,
કેસરીસિંહ શિયાલ થાયે, અનલ અતિ શીતલ જલો;
સાપ થાયે ફૂલમાલા, લાછિ ઘર પાંણિ ભરે,
પરનારી પરિહરો શિયલ મન ધરો; મુગતિ વધૂ હેલાં
વરો.– ૯

ચાલ-તે માટે હું રે વાલિમ વીનવું;પાય લાગીને રે મધુરવચન સ્તવું.
ઉથલો–વચન અમારાં માંની લેજ્યો, પરનારીથી રહો વેગલા,
અપવાદ માથે ચઢે મોટા, નરગ થાયે સોહીલો;
ધન ધન જે નર નારી તજે, દૃઢ શિયલ પાલે જગતિલો;
જે પામશે જસ જગત માંહી, કુમુદચંદ કહે સમુજલો.–૧૦

શ્રી આનંદમુનિ વિરચિત

# શિયલની સજ્ઝાય

( ૩૫૮ )

ચાલ–એક અનોપમ શિખામણ ખરી, સમજી લેજ્યો રે
સઘલી સુંદરી.
ઉથલો–સુંદરી સેજે રુદય હેજે, પર સેજે નવિ બેસીએ,
ચિત્ત થકી ચૂકી લાજ મૂકી, પરમંદિર નવિ પેસીયે;
બહુ ઘેર હીંડે નારી નિર્લજ, સસરે પણ તજવી કહી,
જિમ પ્રેત દ્રષ્ટે પડ્યું ભોજન, જમવું તે જુગતું નહીં.–૧
ચાલ–પર શું પ્રેમે રે હસીય ન બોલીયે, દાંત દેખાડી રે ગુજ્ય
નવિ ખોલીયે.
ઉથલો–ગુજ્ય ઘરની પરને આગિલ્ય, કહોને કિમ પ્રકાસીઇ,
વલી વાત જેહવી પ્રીત ભાસે, તેથી દૂરે નાસીયેં;

અસુર સવારેને અગોચર, એકલાં નવિ જાઇયેં;
સહસાતકારે કામ કરતાં, સેહિજે શિયલ ગમાવીયેં.–૨
ચાલ–નટ વિટ નર શું રે નયણુ ન જોડીયેં; મારગ જાતાં રે આઘું ઓઢીયેં.
ઉથલો–આઘું તે ઓઢી વાત કરતાં, ઘંણું તે રૂડા શોભીયેં,
સાસુ અને માંના જણ્યા વિના, પલક પાસ ન થોભીયેં;
સુખ દુઃખ તો પુન્ય સારૂ, પણુ કુલ આચાર ન મૂકીંયેં,
પરવશ થાતાં પ્રાણુ તજીયે, શિયલ થકી નવિ ચૂકીયેં.–૩
ચાલ–વ્યસની સાથે રે વાત નવિ કીજીયેં, હાથોહાથે રે તાલી નવિ લીજીયેં.
ઉથલો–તાલી ન લીજે નજર ન દીજે, ચંચલ ચાલ્ય ન ચાલીયેં,
વલી દ્વેષ બુદ્ધે વસ્તુ કેની, હાથ ન ઝાલીયેં;
કોટિ કંદ્રપ રૂપ સુંદર, પુરુષ પેખી નવિ રાચીઈ,
તે તણુખલાનેં ગણી તોલેં, ફરી સામું ન જોઇયેં. ૪
ચાલ–પુરુષ પીયારો રે વલી નવ વખાણીયે; વૃદ્ધ તે યે પીતા સમોવડ જાંણીયે.
ઉથલો–જાણીયેં પિઉ વિના પુરુષ સઘલા, સહોદર સમોવડે,
પતિવ્રતાનો ધર્મ જોતાં, નાવે કોઈ તડો વડે;
કુરૂપ કુષ્ટિ કુબડોને, દુષ્ટ દુર્બલ નર ઘણો,
ભરતાર પામી ભાંમિની તે, ઇંદ્રિપે અધિકો ઘણો. ૫
ચાલ–**અમરકુમારે** રે તજી **સુરસુંદરી; પવનંજયે** રે અંજના પરિહરી,
ઉથલો–પરિહરી **રામે સીતા** વનમાં, **નલે દવદંતી** વલી;
મહા સતીજી પ્રબલ કષ્ટેં, શિયલ થકી તે નવિ ચલી;

કસોટીયેં કસી જોતાં, કંતસ્યું વિહડેં નહીં,
તન મન વચને સત રાખેં, સતી તે જાંણો સહી. ૬
ચાલ–રૂપ દેખાડી રે પુરૂષ ન પાડીએ; વ્યાકુલ થઇને રે મન
ન બગાડીએ.
ઉથલો–મન ન બગાડીએ પણ પુરૂષ પરનો, જોગ જોતાં નવિ મલિં,
કલંક માથે ચઢે કૂડું, સગાં સહુ દૂરિ ટલેં;
અણ સરજ્યો ઉચાટ થાએ, પ્રાંણ ત્યાં લાગી રહે,
આલોક પાંમે આપદા, પરલોક પીડા બહુ સહે. ૭
ચાલ–**રાંમ**ને રૂપે રે **સુરપનખાં** મોહી; કાજ ન સિધું રે
વલી ઇજત ખોઇ.
ઉથલો–ઇજત ખોઈ દેખી **અભયા**, શેઠ સુદર્શન નવિ ચલ્યો,
ભરથાર આગળ પડી ભૂંઠિ, અપવાદ સઘલે ઉછલ્યો;
કાંમની બુધ્ધે કાંમનીયેં, **વંકચૂલ** વાહ્યો ઘણો,
ઈમ શીલ થકી ચૂકયા નહીં, દ્રષ્ટાંત ઇમ કેતાં ભણું. ૮
ચાલ–શિયલ પ્રભાવે રે જુઓ સોલે સતી; ત્રિભુવન માંહે રે
જે થઈ છતી.
ઉથલો–છતી થઇ જો શીલ રાખ્યું, કલ્પના કીધી નહીં,
નાંમ તેનો જગત્રય જાંણે, વિશ્વમાં ઊભી રહી;
**વિબુધરતને** જડીત ભૂષણ, રૂપે સુંદર કિન્નરી,
એક શીલ વિના શોભે નહીં, તે સત્ય ગુણેં જે
સુર વા નરી. ૯
ચાલ–શિયલ શ્રૃંગારે રે સુર સેવા કરે; નવે વાડે રે જે
નિરમલ ધરે.
ઉથલો–ધરે નિરમલ શીલ ચોખું, તાસ કીરતિ ઝલહલેં,

મન કાંમના સવિ સિદ્ધ પામેં, દુઃખ ભય દૂરે ટલેં;
ધન્ય ધન્ય સ્વાંમી વ્રત પાલે, શિયલ ચોખું આચરેં,
આનંદના તે ઓઘ પામેં, મહીઅલ મેં જસ વિસ્તરે. ૧૦

# બ્રહ્મચર્યની નવવાડની સજ્ઝાય

(૩૫૯)

શ્રી ગુરૂનેં ચરણેં નમી રે, વાડ કહું નવ સાર;
નિરમલ શિયલ આરાધતાં રે, ઉતરીએ ભવ પારો રે. સુગુણ વીચારીએ.–૧
શિયલ વિભૂષણ સારો રે, સુગુણ વીચારીએ;
એ વ્રત ગુણ ભંડારો રે, ચિત્ત માંહે ધારીએ. સુગુણ૦–૨
નારી પશુ પંડગ રહે રે, તિહાં નવિ કરવો રે વાસ;
મંજારીના સંગથી રે, મૂષક નહીં સુખ આસો રે. સુગુણ૦–૩
નારી કથા રસ પરિહરો રે, છાંડો વિષયા રે વાત;
લીંબુફલ નાંમે કરી રે, દંત હોય જલપાતો રે. સુગુણ૦–૪
આસન શયન નારી તણા રે, સંગતિ સુગુણ નિવારે;
સંભૂ મુનિ નિયાણો કીઓ રે, તે સંગતિથી નીરધારો રે. સુ૦–૫
ચોથી વાડ ચતુરાં સુણો રે, પરિહરો દૃષ્ટિ વિકાર;
સૂરજ સાંમ્હો ઘણું જોવતાં રે, તસ હોય નયન વિનાસ. સુ૦–૬
પરિચય ભીંતિનેં આંતરે રે, મ સુણો કાંમ વિલાસ;
ઘન ગર્જિંત શ્રવણે સુણી રે, પાંમે મોર ઉલ્લાસો રે. સુ૦–૭
છઠી વાડ જિનવરે કહી રે, ન સંભાળો પૂરવ ભોગ;
જિમ ઋષિયો રયણાએ છલ્યો રે, પામ્યો દુઃખ સંયોગો રે. સુગુણ૦–૮

સાતમી શીખ ભવીયાં સુણો રે, પરિહરો સરસ આહાર;
મંગુ મુનિ રસ લાલચી રે, પામ્યા દુઃખ અપારો રે. સુ૦-૯
આઠમી વાડ એહવી કહી રે, અધિક ન કરવો રે આહાર;
કુંડરીક ગયો નરક સાતમી રે, તે શીયલ તજી નિરધારો રે.
સુગુણ૦-૧૦
સ્નાંન વિભૂષણ પરિહરો રે, મન ધરો શીયલ રતન;
વાડ સહીત વ્રત આદરો રે, નિત્ય કરો ધર્મ જતન રે. સુ૦-૧૧
સકલ ધર્મ કરણી માંહી રે, મ્હોટો એ વૃત સાર;
નિરતિચાર આરાધતાં રે, ઉતરીએ ભવ પારો રે. સુ૦-૧૨
દેવ દાનવ સાંનિધ કરે રે, ભકતે પ્રણમે રે પાય;
મુનિ લાલા સેવક કહે રે, શીયલે શિવ સુખ થાય રે. સુ૦-૧૩

# શ્રી પ્રતિક્રમણની સજ્ઝાય

(૩૬૦)

પાંચ પ્રમાદ તજી પડીકમણું, સાંજ સવારે કીજઈ;
અરિહંત સિદ્ધ સદગુરૂની શાખે, પાપ આલોયણા લીજે.-૧
સંઘે કરવો રંગે રાજી, પડીકમણો મન ચંગે. એ આંકણી
જ્ઞાંન અક્ષર જે અધિકો ઓછો, કાંનો માત્રે ભાખ્યો;
જિનશાસન પરે શંકા કંખા, મિથ્યાત્ત્વ મનમેં રાખ્યો. સંઘે૦-૨
જીવ છકાય સમારંભ આરંભ, તિવ્ર પરિણામે કીધો;
ક્રોધ કષાયે જૂઠો બોલ્યો, અદત્તદાંન વલી લીધો. સંઘે૦-૩
પર સ્ત્રી દેખી પ્રેમ વધાર્યો, ધન લોભે મન લાગો;
દિશો દીશ વલી અધિક વધારી, ખાવે પહિરવે આઘો. સં૦-૪
કર્માદાંને અનર્થદંડે, સામાયિક શુધ નાવે;
દેશાવગાસી પોસો આઠમ, પાખી ભૂલ્યો ભાવે. સંઘે૦-૫

જિમવા વેલા જિમી ઉઠયો, વહોરાવવો વિસરીઓ;
સંલેખણા તપ વીરજ, એકસો ચોવીશ દૂષણ ભરીઓ. સં૦-૬
જાંણુ અજાંણ્યે પડીકમસ્યે, કર્મ હલવો થાસ્યેં;
વર્ણ નાગનતુયા મિત્ર દૃષ્ટાંતે, જાંણો તે મુગતે જાસ્યેં. સં૦-૭
સામાયિક પોસો પડિકમણું, જે આસ્તા શુદ્ધે મન કરસ્યે;
ઉના નગરમાં ગણિ તેજસિંઘજી ભાખે, તે ભવસાગર
તરસ્યે. સંઘે૦-૮

# શ્રી રાજુલની સજઝાય

(૩૬૧)

જો તમે ચાલો શિવપુરી હો સાહિબા, અમને તે લેજ્યો લાર રે;
કેસરીયા નેંમજી.
રાજેમતી રે ઈમ વીનવેં હો સાહિબા, તમે છો પ્રાણ આધાર
રે. કેસરીયા૦-૧
યાદવકુલના ચંદલા હો સાહિબા, માત શિવાદેવી નંદ રે; કેસ૦
અષ્ટ ભવાંતર નેહલો હો સાહિબા, નવમે ન કીજે ફંદ રે.
કેસરીયા૦-૨
સીયાલે શીત જ ગલે હો સાહિબા, ઉનાળે લૂ વાય રે; કેસરીયા૦
વરસાલે વાદળ ગલે હો સાહિબા, પિયૂ વિના રહ્યો ન જાય
રે. કેસરીયા૦-૩
સાસરીએ સાસુ દહે હો સાહિબા, નણદલ દીએ ગાળ રેં; કેસ૦
તિણ કારણ હું વીનવું હો સાહિબા, રથડો તે પાછો વાલિ
રે. કેસરીયા૦-૪

આજ રહો રે ધણુરા મોહોલમાં હો૦ પછે લેજ્યો સંજમ ભારરે; કે૦
કરજોડી **સાંકલચંદ** ભણે હો સાહિબા, આ ભવ પાર
ઉતાર રે. કેસરીયા૦—૫

# શ્રી નંદિષેણમુનિની સજ્ઝાય

( ૩૬૨ )

નંદીષેણ નયર મોઝાર, આવ્યો તપ પારણે હો લાલ, આવ્યો૦
ભમતાં સાધુ સુજાંણ, વેસ્યા ઘર બારણે હો લાલ; વેસ્યા૦
વહોરણરો ધર્મલાભ દીધો તિહાં થોભીને હો લાલ, દીધો૦
ઈહાં કીણ અર્થરો લાભ હોવે જોતાં કનિ હો લાલ. હોવે૦— ૧

વેસ્યાના સુણી બોલ વળ્યો મુનિ ચિંતવે હો લાલ, વળ્યો૦
નિર્ધન જાંણી મુજકે, જિમતિમ એ લવે હો લાલ; જિમ૦
આણી મન અહંકાર લીઓ તરણો તાંણીને હો લાલ, લીઓ૦
નાંખે તૃણ કરી ખંડ કે તિહાં કીણ બારણે હો લાલ. તિહાં૦— ૨

વરસે હો સોવન કોડીબાર તિહાં તપ બલે હો લાલ, બાર૦
લાલચ લાગી નાર નમિ મુનિ પાંય તલે હો લાલ; નમિ૦
આવો મહોલ મોઝાર રહો ઘર માલીએ હો લાલ, રહો૦
તું પિઉડો હું નાર મલ્યાં દિન ગાલીએ હો લાલ. મલ્યાં૦— ૩

મિઠાં વયણ અમુલક સુણી મન પરગલો હો લાલ, સુણી૦
કરમ લખ્યાનો દોષ ન જાય કિણ કલ્યો હો લાલ; ન૦
કહે ઈમ સાસણદેવ અછે ફલ ભોગનો હો લાલ, અછે૦
ભમર પરિ રસ લેહ તજયો ઇણ જોગનો હો લાલ. તજયો૦— ૪

માંગવી ઘર ઘર ભીખ સહુ મન રાખવો હો લાલ, સહુ૦
શ્રાવક શ્રાવિકા વયણ મીઠે બતલાવવું હો લાલ; મીઠે૦

ઈણિ પરે ભાવઠ ભીખ જતી ધર્મ સુઝવે હો લાલ, જતી૦
રાખી થાપણ વેશ દિક્ષા મગ સુઝવે હો લાલ. દિક્ષા૦– ૫
વેશ્યા ગેહ નિવાસ કીઓ નંદીષેણજી હો લાલ, કીઓ૦
ન પડે નારીને પાશ અછે કુંણ તેહજી હો લાલ; અછે૦
દિન દિન દશ પ્રતિબોધ મૂકે શ્રી જિન કને હો લાલ, મૂકે૦
વોલ્યા વરસ ઈમ બાર ન બૂઝે ઇમ કહે હો લાલ. ન બૂ૦– ૬
જાઇ ન સાસરે આપ ઉરાં દીયે શીખડી હો લાલ, ઉરા૦
જાંણુ કહો મુઝ ધર્મ રહ્યો તુમે કાંઈ પડી હો લાલ; રહો૦
વાંકા જડ શું વાદ કીયા કિમનાં પચે હો લાલ, કીયા૦
ભોજન ભગતિ અચૂક ઊઠો પ્રીયા અણુકસે હો લાલ. ઊ૦– ૭
આસંગાયત નારી કહે ઇમ આકુળી હો લાલ, કહે૦
દસમે ઠાંમે ઊઠો તુમ્હે પ્રીયા કચ ટલી હો લાલ; ઊઠો૦
નર વિણુ એક હું હવે ઊઠો પિઉ વીનવે હો લાલ, ઊઠો૦
માહરો ભાંગે નેંમ વેશ્યા પ્રતે ઈમ ચવે હો લાલ. વે૦– ૮
સાંભરી ઉઠયો ધાય આવ્યો દિન દિક્ષાનો હો લાલ, આવ્યો૦
હસી બોલી બોલ થયો મુજ સીખનો હો લાલ; થયો૦
રહો રહો વહાલા પિઉ હાસા મસકરી મે કીઇ હો લાલ, હાસા૦
માંખણી ટાલી માંન ન હોવે છાસને હો લાલ. ન૦– ૯
ચોલ વિણુઠો પાસ કિમે રંગના ચડે હો લાલ, કિમે૦
બોલે ભાગા મન તીકો જડના જડે હો લાલ; તીકો૦
તતખીણ ત્રુટયો નેહ જાંણે મન કારમું હો લાલ, જાંણે૦
જિણ રે ત્રોયાસું નેહ તિહાં શનિ બારમો હો લાલ. તિહાં૦–૧૦
વીર કને ગૃહી દીખ કરે તપ કાસટી હો લાલ, કરે૦
પડીયો નરકને કુંડ ઊઠયો મન ઉલટી હો લાલ; ઊઠયો૦

સંજમ પાલી એ દેવ થયા ગુણ ગાઈએ હો લાલ, થયા૦
મુનિ દશરથ કહે શીલ ધર્યા સુખ પાઇએ હો લાલ.:૪૦-૧૧

# શ્રી ભવદેવ તથા નાગિલાની સજ્ઝાય

(૩૬૩)

ભોદેવ ભાઈ ઘર આવીયા રે, પ્રતિબોધવા મુનિરાય રે;
હાથમાં દીએ ઘીનું પાતરૂં રે, વીરા મુને આઘેરો વોલાવ રે.–૧
અરધ મંડિત ગોરી નાગિલા રે, ખટકે મોરા હિયડાંમાંહે રે;
સાલે મોરા હિયડલા માંહે રે, નવ પરણિત ગોરી નાગિલા રે.–૨
ઈમ કહીને ગુરૂજી પાસે આવીયા રે, ગુરૂજી પૂછે કાંઈ દિક્ષાનો છે ભાવ રે;
લાજે નકારો નવિ કીયો રે, દિક્ષા લીધી ભાઈજીને પાસ રે.–૩
ચંદ્રમુખી મૃગલોચણી રે, વિલપંતી મૂકી ઘરની નારી રે;
ભવદેવભાઇએ મુજને બોલવ્યો રે, હવે કરસ્યું કિસ્યો વિચાર રે.૪
હા ! હા ! મૂરખ મેં સ્યું કર્યું રે, કાંઈ પડીયો કષ્ટ જંજાલ રે;
બાર વરસ ઈણી પરે વહી ગયા રે, કાંઈ ધરતો નાગિલાનો ધ્યાન રે. ૫
ભોદેવ ભાગે ચિતે તિહાં આવીયા રે, અણ ઓળખી તિહાં પૂછે વાત રે;
કહો કેણે દીઠી ગોરી નાગિલા રે, અમે સંયમ છોડવા તે કાજ રે.–૬
નારી ભણે સુણો સાધુજી રે, વમ્યો કોઈ ન લીએ આહાર રે;
હસ્તિ ચઢી ખર કોઈ નવ ચઢે રે, ચેતો ચેતો ધરમના જાંણુ રે.–૭
નાગિલાએ નાહ સમજાવીઓ રે, વલી લીધો સંયમ ભાર રે;
ભોદેવ દેવલોક પામીઓ રે, સમયસુંદર કહે સાર રે.–૮

શ્રી અઇમુત્તાકુમારની સજ્ઝાય : પૃષ્ઠ ૪૬૯

ચિત્રના ઉપરના ભાગમાં ઝરૂખામાં શ્રી અઇમુત્તાકુમારની માતા શ્રી ગૌતમસ્વામીને પોતાને ત્યાં પધારતા જોઈ રહી છે. નીચેના ભાગમાં શ્રી અઈમુત્તાકુમાર શ્રી ગૌતમસ્વામીને મોદક વહોરાવવા લઇ જતો દેખાય છે.

# શ્રી અઈમુત્તામુનિવરની સજ્ઝાય

(૩૬૪)

આધા આમ પધારો પૂજ્ય, મુજ ઘેર વોરણ વેલા. એ દેશી

વીર જિણંદને વાંદીને, ગોતમ ગોચરી સંચરીઆ;
પોલાસપુર નગરીમાંહિ, ઘર ઘર આંગણુ ફરીઆ. આધા૦-૧
ઈણે અવસર અઈમત્તે રમતે, મન ગમતા મુનિ દીઠા;
કંચન વરણી કાયા નિરખી, મનમેં લાગ્યા મીઠા. આધા૦-૨
બોલ્યો કુંમર અમીરસ વાંણી, એહ કહો કુણ અભિરાંમ;
ખરે બપોરે પાય અલવાણે, ભમવો કેણેં કાંમેં. આ૦- ૩
સાંભલ રાજકુંમર સોભાગી, શુદ્ધ ગવેષણા કીજે;
નિરતિચારને નીરદૂષણુ, ઘર ઘર ભિક્ષા લીજે. આધા૦- ૪
આવો આજ અમારે મંદિર, કહેશો તે વિધ કરશું;
જે જોઈએ તે જુગતે કરીને, ભાવેં ભિક્ષા દેશું. આધા૦- ૫
ઈમ કહી ઘર તેડી ચાલ્યો, આવ્યો મન આણંદે;
શ્રીદેવી રાંણી દેખી, વિધિ શું ગોતમ વંદે. આધા૦- ૬
આજ અમારે રતનચિંતામણિ, મેહ અમિયે વૂઠા;
કહે અમ આંગણુ સુરતરૂ ફલીઓ, ગોતમ નયણે દીઠા. આ૦- ૭
રે બાલુડા બહુ બુદ્ધિવંતા, ગણધર ગોતમ આવ્યા;
થાલ ભરીને મોદક મીઠા, ભાવે શું વહોરાવ્યા. આધા૦- ૮
વંદીને પાય કુંમર મુનિવરના, હાથ મેલાવ્યો માથે;
વોળાવું કહો તો માતાજી, ઈમ કહી ચાલ્યો સાથે. આ૦- ૯
કુંમર કહે આ ભાજન આપો, ભાર ઘણો પ્રભુ પાસે;
ગોતમ કહે અમે તેહને આપું, ચારિત્ર લે ઉલ્લાસે. આ૦-૧૦

ચારિત્ર લઇશ હું તુમ પાસે, ભાર દીઓ મુજ હાથેં;
ગોતમ કહે અનુમતિ કેહની, માએ મોકલાવ્યો સાથેં. આ૦-૧૧
ગુરૂ જ્ઞાંને મન જાંણી, દીક્ષા દીધી તેહનેં;
વૃદ્ધ મુનિનેં ભળાવી દીધા, મુનિ મારગ દ્યો એહનેં. આ૦-૧૨
તિણે અવસર અઇમુત્તો ચાલ્યો, સાધૂ સંઘાતે વનમાં;
નાનકડું સરોવર નીરે ભરીયું, દેખી હરખ્યો મનમાં. આ૦-૧૩
નાનું સરોવર નાનું ભાજન, નાવ કરી અઇમુત્ત;
વલતાં તે સાધૂજી દેખી, બાલક રમતો રમતે. આઘા૦-૧૪
બોલાવે તે મુનિ બાલકનેં, એહ આપણુ નવિ કીજે;
છ કાય જીવ વિરાધના કરતાં, દૂરગતિનાં ફલ લીજે. આ૦-૧૫
લાજ ઘણી મનમાં ઉપની, સમોસરણ માંહી આવ્યો;
ઈરીયાવહીયા તિહાં પડીકમતાં,ધ્યાંન શુકલ મન ધ્યાયો. આ૦૧૬
કેવલજ્ઞાન તિહાં ઉપનું, ધન ધન મુનિ અઈમુત્તો;
શુદ્ધ મને ચારિત્ર પાલી, તે મુનિ મુગતિ પહોંતો. આ૦-૧૭
ગોતમ આદિ અઈમુત્તા સરીખા, ગુણવંતા રિષીરાયા;
**લખમી** મુનિ કરજોડી વંદે, તે મુનિવરના પાયા. આ૦-૧૮

# પંદર તિથિની સજઝાય

(૩૬૫)

સકલ વિદ્યા વરદાયિની, શ્રી સરસતી માય;
અહનિશ તેહના પ્રેમશું, પ્રણમું જિન પાય.- ૧
તાસ પસાયે ગાવસ્યું, પંદરે તિથિ વારૂ;
મત્સર સું કહેતો નથી, માહરી મતિ સારૂ.- ૨
**પડવો** કૂપ સંસારમાં, નવિ ઇચ્છો પ્રાણી;
તો સેવો શ્રી સાધૂનેં, નિર્મલ મતિ આંણી.- ૩

**બીજ** બુદ્ધિ તુંને આપસ્યે, વલી કહેસ્યે મર્મ;
દૂરગતિ પડતો રાખસ્યે, શીખવસ્યે ધર્મ.– ૪
**ત્રીજ**ગમાંહે કોય નથી, એહવો ઉપગારી;
ગરથ વિના તે શીખવે, સંયમ મતિ સારી.– ૫
**ચિહું** ગતિ માંહે આતમા, ભમ્યો અનંતી વાર;
વિવિધ પરે દુઃખ ભોગવ્યાં, નવિ પાંમ્યો પાર.– ૬
**પાંચે** ઇંદ્રી અરિ આપણા, પહેલાં વશ કીજે;
ચાર કષાય નિવારીએ, પર દોષ ન દીજે.– ૭
**છ** કાય ભલી પરે રાખીએ, નિજ આતમ તોલે;
કુટુંબ સહુ એ આપણું, ઈમ જિનવર બોલે.– ૮
**સાત**મલ્યાં નવિ ચાલીએ, એ તો કુવ્યસન જાંણો,
સહી ગુરૂ કેરી શીખડી, ગ્રહી જ્ઞાન જ આંણો.– ૯
**આઠ** મદ ઈંદ્રિ તણા, જિપો જિન સાખેં;
મનવંછિત ફલ પાંમસ્યો, પર પ્રાંણી રાખેં.–૧૦
**નવ**વિધિ વાડ વિશુદ્ધસ્યું, જે બ્રહ્મચર્ય પાલે;
તે ધીરા સંસારમાં, ભવ ફેરા ટાલે.–૧૧
**દશ** વિધિ ધર્મ યતી તણો, સેવો મન શુદ્ધે;
આરાધો અરિહંતને, ભાઈ નિર્મલ બુદ્ધે.–૧૨
**એકાદશ** પડિમા વહો, શ્રાવકની સાર;
સંતોષે સુખ પાંમસ્યો, માંનો નિરધાર.–૧૩
**દ્વાદશ** અંગ સિદ્ધાંતમાં, ઈમ જિનવર બોલે;
સુમતિ ગુપતિ જે સેવસ્યે, નહિ કો તસ તોલે.–૧૪
**તેરસ** ગુણા જે રમે, ધન્ય તે નરનારી;
વારંવાર વંદું વલી, તસ હું બલિહારી.–૧૫

ચઉદ રાજમાંહી જીવડો, ફર્યો અનંતી વાર;
કુગુરૂ કુદેવે ભોળવ્યો, નવિ પાંમ્યો ભવ પાર.–૧૬
પુન્યે મલ્યા હવે સદ્ગુરૂ, સહી સેવો ચરણ;
ભવ યો પાર ઉતારસ્યે, ગુરૂ તારણ તરણ.–૧૭
સદ્ગુરૂ બિરૂદ વહે સદા, પર તારણ કાજ;
દૂરગતિ પડતો રાખીઓ, પરદેશી રાજા.–૧૮
એ આદે બહુ ઉધર્યા, કેતા હું કહું;
પંડીત હોય તે પ્રીછજો, થોડામાં બહું.–૧૯
પનરતિથ માંહે પ્રાંણીઆ, નિત્ય સુકૃત કીજે;
દાંન શીયલ તપ ભાવના, કરી લાહો લીજે.–૨૦
ધ્યાંન ધરજે ધર્મનું, પહોંચે મન આશ;
હર્ષ ધરી સુણજો સહુ, કહે સેવક ગંગદાસ.–૨૧

---

# શ્રી નેમરાજુલની સજ્ઝાય

(૩૬૬)

ગોખેરે બેઠી રાજુલ ઈણી પરે, પિઉને વચન સુણાવે રે;
શિવાદેવી જાયા, જદુપતિ રાયા, કું રથ વાલો.
ધુરથી સ્યાનેં બોલવી મુજનેં દેઈ દિલાસા આછા રે. શિવા૦
જા૦ કું૦–૧
તોરણ આવી વિરહ જગાવી, હવે કિમ જાઓ છો પાછા રે;
શિ૦ જા૦ કું૦
વિણ અવગુણ કિમ નારી તજીનેં, સહીઓ સાથ જણાવી રે.
શિ૦ જા૦ કું૦–૨

કાંમ નહીં એ ઉત્તમ જનનાં, બોલ જ બોલ્યા સાચા રે; શિ૦
ઓછા રે માણુસ જે હોય જગમેં, તે કરે વાચા કુવાચા રે.
શિ૦ જ૦ કું૦-૩

સંજમ નારી મલીય ધુતારી, તેણે મુને મૂકી વિસારી રે; શિ૦
નવ ભવની રે હું તુંમ નારી, તો કિમ જાઓ તે વારી રે.
શિ૦ જ૦ કું૦-૪

તુમથી રે રૂડા પંખી તીર્યંચ, ખિણુ એક ન રહે દૂરે રે; શિ૦
ચ્યાર પહોરનો રહે જો અંતર, તો ખગ મનમેં ઝૂરે રે. શિ૦-૫

મોટા રે પણુ ખોટા મનમોંમે, નિપટ નહેજા દીઠા રે; શિ૦જ૦કું૦
શે તો નિરાગી થઇને પ્રભુજી, ગિરનારે ગ્રહી શુદ્ધા રે.
શિ૦જ૦કું૦-૬

પિણુ હું કેમ મેલીસ તુંમ કેડો, જિમ હું પ્રેમથી વિલુધી રે; શિ૦
કોડી પ્રકારેં જો નાંખો ઉવેખી, તો પિણુ નહી રહું અલગી
રે. શિ૦જ૦કું૦-૭

કાયાની છાયા પરે નિશદિન, રહીશ નહીં તુંમથી અલગીરે; શિ૦
પંડીત **કેસર અમર** પસાયેં, **લબ્ધિ** નમેં શુભ જુગતે રે.
ઇમ કહેતાં જઈ નેંમનેં **ભેટી,** સંજમ લેઇ ગઈ મુગતે રે.
શિ૦જ૦કું૦-૮

# શ્રી થાવચ્ચાકુમારની સજઝાય

(૩૬૭)

શ્રી જિન નેંમ સમોસર્યા રે, દ્વારિકા વિપન મઝારી રે. સોભાગી.
સાધુ સંઘાતે શોભતા રે, લાલ સહસ અઢાર ઉદારરે.
સોભાગી.-૧

નેંમિ જિણંદ સમોસર્યા રે લાલ.
વનપાલેં દીધી વધામણી રે, આવ્યા નેંમ જિણંદરે; સોભાગી.
નામ સુણિ જિનજી તણો રે લાલ, હરખ્યા કૃષ્ણ નરિંદ રે.
સોભાગી. નેંમિ૦-૨
ચતુરંગી સેના સજી રે લાલ, કાંન્હન વંદન જાય રે; સોભાગી.
થાવચ્ચાસુત સુંદરૂં રે લાલ, પ્રણમી જિનજીના પાય રે.
સોભાગી. નેમિ૦-૩
વાંણી જોજન ગાંમિની રે લાલ, દે જિનવર ઉપદેશ રે; સોભાગી
મીઠી સાકર સારીખી રે લાલ, સાંભલે કૃષ્ણ નરેશ રે.
સોભાગી. નેમિ૦-૪
દશે દ્રષ્ટાંતે દોહિલો રે લાલ, માંનવનો અવતાર રે; સોભાગી.
ભવભવ ભમતાં પામીયોરે લાલ, લહી કુણ હારે ગમાર રે.
સોભાગી. ને૦-૫
કુટુંબ સહુકો કારમો રે લાલ, એકજ નિશ્ચલ ધર્મ રે; સોભાગી,
અલ્પ જ સુખને કારણે રે લાલ, કાંઈ બાંધો બહુ કર્મ રે.
સોભાગી. ને૦-૬
વાંણી સુણી વૈરાગીયો રે લાલ, થાવચ્ચા સુકુમાર રે; સોભાગી.
અનુમતિ આપો મોરી માતજી રે લાલ, લેસ્યું સંયમભાર રે.
સોભાગી. ને૦-૭

## ઢાળ બીજી

(૩૬૮)

માત કહે સુત સાંભળો, સંયમ વિષમ અપાર રે; ચારિત્ર
ચિત્ત વસ્યો.
તું સુકુમાલ છે નાન્હડો, સૂણ મોરા પ્રાણ આધાર રે
ચારિત્ર૦-૧

નારી બત્રીશ છે તાહરે, ઇંદ્રાણી સમ રૂપ રે; ચારિત્ર૦
તું વત્સ ઇંદ્ર સમાંન છે, ભોગવે ભોગ અનૂપરે. ચારિત્ર૦-૨
એ મંદિર એ માલિયાં, એ સુકુમાલી સેજ રે; ચારિત્ર૦
સુખ માંણો સંસારનાં, આણી હીયડે હેજ રે. ચારિત્ર૦-૩
તન ધન યોવન ચંચલો, સૂણુ મોરી માત સુવિચાર રે; ચારિત્ર૦
નદી પૂર સમ જાંણીએ, જાતાં ન લાગે વાર રે. ચારિત્ર૦-૪
ડાભ અણી જલ બિંદુઓ, પીંપલ પાકો પાન રે; ચારિત્ર૦
તિમ એ આયુ થિર નહીં, સાંભલ મોરી માત રે.
ચારિત્ર૦-૫
સાધુ તણો પંથ દોહિલો, વૃદ્ધ પણે પાલે સૂર રે; ચારિત્ર૦
પછે હીયડે પછતાવશો, સૂણુ મોરા નંદ સનૂર રે. ચારિત્ર-૬
સંયમ લેઈ પછતાવસેં, જે મન કાયર થાય રે; ચારિત્ર૦
સિંહ તણી પરે પાલસ્યું, સંયમ મોરી માયરે. ચારિત્ર૦-૭

દૂહા

થાવચ્ચા સુત થિર રહ્યો, જોર દેખી જમ ધાડય;
સંયમ શરણો સંગ્રહ્યો, ધન કણ કંચન છાંડય.-૧
ઈણે શરણે સુખીયા થયા, શ્રી થાવચ્ચાકુમાર;
સરણ લહ્યા વિણ જીવડો, ઈણી પરે રૂલે સંસાર.-૨

ઢાલ ૩ જી.

(૩૬૯)

અનુમતિ આપે માતજી રે, એતો સહસ પુરૂષ સંઘાત રે;
કુંવર થાવચ્ચો સંયમ આદરે રે, એતો નેમિ જિન કેરે હાથ રે.
સાધૂ સોભાગી થાવચ્ચો વંદીએ રે.-૧

શ્રી જિનવરજીએ કૃપા કરી રે, મૂકયા સ્થવિરજીની પાસ રે;
ચઉદ પૂરવ ભણ્યા અતિ સુંદરૂં રે, અર્થ સહિત ઉલ્લાસ રે.
સાધૂ૦–૨

પાંચ મહાવ્રત તે ચોખાં ધરે રે, પાલે પંચ આચાર રે;
નવવિધ શીયલ સમાચરે રે, ષટ્ કાયા હિતકાર રે. સાધૂ૦–૩

સુમતિ ગુપતિ આરાધે ભાવસ્યું રે, લિએ નિરદૂષણ આહાર રે;
દશવિધ મુનિનો ધર્મ હીયે ધરે રે,વીચરે ઉગ્ર વિહાર રે. સા૦–૪

વિહાર કરંતાં અનુક્રમેં આવીયા રે, વિમલાચલ ગિરિવર સાર રે;
અણુસણુ કરી માસ એકનો રે, પોહતાં મુગતિ મોઝાર રે.
સાધૂ૦–૫

શ્રી લૂંકા ગચ્છપતિ રાજિઓ રે, શ્રીકેશવજી મુણિંદ રે;
શીયલ શિરોમણી ગચ્છપતિ વાંદતાં રે, જિમ લહીએ પરમા-
નંદ રે. સાધૂ–૬

તાસ સાસન માંહે સુંદરૂં રે, ઋષિ **ભીમજી** સુખદાય રે;
તસ શિષ્ય **તેજ** મુનિ ભલે ભાવસ્યું રે, એતો ઋષિ થાવચ્ચા
ગુંણુ ગાય રે.–સાધૂ૦૭

# શ્રી રાજુલની સજઝાય

( ૩૭૦ )

ઉગ્રસેન પુત્રી અરજ કરે, નેમજી સાંભલજયો મહારાજ;
મોરો દીલ લાગો સાહિબ સાંમલો. –૧

પ્રભુજીની જાંન વિરાજતી, સાથેં જાદવનો પરિવાર; મોરો૦
તોરણુ આવી પાછા વલ્યા, તે તો સાલે છે મુજ સાલ. મોરો૦–૨

યાદવ જાંન જોડી કરી, આવો સાંમલીયા શિરદાર; મોરો૦
તુજ દીઠાં વિણુ નવિ ગમેં, માહરે અંગ સકલ સિણુગાર. મો૦–૩
ચંદન ચૂંક તણી પરે, અંગારા અંગહાર; મોરો૦
ભોજન મૂલ ન ભાવતાં, વલી ઉપર મનમથ માર. મોરો૦–૪
નવ ભવ નેહ નિવારીનેં, હાંરે પ્રભુ નેમ ચઢયા ગિરનાર; મો૦
રાજુલ વાત જ સાંભલી, કાંઈ ધરતી દુઃખ અપાર. મોરો૦–૫
પોહતી પ્રીતમ પાસજી, લીધો સંયમ ભાર;
પિઉજી પહેલાં એ પાધરી, પોંતી મોક્ષ મોઝાર. મો૦–૬
સતી નાંમ સમરે સદા, પાંમે પરમાણુંદ;
મહાનંદ મુનિવર વીનવે, હાંરે પ્રભુ ફેડો ભવના ફંદ. મો૦–૭

# શ્રી રાજુલની સજ્ઝાય

( ૩૭૧ )

શિવાદેવી સુત સુંદરૂં, વાલો નેમ જિણુંદો રાજિ; રાજુલ
નારીનો સાહિબો રે.
યદુવંશિ શિર સેહરો, સમુદ્રવિજય કુલચંદો રાજિ. રાજુલ૦–૧
મોટે ઓચ્છવે કૃષ્ણુજી, તેહનો વિવાહ કરવા રાજિ; રાજુલ૦
તેડી જોરાવર આવીયા, ઉગ્રસેન પુત્રી વરવા રાજિ. રાજુલ૦–૨
વિણુ પરણેંજી પાછો વલ્યો, તોરણુથી રથ ફેરી રાજિ; રાજુલ૦
તે શું કારણુ જાણીએં, પશુની વાત ઉદેરી રાજિ. રાજુલ૦–૩
બલભદ્ર કાંન્હ આડા ફર્યા, બંધવ ઈમ નવિ કીજે રાજિ; રાજુલ૦
છોકરવાદ સ્યાંણા થઈ, કરતા લજ્યા છીજે રાજિ. રાજુલ૦–૪
ઊભો ઉગ્રસેન વીનવેં, વહેલા મહોલ પધારો રાજિ; રાજુલ૦
માંન વધારી મોટા કરો, અવગુણુ કો ન વિચારો રાજિ. રા૦–૫

કોઈનું વચન ન માનીયું, દૂલહન રોતી મૂકી રાજિ; રાજુલ૦
રેવંત ચઢી શિવને વર્યા, રાજુલ પણ નવિ ચૂકી રાજિ. રાજુ૦–૬
અકળ કહાંણી ઈણેં કરી, જે બીજે નવિ થાય રાજિ; રાજુલ૦
શ્રી અખયચંદસૂરીશનો, ખુશાલ મુનિ ગુંણ ગાવે રાજિ.
રાજુલ૦–૭

# શ્રી જીરણ શેઠની સજ્ઝાય

( ૩૭૨ )

દુહા

શ્રી અરિહંત અનંત ગુણ, અતિશય પુરીત ગાત્ર;
મુનિ જેંમ જ્ઞાની સંજમી, તે ઉત્તમ કહીએ પાત્ર.– ૧
પાત્ર તણી અનુમોદના, કરતો જીરણ શેઠ;
શ્રાવકેં અચ્યુતગતિ લહી, નવ ગ્રૈવેયક હેઠ.– ૨
દશ ચોમાસી વીર જિન, વિચરીત સંજયમ વાસ;
વીસાલાપુર આવીયા, પ્રભુ અગ્યારમો ચોમાસ.– ૩

ચોપાઇ

ચોમાસી અગ્યારમીજી રે, વિચરીત સાહસ ધીર;
વીસાલાપુરી બાહેરજી રે, દીઠા શ્રી મહાવીર.– ૪
જગતગુરૂ ત્રિશલાનંદન વીર.
ભલે ભલે ભેટયો શ્રી જિનરાય, સખીરી ચોક વધાવો આય;
કે મોરે ભાગ્ય અનોપમ આય. જગત૦–૫
બલદેવનો છે દેહરોજી રે, તિહાં પ્રભુ કાઉસગ લીધ;
પચખાંણ ચોમાસીનોજી રે, સ્વામીએ એ તપ કીધ. જ૦–૬
જીરણ શેઠ તિહાં વસેજી રે, પાલે શ્રાવક ધર્મ,
અલંકારે કરી ઓલખ્યાજી રે, જાંણે ધર્મનો મર્મ. જ૦–૭

આજ અછે ઉપવાસીયાજી રે, સ્વાંમી શ્રી વર્દ્ધમાન;
કાલે કરસ્યેં પ્રભુ પારણોજી રે, દેસું સ્વહસ્તે દાન. જ૦–૮
જીરણુશેઠ ઇમ ચિંતવેજી રે, સફલ હુઈ મુજ આશ;
પક્ષ માસ ગણતાં ભઈજી રે, પુરી થઈ ચોમાસ. જ૦–૯
સાંમગ્રી છે આહારનીજી રે, સ્વાંમીનેં પ્રતિલાભ;
પ્રભુજીનો મારગ જોવતાંજી રે, તો વરસે વિણુ આભ. જ૦–૧૦
ઘરે આવે છે પ્રાહુણોજી રે, નિમંત્રો એક જ વાર;
પ્રભુજી કહીએ આવશેજી રે, મનવા વારોવાર. જ૦–૧૧
પછે કરીશ હું પારણોજી રે, સ્વાંમીનેં પ્રતિલાભ;
હોય મનોરથ એહવોજી રે, તો વરસે વિણુ આભ. જ૦–૧૨
અવસરે ઉઠચા ગોચરીજી રે, શ્રી સિદ્ધાર્થના પુત;
વિસાલાપુરી આવીયાજી રે, પુરણુ ઘરેં પહોંત. જ૦–૧૩
મિથ્યાતી જાંણે નહીજીં રે, જંગમ સુરતરૂ એહ;
દાસી પ્રતિ તે ઇમ કહેજી રે, કાંઇક ભિક્ષા દેય. જ૦–૧૪
ચાટુ ભર્યા તેણે બાકલાજી રે, આંણી પ્રભુનેં દીધ;
નિરાગી તે લેઈ વલ્યાજી રે, સ્વાંમીએ પારણો કીધ. જ૦–૧૫
દેવ બજાવે દુંદુભીજી રે, બોલે બે કર જોડ;
હેમ વૃષ્ટિ તિહાં હુઈજી રે, સાડી બારહ કોડ. જ૦–૧૬
રાય કહે તે શું દીયોજી રે, પારણો કીધો વીર;
લોક પ્રતે તે ઈમ કહેજી રે, મેં તો વહોરાવી ખીર. જ૦–૧૭
રાય લોક તવ તે કહેજી રે, ધન્ય ધન્ય પુરણુ શેઠ;
ઉત્તમ કરણી તેં કરીજી રે, અવર સહુ તુજ હેઠ. જ૦–૧૮
જીરણુશેઠ તવ તે સુણીજી રે, વાજીંત્ર દુંદુભિનાદ;
અન્યત્ર કીયો પ્રભુ પારણોજી રે, મનમાં થયો વિખવાદ. જ૦–૧૯

જે મનોરથ મેં કર્યાજી રે, તે તો રહ્યા મન માંહે;
નિરધન જિમજિમ ચિંતવેજી રે,તિમ તિમ નિષ્ફલ થાય.જ૦–૨૦
પ્રાપ્તિ વિના નવી પાંમીએજી રે, મેરે ન આવ્યા સ્વામી;
કલ્પતરૂ કિમ પાંમીએજી રે, મેરૂ મંડલનેં હાંમી. જ૦–૨૧
અન્યત્ર કીયો પ્રભુ પારણોજી રે, અન્યત્ર કીયો વિહાર;
પાસ સંતાનીયા આવીયાજી રે, તે મુનિ કેવલધાર. જ૦–૨૨
વીસાલાનો રાજીયોજી રે, લોક સહુ રે આણંદ;
રાયે પ્રશ્ન જઈ પૂછીયોજી રે, ગુરૂ ચરણે નિજ વૃંદ. જ૦–૨૩
મેરે નગરમેં કુણ અછેજી રે, પુન્યવંત જસવંત;
કહે કેવલી આજતોજી રે, જીરણ શેઠ મહંત. જ૦–૨૪
રાય કહે કિણ કારણેંજી રે, જીરણ શેઠ મહંત;
દાંન દીઓ શ્રીવીરનેંજી રે, તેતો પુરણ જસવંત, જ૦–૨૫
રાય પ્રતેં કહે કેવલીજી રે, પુરણ દીધાં દાન;
હેંમ વૃષ્ટિ તિહાં થઈજી રે, અવર ન કોઈ પરમાંણ. જ૦-૨૬
એક ઘડી સુર દુંદુભીજી રે, જીરણ સુણતો ન કાંન;
તો લેતો જીરણ સહીજી રે, નિરમલ કેવલનાંણ. જ૦–૨૭
દેવલોક વળી બારમેજી રે, જીરણ પુન્ય પ્રબંધ;
વીગર દાંન દીધે ફલ્યોજી રે, ઉત્તમ સુર સંબંધ. જ૦–૨૮
દાંન દીએ સાધુનેંજી રે, તેહનેં નિષ્ફલ નવિ હોય;
વીગર દાંન દીધો ફલ્યોજી રે,જીરણ જિમ ફલ જોય. જ૦–૨૯
દાંન તણી અનુમોદનાંજી રે, દાન સુપાત્રેં રસાલ;
દાંન દીએ જે સાધુનેંજી રે, તેહનેં નમેં મુનિ માલ. જ૦–૩૦